# રૂ પ મ તી

[ ઐતિહાસિક નવલકથા ]

જો મૈં ઐસા જાનતી, પ્રીતિ કિયે દુઃખ હોય,
નગર ઢિંઢોરા ફેરતી, પ્રીતિ ન કીજો કોય.

રૂપમતી



લેખક

ચુનીલાલ વર્ધમાન શાહ



મૂલ્ય રૂા. ૨

લોક પ્રકાશન લિમિટેડ વતી મુદ્રક તથા પ્રકાશક
ઇન્દ્રવદન બળવંતરાય ઠાકોર
'પ્રજાબંધુ' પ્રેસ, રેવડી બજાર, અમદાવાદ.



પ્રથમ આવૃત્તિ

વિ. સં. ૧૯૯૭ :: ઇ. સ. ૧૯૪૧



'પ્રજાબંધુ'ના ગ્રાહકોને સને ૧૯૪૧ ની ભેટ

# પ્રસ્તાવના

---

**આ**જથી આશરે પોણાચારસો વર્ષ પૂર્વે માળવામાં રૂપમતી અને બાઝ બહાદુર થઈ ગયાં. તે વખતે તેમનું જીવન લોકકથાનું સ્વરૂપ પામ્યું નહોતું. અકબરના કાળના તવારીખનવેશો બદઉની અને અબુલફઝલે એમનાં જીવનના સંક્ષિપ્ત ઉલ્લેખો કરેલા છે, અને તે ઉપરથી અંગ્રેજ ઇતિહાસલેખકોએ પણ એમની નોંધ લીધી છે. પરંતુ તે સાથે જ એ જીવન લોકોની જીભે ચડીને અદ્‌ભુત કથા રૂપે ગુંથાતું જતું હતું, એના ય ઐતિહાસિક પુરાવા સાંપડે છે.

અકબરના કાળમાં એ જીવનની કથા લખાઇ; અકબર, જહાંગીર અને શાહજહાંના કાળના જાણીતા ચિત્રકારોએ રૂપમતી અને બાઝ બહાદુરનાં ચિત્રો દોર્યાં; પણ પછી એ બધુંય અંધકારમાં ડૂબી ગયું; તેને સ્થાને એક લોકકથા રચાઇ ગઈ, તેનાં જોડકણાં જોડાયાં, રૂપમતીએ રચેલી મનાતી કેટલીક કવિતાઓ વહેતી થઇ, પરંતુ તે બધું સત્યકથાથી ઘણે દૂર ચાલ્યું ગયું હતું. કાંઈ કાંઇ વિકારો તેમાં દાખલ થયા હતા અને ઐતિહાસિક તથ્ય ભુલાતું જતું હતું. રૂપમતીનાં માતાપિતા અને તેના જન્મસ્થાનનાં જે નામો લોકકથામાં સાંભળવામાં આવતાં હતાં તેનો કશો પત્તો નહોતો. ઇતિહાસની કસોટી પર કસતાં તેમાં કશું મૂલ્ય જણાતું નહોતું.

આજથી સોએક વર્ષ પૂર્વે—અકબરના કાળ પછી સવાબસો વર્ષે અંગ્રેજ ઇતિહાસલેખકો અને સંશોધકોને હાથે એ જીવનનું થોડું સંશોધન થયું અને લોકકથામાંથી મેળવેલા તંતુઓ તથા તે સાથે સંબંધ ધરાવતા ઐતિહાસિક અવશેષોના તાણાવાણા ગુંથાઇને હિંદીમાં એક કથા લખાઇ.

સને ૧૯૦૮ માં રૂપમતી સંબંધી એવી એક નાની હિંદી કથા મેં વાંચેલી. એ જ અરસામાં મરાઠી માસિક "ઇતિહાસ-સંગ્રહ" માં એ જ કથા શ્રી. પારસનીસના હસ્તે થોડા નવા સંશોધન સાથે લખાયલી વાંચવામાં આવી હતી. બ્લોકમેન, સર જ્હોન માલ્કમ, લુઆર્ડ, કનિંગહામ અને એબટનાં રૂપમતી વિષેનાં લખાણોને આધારે જ એ હિંદી–મરાઠી કથાઓ લખાઇ હતી, એટલે કશો વધારે ઇતિહાસ ઉપલબ્ધ થયો નહોતો. તે નાની કથાઓ ઉપરથી જ 'રૂપમતી' નું જીવન મને આકર્ષક લાગ્યું હતું, અને એક લાંબી કથા લખવાનો અભિલાષ જાગ્યો હતો. ઉત્સાહના ઊભરામાં બે પ્રકરણ તે જ વખતે લખી નાંખ્યાં હતાં; પરંતુ રૂપમતીની કવિતા માળવામાં આજે પણ ગવાય છે એવી લોકકથા હોવાથી તે કવિતા મેળવવાના યત્નોમાં ત્યારપછી વર્ષો વહી ગયાં અને કથાલેખનનું કામ બંધ પડી ગયું.

ત્યારપછી પ્રચલિત લોકકથાને આધારે જ લખાયલી રૂપમતીની નવલકથા ૧૯૧૦ માં ત્રૈમાસિક "સમાલોચક" માં શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીની કલમે લખાતી જોવામાં આવી. એ એક એવી જ મરાઠી નવલકથાને આધારે લખાતી હતી કે જેનું મૂળ ઉપર્યુક્ત નાની કથા જ માત્ર હતું, એટલે તેમાં કશું મૌલિક સંશોધન માલૂમ પડયું નહિ અને જૂની લોકકથાને નવીન સ્વરૂપે ગૂંથવાનો જ એ એક પ્રયત્ન જણાઈ આવ્યો. "સમાલોચક" માં તે કથા છેવટે અધૂરી રહી અને વાચકોને આકર્ષી શકી હોય એમ જણાયું નહિ.

૧૯૨૦ માં શ્રી. શિવરામ કાશીનાથ ઓકે લખેલું ધાર સંસ્થાનના ઇતિહાસનું પુસ્તક વાંચવામાં આવ્યું, તેમાં "રૂપમતી" ની કથા "ઇતિહાસ–સંગ્રહ" માંથી ઊતારી લેવામાં આવી હતી અને તે માટે અંગ્રેજ સંશોધકોનો જ હવાલો આપવામાં આવ્યો હતો.

પરંતુ ત્યારપછી અહમદ–અલ–ઉમરીની મૂળ ફારસી કથા જે ઇ. સ. ૧૫૯૯ માં અકબરના કાળ દર્મિયાન જ લખાયલી અને મીર જાફરઅલી નામના એક મુનશીએ ઇ. સ. ૧૬૫૩ માં તેની નકલ કરેલી, એ ઉપરથી તેનો અંગ્રેજી અનુવાદ

"લેડી ઓફ ધી લોટસ" ને નામે મી. એલ. એમ. ક્રમ્પે પ્રસિદ્ધ કર્યો અને રૂપમતીના ઉપલબ્ધ ઇતિહાસ ઉપર સંશોધનાત્મક નોંધો લખીને સારી પેઠે પ્રકાશ પાડ્યો. તે પુસ્તક ૧૯૩૦ માં મારા વાંચવામાં આવ્યું અને રૂપમતીની કથા લખવાનો ઉમંગ નવેસરથી જાગ્યો. અહમદ–અલ–ઉમરીએ ફારસીમાં લખેલી કથામાં ઇતિહાસ-દૃષ્ટિ સ્વલ્પ છે, કાવ્યદૃષ્ટિ વિશેષ છે, છતાં ખુદ બાઝના જ એક નોકર સુલેમાનખાને પૂરી પાડેલી વીગતોને આધારે લખેલી એ આખ્યાયિકા છે, એટલાપૂરતી તેમાં સત્યતા તથા ઐતિહાસિકતા છે અને તે પ્રચલિત લોકકથાથી સારી પેઠે જૂદી પડે છે.

સને ૧૯૩૭ માં માળવાનો પ્રવાસ કરવાનો પ્રસંગ સાંપડ્યો ત્યારે ઉજ્જનમાં બાઝ બહાદુર અને રૂપમતીની કબરો હોવાનું સર જહોન માલ્કમે નોંધેલું તે બાબત તપાસ કરી, પરંતુ તે તપાસમાં એ હકીકત તદ્દન ખોટી જણાઇ આવી. ઉજ્જનમાં એવી કોઇ કબરો જ નહોતી. માંડવગઢની મુસાફરી વખતે રૂપમતી તથા બાઝ બહાદુરનાં નામો સાથે જોડાયલાં મહેલ તથા છત્રી, રેવાકુંડ, વગેરે જોયાં અને લોકકથાઓ સાંભળી, પણ રૂપમતીની મનાતી કવિતા વિષે કોઇ કશું જાણતું નહોતું.

કનિંગહામે રૂપમતીની બે કવિતાઓ હસ્તલિખિત સ્વરૂપમાં મેળવીને તેનો અંગ્રેજી અનુવાદ આપ્યો છે; તેમજ મી. ક્રમ્પે પણ રૂપમતીના લેખાતા કેટલાક દોહા–સવૈયાનો અંગ્રેજી અનુવાદ આપ્યો છે. તેને આધારે સંશોધન કરતાં થોડી કવિતાઓ મૂળ સ્વરૂપમાં હું મેળવી શક્યો. એને લગતી વધુ સામગ્રી રૂપમતીના જન્મસ્થાન સારંગપુરમાંથી મળી શકશે એવી ધારણાથી ૧૯૪૦માં સારંગપુરનો તથા બાઝની સમયની માળવાની રાજધાનીના નગર શુજાઉલપુરનો પ્રવાસ કર્યો. શુજાઉલપુરમાં શુજાઅતખાનના કિલ્લાના થોડા જીર્ણ અવશેષો સિવાય માળવાની પઠાણ બાદશાહીના કાળનું કોઇ નામ નિશાન રહ્યું નથી. કિલ્લામાંની કબરોમાં શુજાઅતખાનની કબર કઈ તેની પણ કોઇને માહિતી નથી. સારંગપુરમાં થોડા અવશેષો છે, પરન્તુ રૂપમતીની કવિતાની કોઇને માહિતી હોય તેમ જણાયું

નહિ. સારંગપુરની ઇતિહાસજ્ઞ વ્યક્તિઓની મુલાકાતથી પણ કશી વધુ માહિતી મળી શકી નહિ. રૂપમતી સંબંધી અને તેની કવિતાઓ સંબંધી તેમની પાસેની માહિતી કરતાં તો મારી પાસે એકત્ર થએલી સામગ્રી વિશેષ જણાઇ આવી.

પછી રૂપમતી તથા બાઝ બહાદુરના આરામગાહના ગૂંબજની યાત્રા કરી. આ ગૂંબજ સારંગપુરની ઉત્તરે એક માઇલ પર આવેલો છે. તે પોણુચારસો વર્ષ જેટલો જૂનો હોવાનું જણાઇ આવે છે. ૧૮૩૫ માં એબટે એ સ્થાનની મુલાકાત લીધેલી. તે લખે છે: " સારંગપુરના લોકો કહે છે કે એ ગૂંબજમાં ઊભા રહીને જો ' રૂપમતી ' ના નામનો પોકાર પાડીએ તો તેનો સામો પડઘો ' બાઝ 'ના નામનો પડે છે ! " પરન્તુ આજે એ ગૂંબજનો શિખરનો ભાગ તૂટી પડેલો છે, એટલે પડઘો પડતો નથી. વચ્ચેની ઘસાઇ ભુંસાઇ રહેલી કબરો માત્ર સહૃદય પ્રેક્ષકની આંખોને આર્દ્ર કરે છે.

સારંગપુરના યુદ્ધ સંબંધી કેટલીક માહિતી ઇતિહાસગ્રંથો-માંથી મળે છે પરન્તુ એ યુદ્ધનું સ્થાન તો ક્યાંય નોંધાયું નથી. એ માહિતી સારંગપુરમાં સ્થાનિક તપાસને આધારે ત્યાંના જાણીતા વકીલ શ્રી. લક્ષ્મીનારાયણ સિદ્ધનાથ જોશીએ મને સદ્ભાવપૂર્વક પૂરી પાડી છે. સારંગપુરની આસપાસનો પ્રદેશ જોતાં સારંગપુરથી દોઢેક માઇલ દૂર આવેલું તારાગઢનું સ્થાન યુદ્ધભૂમિ માટે આજે પણ વાસ્તવિક જણાય તેવું છે. આગ્રા અને સારંગપુર વચ્ચેના રાજમાર્ગ પર જ એ સ્થાન આવેલું છે.

માંડૂ અથવા માંડવગઢ એ ખરેખર માળવાનો કુદરતી બગીચો છે, અને તેને માળવાના મુસ્લીમ રાજકર્તાઓએ તરેહવાર મહેલો, મકાનો, દરવાજા, કોટ, તળાવો, વાવો વગેરેથી શણગારેલો જોવામાં આવે છે. બાદશાહ અકબર, જહાંગીર, નૂરજહાં, સર ટોમસ રો અને શાહજહાં એ સ્થાનથી આકર્ષાઇને ત્યાં થોડો થોડો વખત રહેવા ગએલાં. અકબરે તો માળવાની જીત પછી



માંડવના પહાડ ઉપર બાઝબહાદૂરનો મહેલ અને રૂપમતીની છત્રી.

એ સ્થાનની મુલાકાત પાંચ વાર લીધેલી. લૉર્ડ કર્ઝને તે સ્થાનની સુંદરતા અને ત્યાંનાં ભવ્ય મકાનો ટકાવી રાખવાને હિંદી સરકાર પાસે નાણાં ખર્ચાવેલાં. આજે ધાર સ્ટેટ તેની ઇમારતોને જાળવી રાખવાનું કામ માત્ર કરે છે. માળવાને એક ખૂણે આવેલું એ સ્થાન આજે હિંદુ પરકમ્માવાસીઓ તથા જૈન યાત્રાળુઓથી જ કાંઈક જીવતું લાગે છે, બાકી તો તે ખંડેરોનું બનેલું અને આછી–પાંખી ગ્રામ્ય વસતીવાળું એક ગિરિનગર માત્ર બની રહ્યું છે. બાઝ બહાદુર અને રૂપમતીનાં નામ સાથે જોડાયલાં મહેલ અને છત્રી સિવાય તેમના બીજા કોઈ અવશેષો સાંપડતા નથી.

આમ એકત્ર કરેલી સામગ્રીને આધારે આ નવલકથા લખી છે. તેમાંનાં પાત્રો તથા પ્રસંગો મોટે ભાગે ઐતિહાસિક છે. કથામાં રૂપમતી તથા બાઝ બહાદુરનાં વ્યક્તિત્વનું આલેખન ઐતિહાસિક પ્રસંગોની, રૂપમતીની કવિતાની તથા તત્કાલીન રાજકીય, સામાજિક, ધાર્મિક વાતાવરણની આરપાર થએલા દર્શનનું પરિણામ છે એ કહેવાની ખાસ આવશ્યકતા ન હોય.

સારંગપુર, તળિયાની પોળ,<br>અમદાવાદ, તા. ૫ : ૩ : ૪૧ } **ચુનીલાલ વર્ધમાન શાહ**

* * *

# અનુક્રમણિકા





  

**શુદ્ધિ:** પ્રકરણ ૧૬ નો આંકડો દૃષ્ટિદોષથી ૧૨ અને પૃષ્ઠ ૨૫ ની પાદનોંધમાં "મુંબઇ–આગ્રા રોડ" ને સ્થાને "દિલ્હી–આગ્રા રોડ" છપાઈ ગયું છે, તે સુધારીને વાંચવું.

# રૂપમતી



## પ્રકરણ ૧ લું . . . . . . . બે વૈષ્ણવ ગોસાંઈઓ

(૧)

ઈ. સ. ૧૫૫૬, વિક્રમ સંવત્ ૧૬૧૨ નો શ્રાવણ માસ બેસી ચૂકયો હતો. સાંઝનો સમય હતો. વિંધ્યાચળને ઘેરી બેઠેલાં વાદળાંનું કટક વાયુની આજ્ઞા થતાં ઉપડીને વિજળીના ચમકારા અને કડાકાભડાકા કરતું ઉત્તર દિશા ભણી પ્રવાસ કરતું હતું. આખી ક્ષિતિજ અંધકારથી આચ્છાદિત થઈ ગઇ હતી. જોત-જોતાંમાં વરસાદ ત્રાટકી પડશે એમ લાગતું હતું.

તે વખતે એક વૃદ્ધ વૈષ્ણવ ઘોડા પર પોતાની બે પુત્રીઓને સવારી કરાવીને પોતે ઘોડાને દોરતો દોરતો માળવામાં આવેલી કાલીસીંધ નદી ઊતરી રહ્યો હતો.

નદીને સામે તીરે પહોંચતાં જ તેણે ચોમેર દૃષ્ટિ કરી અને વરસાદ પૂરેપૂરો ઘેરાઈ ગયો છે એમ જોયું. ગામ હજી થોડું આઘે હતું અને વરસાદ પડયા પહેલાં ગામમાં પહોંચી જવાશે કે કેમ તેની તેને શંકા હતી. પિતાને વારંવાર આકાશ ભણી તાકી રહેતા જોઇને તેર–ચૌદ વર્ષની મોટી પુત્રીએ પૂછયું : "બાબા! વરસાદ પડું પડું થઇ રહ્યો છે, ખરું?"

"હા, બ્હેન! પણ આપણને ઠેકાણાસર પહોંચાડ્યા પહેલાં પ્રભુ વરસાદને નહિ પડવા દે."

નાની પુત્રી લલિતાએ પૂર્તિ કરી: "અને વરસાદ પડશે તો પ્રભુ આપણને આશરો આપ્યા વિના નહિ રહે."

"હા...આ, ભગવાને પર્વતને ઉંચો ધરી રાખીને વરસાદમાંથી વ્રજવાસીઓનું રક્ષણ કર્યું હતું ને, તેમજ."

લલિતા બોલી: "પણ પર્વતો તો બહુ આઘા છે, બાબા!"

રાધા હસી પડી.

પિતાએ કહ્યું: "એમાં હસવા જેવું શું છે? પ્રભુ ધારે તો સો કોસ દૂરથી ય પર્વત ઉપાડી લાવે અને આપણ જેવાં ભક્તજનોને આશરો આપે. પ્રભુ બધું ય કરવા સમર્થ છે. પણ હવે ગામ બહુ દૂર રહ્યું નથી, એટલે આપણે ઠેકાણાસર પહોંચીશું, પછી જ વરસાદ પડશે."

ઘોડો થાકેલો હતો અને ધીમે ધીમે ચાલતો હતો, તેને તેણે હાથમાંની પાતળી સોટી ઉગામીને જરા ઉતાવળો ચાલતો કર્યો. પ્રતિક્ષણે ગાજવીજ વધતાં જતાં હતાં. વાદળાંનો ઘેરો સંધ્યાના અંધકારને વધુ ને વધુ ગાઢ બનાવતો હતો. વૈષ્ણવ વારંવાર દિશાઓમાં અને ઉંચે દૃષ્ટિ કરતો ચાલતો હતો અને મનમાં પ્રભુનું નામ સંભારતો હતો. પરન્તુ બહુ આગળ ચાલ્યા પહેલાં જ વરસાદનાં ફોરાં પડવા લાગ્યાં અને થોડી ક્ષણોમાં તો મૂશળધાર વરસાદ તૂટી પડ્યો. વરસાદ બંધ પડે એવી આશાએ તે થોડી વાર એક ઝાડ હેઠળ થોભ્યો, પણ વરસાદ જરાએ નરમ પડ્યો નહિ, સંધ્યા વધારે ઘેરી બનવા લાગી, રાત આવી પહોંચતી જણાઇ અને ધોધમાર વરસાદમાં પલળતાં પલળતાં પણ ગામમાં જ પહોંચી જવાનું તેણે ઉચિત માન્યું.

સારંગપુરનું બંસીધરજીનું મંદિર ક્યાં આવ્યું તેની તેને ખબર નહોતી. મંદિરનું નામ માત્ર તેણે સાંભળ્યું હતું અને ત્યાં

રાત રહેવા પૂરતો આશરો મળી રહેશે એવી તેની ધારણા હતી. પૂછતાં પૂછતાં તેણે મંદિર શોધી કાઢ્યું. મંદિરની બાજુમાં જ આવેલી ખડકીમાં વૈષ્ણવ પ્રવાસીઓને ઊતરવાની જગ્યા મળે છે એવું જાણી તેણે ખડકીનું બારણું ધમધમાવ્યું.

અત્યારે રાત પડી ચૂકી હતી. વરસાદ શોર મચાવતો હતો, એટલે ખડકીનો ખખડાટ અંદર કોઇ સાંભળતું હોય એમ જણાયું નહિ. મંદિરને ઓટલે બેઠેલા એક ડોસાએ સલાહ આપી: "જદુરાયનું નામ બોલીને ઘાંટો પાડો, તે વિના તે નહિ ઉઘાડે." એટલે તેણે "જદુરાયજી, જદુરાયજી!" એમ નામ પોકાર્યું. તુરત "ઠેરો, ઠેરો, આવું છું," બોલતા એક પ્રૌઢવયસ્ક વૈષ્ણવે બારણું ઉઘાડ્યું. તેણે પૂછ્યું: "કેમ, શું છે?"

"જય શ્રીકૃષ્ણ! હું વૈષ્ણવ છું અને અહીં રાતવાસો રહેવું છે, તે માટે તમને તકલીફ આપી છે. સાથે મારી બે દીકરીઓ છે."

"બ્રાહ્મણ છો?"

"નહિ, ગોસાંઈ છીએ."

"એમ કે? આવો, અંદર આવો! મેં તમારા કપાળમાં તિલક ન જોયું એટલે તમે વૈષ્ણવ છો તે જાણી શક્યો નહિ. વરસાદથી તિલક ધોવાઇ ગયું હશે. તમને બહાર ઊભા રહેવું પડ્યું અને ભીંજાવું પડ્યું તે માટે ક્ષમા કરજો...... બહેન! હજી તમે ભીંજાઓ છો શામાટે? અંદર આવી જાઓ! પહેલાં ઘોડા પરનો સામાન અંદર લાવો, પછી ઘોડાની વાત...હું પણ ગોસાંઇ છું, હોં!"

"ત્યારે તો ઠીક." એમ કહી વૈષ્ણવે ઘોડા પરથી સામાન છોડી ખડકીમાં મૂક્યો. બેઉ બહેનો અંદર આવીને જદુરાયે બતાવેલી પરશાળમાં ચાલી ગઇ અને ભીંજાયલાં કપડાં નીચોવવા લાગી. ઘોડાને પરશાળની બહાર પલળવું ન પડે તેટલા માટે જદુરાયે ગાયને બાંધવાની ગમાણને સામે છેડે તેને બાંધ્યો.

અંધારૂં ગઇ ગયું હતું એટલે જદુરાયે એક કોડિયામાં દીવો સળગાવી આપ્યો. વૃદ્ધ ગોસાંઇને લાગ્યું કે વરસાદથી હેરાન થયા છતાં છેવટે પોતે ઠેકાણે તો પડ્યો.

ઘોડાનો સામાન, કપડાંનું પોટલું, પ્રસાદનો દાબડો, સેવા, ભજન–કીર્તન ગાવા માટેનો સાજ, બધુંય પલળી ગયું હતું. પોટલું છોડીને તેમાંથી એક પછી એક કપડાં લઈ ગોસાંઇએ પરશાળની ખૂંટીઓ પર સુકવવા ભેરવ્યાં. જદુરાય તેનાં ભીનાં કપડાં પહોળાં કરી આપતાં તેની સાથે વાતે વળગ્યો.

વૃદ્ધ ગોસાંઈનું નામ નંદદાસ હતું. શુજાઉલપુરથી નીકળીને તે મીરાંબાઇના દર્શન કરવાને ઠેઠ મેડતા જવાનો હતો. ચોમાસું પૂરેપૂરૂં ઊતરી ગયા પહેલાં તે ઉતાવળ કરીને નીકળ્યો હતો તેનું ખાસ કારણ હતું. તેણે એમ સાંભળ્યું હતું કે મીરાંબાઇ અને તેમની સાથેના સંતો થોડા વખતમાં મથુરા–વૃંદાવનની જાત્રાએ જવાનાં છે, એટલે તેમની સાથેસાથે પોતે પણ જાત્રા કરી શકે, તેટલા માટે આષાડ માસ પૂરો થતાં જ તે પ્રવાસે નીકળી પડ્યો હતો. નંદદાસની પત્ની કેટલાંક વર્ષો પૂર્વે મરણ પામી હતી અને તેને બે પુત્રીઓ માત્ર હતી એટલે તેમને તેણે જાત્રામાં સાથે લીધી હતી.

જે વખતે નંદદાસ અને જદુરાય પરસ્પર ઓળખાણ પાડતા હતા, તે વખતે જદુરાયની પુત્રી રૂપી આવીને રાધા તથા લલિતાની સાથે વાતે વળગી હતી. પરસ્પર અજાણી પરન્તુ સમવયસ્ક છોકરીઓ વચ્ચે સખ્યનો પ્રારંભ થતાં વાર લાગતી નથી. રાધા અને લલિતાનાં બધાં કપડાં ભીંજાઈ ગએલાં જોઇને રૂપીએ તુરત તેમને માટે પોતાની ઓઢણીઓ અને ચણિયા લાવી આપ્યાં, તે તેમણે પહેરી લીધાં. એ માયાળુતાએ સ્નેહનો પ્રારંભ કરતાં વાર લગાડી નહિ.

પછી જદુરાયે વિનય કર્યો: "નંદદાસજી! તમે ભૂખ્યા હશો, થોડો પ્રસાદ લાવું, લેશો?"

"નહિ, નહિ, મારી પાસે પ્રસાદ છે. અમે ત્રણે ધરાઈ રહીએ એટલો છે."

"પણ તે પલળી ગયો હશે."

"તોય પ્રભુને ધરાવેલો પ્રસાદ છે, તેની મિઠાશ કાંઈ જૂદી જ હોય છે."

અને એ પલળેલો પ્રસાદ આરોગીને પિતા–પુત્રીઓએ ચલાવી લીધું. જદુરાયે બે સૂકાં ગોદડાં લાવી આપ્યાં, તેની પથારીઓ કરીને તેઓ પરશાળમાં સૂઇ રહ્યાં.

(૨)

આખી રાત વરસાદ પડ્યા જ કર્યો. પરશાળમાં અર્ધે સુધી વરસાદની વાછંટ આવતી હતી, એટલે આખી રાત નંદદાસને ઊંઘ આવી નહિ. વરસાદની હેલી જામે એવાં જ ચિહ્નો જણાતાં હતાં. બીજે દિવસે સારંગપુર છોડીને આગળ વધવાની તેની ઇચ્છા હતી, પરંતુ વરસાદ તે ઇચ્છા પાર પડવા દે તેમ લાગતું નહોતું. સ્હવારમાં ઉઠતાંવેંત તેણે ધારી લીધું કે આખો દિવસ ત્યાં જ ગાળવો પડશે.

રાધા અને લલિતા પણ પિતાની સાથે જ નિયમ મુજબ વહેલી ઉઠી હતી. વિશાળ આંગણાને ખૂણે કૂવો હતો, ત્યાં જઇ ત્રણે જણાંએ સ્નાન કરી લીધું. પછી મોદીને ત્યાંથી સીધું–સામગ્રી લાવી રાધા અને લલિતાને રસોઇ કરવાનું કહી પોતે પ્રભુસેવા કરવા બેઠો. દોઢેક પ્રહર વીત્યો ત્યારે તેની સેવા પૂરી થઇ અને બીજી બાજુએ રસોઈ પણ પૂરી થઈ. પ્રભુને ભોગ ધરાવીને બધાએ પ્રસાદ લીધો ત્યારે મધ્યાહ્ન થયો હશે, પરંતુ આકાશમાં સૂર્યનું ઝાંખું દર્શન પણ અશક્ય હતું.

જદુરાય પહેલાં મંદિરના કામકાજમાંથી અને પછી ભોજનથી પરવારીને નંદદાસ પાસે વિવેક કરવા આવ્યોઃ "કાંઈ જોઇએ તો

કહેજો, નંદદાસજી! હજી વરસાદ તમને સારંગપુરમાંથી છોડે તેમ લાગતું નથી, અને મારાંએ ધન્ય ભાગ્ય કે તમારા જેવા વૈષ્ણવ જનની મહેમાનગતિ કરવાનો લાભ મળ્યો...સ્હવારથી હું જોઉં છું કે તમે પરમ વૈષ્ણવ જનનો આચાર પાળો છો."

"પ્રભુની કૃપા વિના કશુંય થઈ શકતું નથી. પ્રભુની સેવા પણ તેની ઇચ્છાથી જ આપણે કરી શકીએ છીએ. કોઈ બીજું સ્થળ હોત તો ત્યાં શ્રી બંસીધરજીની છાયા કયાંથી હોત? વૈષ્ણવ જનનો સહવાસ કયાંથી હોત? આવી બધી સગવડ—સામગ્રી કયાંથી હોત? અમારો ભાવ પણ તમારી પેઠે કોણ પૂછત?"

"જો થોડા વહેલા પહોંચ્યા હોત તો તમને પલળવું પડત નહિ."

"પણ પ્રભુની ઇચ્છા જ બીજી હતી. વરસાદમાં પ્રભુએ વ્રજવાસીઓનું રક્ષણ પર્વત તોળીને કર્યું, અને અમારું રક્ષણ અહીં પહોંચાડીને કર્યું, એ શું એની થોડી કૃપા છે?"

પ્રભુની કૃપાનું આ સ્વરૂપ રાધા પણ જાણી લે તો સારું, એવી ઇચ્છાથી તેની દૃષ્ટિએ રાધાને શોધવા માંડી, પણ બેઉ બહેનો ત્યાં નહોતી. તેણે હાક મારી: "રાધા! લલિતા! એટલી વારમાં કયાં ગઈ?"

"અહીં છીએ, બાબાજી!" જદુરાયના ઓરડામાંથી રાધાએ ઉત્તર આપ્યો.

"ત્યાં શું કરો છો? ચાલો, અહીં આવી જાઓ. બીજું પલળી ગયું છે પણ પ્રભુકૃપાએ આપણી પોથી પલળી નથી. ચાલો જોઈએ!"

તુરત રાધા અને લલિતા ઓરડામાંથી બહાર નીકળીને પરશાળમાં આવી અને પિતાની સમીપે બેઠી. નંદદાસે પોથી કાઢીને તેમાંથી ભાગવતનાં પાનાં કાઢયાં, અને પુત્રીઓને કથા કહેવા માંડી. રૂપી પણ ત્યાં આવીને બેઠી. જદુરાયની પત્ની ગોપી ઓસરીમાં ઊભી ઊભી થોડી વાર કુતૂહલવશ સાંભળી રહી. જદુરાયે

આવી કથાઓ ઘણી વાર સાંભળી હતી એટલે તેને તેમાં રસ પડે તેમ નહોતું, છતાં વરસાદનો દિવસ હતો, નવરાશ હતી, એક વૈષ્ણવ અતિથિ કથા વાંચતો હતો, એટલે તે પણ ત્યાં બેઠો બેઠો કથા સાંભળવા લાગ્યો.

ત્રીજે પહોરે નંદદાસે કથા પૂરી કરી અને જદુરાયને કહ્યું: "જદુરાયજી! હવે કીર્તન વેળા થઈ, તમે થોડાં કીર્તન સંભળાવો, થોડાં હું ગાઉં."

"હોવે!" જદુરાયે સંમતિ આપી: "આ વરસાદમાં બીજું કશું કામ થઇ શકે તેમ નથી. રૂપી! તું તારી વીણા લઇ આવ, સાથે મારૂં મૃદંગ લાવજે."

વરસાદમાં હવાઇ ગએલો સાજ તૈયાર કરતાં રૂપીને ને નંદદાસને ખૂબ મહેનત પડી. જદુરાયને એવી મહેનત કંટાળો ઉપજાવતી, પણ રૂપીને એનો કંટાળો નહોતો. નંદદાસને મન પ્રભુસેવામાં જરા પણ પ્રમાદ અકર્તવ્ય હતો; એટલે સાજની તૈયારી પછી મોડી મોડી પણ એ ભજનમંડળી જામી. નંદદાસે સીતાર, રાધાએ કરતાલ, અને લલિતાએ કાંસિયાં–મંજીરાં લઇ ભજન ગાવા માંડયું. રૂપીની વીણાએ અને જદુરાયના મૃદંગે તાલ–સ્વર પુરાવવા માંડયા.

"મુરલી બાજિ હો, સાજન, મુરલી બાજિ હો,
શ્યામ સુંદર ગોપીનાથ વૃંદાવન બિરાજી,
સાજન, મુરલી બાજી હો!

રૂપી ને જદુરાયને એ ભજન આવડતું નહોતું, એટલે તેઓ પ્રારંભથી ભજનમાં આલાપ પૂરી શક્યાં નહિ, પણ ધ્રુવપદ સાંભળતાં જ તેમના તાલસ્વર વ્યવસ્થિત થઇ ગયા, અને તેમણે આલાપ પૂરવા માંડ્યો. ભજન આગળ વાધ્યું:

"શબ્દ સરસ તાન રાગ મધુરી મધુરી ગાવિ,
મોહે પશુ પંખિ તરૂઅર, મુનિકા ધ્યાન ચુકાવિ,
સાજન, મુરલી બાજિ હો!

મુરલી ઘોર શ્રવણ સુણી ગોપિકા ઉઠિ ધાઈ,
મીરાં પ્રભુ ગિરિધર મિલિ તનકી તાપ બુઝાઇ,
સાજન, મુરલી વાજિ હો !

રૂપીને તત્ક્ષણ ભજન કંઠસ્થ થઇ ગયું અને તેણે પણ હવે એ જ ભજન ઉપાડી લીધું. આખા ભજનનું તેણે પુનરાવર્તન કર્યું અને જે છટાથી વીણાના તાર પર તેની આંગળીઓ ફરતી હતી, આંગળીઓ સાથે કંઠ આલાપતો હતો, આલાપની સાથે ગ્રીવા ઝૂકતી હતી, તે જોઇને નંદદાસ ચકિત થઈ ગયો. રૂપીના ગાન વખતે તેણે માત્ર સિતારથી સૂર પૂરવાનું જ કામ કરીને મ્હોં બંધ રાખ્યું, રાધા તથા લલિતાએ પણ તેમજ કર્યું, અને ભજન પૂરૂં થયું ત્યારે બધી આંખો એ ચૌદ વર્ષની સુકુમાર છોકરી ઉપર પ્રશંસાનાં દષ્ટિકિરણો ફેંકવા લાગી.

"વાહ, વાહ ! જદુરાયજી ! પ્રભુકૃપાએ તમારી રૂપી તો અમોલું રતન છે, હોં !" નંદદાસના એ શબ્દો સાંભળીને રૂપીના ઓષ્ઠ પર આનંદસ્મિતની રેખા પ્રકટીને અદશ્ય થઇ ગઇ.

(૩)

નંદદાસ ગોસાંઈ હતો, પરન્તુ સામાન્ય રીતે તેને પોતાના જેવા બીજા ગોસાંઇઓ પ્રત્યે ભાવ નહોતો. પોતે ગોસાંઇ પિતાને પેટ અવતર્યો એ પણ પોતાનું દુર્ભાગ્ય હતું એમ તે માનતો હતો. ગોસાંઇઓ વસ્તુતઃ ગોસ્વામી – ઇન્દ્રિયોના સ્વામી હોવા જોઇએ, તેને બદલે ઇંદ્રિયોના દાસ બની ગયા હતા. મૂળે ગોસાંઇઓ પવિત્ર ધર્માચાર્યોના ત્યાગી શિષ્યો હતા અને તેમાંથી ઉત્તરોત્તર પતિત થતા જઇને સંસારી બન્યા હતા, તથા ઇંદ્રિયોના ભોગમાં રાચી, સ્ત્રીઓ સાથે ગૃહવાસ સેવી, પ્રભુભજન જેવા સંસાર તરવાના સાધનને ભીખ માંગવાનું સાધન બનાવી, પેટ ભરવાનો ધંધો કરતા હતા : તે બધું નંદદાસને મન અણગમતું હતું. જ્યાં સુધી તેને પોતાને આ વસ્તુનો ખ્યાલ આવ્યો નહોતો, ત્યાંસુધી તે

પણ બધાના જેવો જ એક ગૃહવાસી ગોસાંઈ બની રહ્યો હતો, પણ તેને સાચું ભાન થયું એટલે તેને પોતાના પતન માટે પસ્તાવો થતો હતો. જાગ્યા ત્યાંથી સ્હવાર ગણીને તેણે હવે એક પ્રભુસેવાનો જ માર્ગ લીધો હતો અને પત્નીના મૃત્યુ પછી પુત્રીઓને પણ એ જ દિશાએ દોરવા માંડી હતી. પ્રભાતથી માંડી રાત્રે સૂતાંસુધી પ્રભુસેવા સિવાય બીજું કશું કાર્ય જ નહિ કરવાની તેની ટેક હતી અને એ ટેક જાળવતાં વિઘ્નો આવે તો એ વિઘ્નોને પણ તે પ્રભુની જ પ્રસાદી માનીને અવશેષ જીવન વ્યતીત કરવાનો તેનો નિશ્ચય હતો. રાધાકૃષ્ણ તેના આરાધ્ય દેવતા હતા, એમના અનુગ્રહ વિના મુક્તિ નથી એ તેનો પરમ સિદ્ધાંત હતો, એ મુક્તિ સિદ્ધ કર્યાં વિના આ જન્મારો અફળ છે એવું તેને જ્ઞાન થયું હતું અને એ જ્ઞાનને ચરિતાર્થ કરવા તીર્થક્ષેત્રમાં જઈ જન્મમરણના ફેરા ટાળવા ઉપરાંત પુત્રીઓનું પરમકલ્યાણ સાધવા તે વ્રજનિવાસ—કૃષ્ણ ભગવાનની લીલાભૂમિમાં નિવાસ—કરવા ઇચ્છતો હતો. આ ઈચ્છાની પરિપૂર્ણતા માટે મીરાંબાઇ જેવાં પરમ વૈષ્ણવી સાધ્વીનો સાથ મળતો જોઇને તે જરાએ વિલંબ કર્યાં વિના ઘર છોડીને નીકળ્યો હતો.

જદુરાય ગૃહપરિવારવાળો ગોસાંઇ હતો અને બંસીધરજીના મંદિર અંગેનું પરચુરણ કામકાજ કરીને આજીવિકા ચલાવતો હતો. તેનો નાનો ભાઇ અને બે પુત્રો શ્રાવણ માસ બેસતાં જ આસપાસનાં ગામોમાં યાચના કરવા ગયા હતા. એ બધું જાણ્યા પછી નંદદાસને સમજાયું હતું કે બીજા ગોસાંઇઓના જેવો જ જદુરાય પણ હતો; પરન્તુ રૂપીનું ભજન સાંભળ્યા પછી અને રૂપીની માતા પણ ભજન સારાં ગાઇ જાણે છે એવું જદુરાયને મુખેથી જાણ્યા પછી તેને લાગ્યું કે આ ગોસાંઇ કુટુંબમાં પ્રભુભક્તિ તો ઠીક ઠીક ચાલે છે ખરી. અહીં રોકાઇ જવું પડ્યું તે તેને પહેલાં તો એક વિઘ્ન લાગતું હતું, પણ હવે તેનું મન કાંઇક ઠર્યું હતું અને રોકાવાનું આવા સ્થળે થયું તે પણ પ્રભુની ખરેખરી કૃપા જ સમજાતી હતી.

સારંગપુરમાં જદુરાય ગોસાંઈ ભગવદીય તરીકે ઓળખાતો, પરંતુ નંદદાસનો થોડો પરિચય થયા પછી તેને લાગ્યું કે પોતે તેના જેવો પૂરેપૂરો વૈષ્ણવ ભગત નહોતો; છતાં નંદદાસની દૃષ્ટિમાં પોતે એકદમ ઊતરી જાય નહિ તો સારૂં, એમ તેના મનમાં થયા કરતું હતું. રૂપીનું ભજન, તેનું વીણાવાદન અને પોતાનું મૃદંગવાદન સાંભળ્યા પછી નંદદાસના વદન ઉપર જ્યારે સંતોષની રેખાઓ અંકાયલી જદુરાયે જોઇ, ત્યારે તેને આનંદ થયો કે એ પરમ વૈષ્ણવ જનની દૃષ્ટિમાં પોતે હીણો દેખાયો નથી. વરસાદને કારણે નંદદાસને એકાદ-બે દિવસ વધુ રોકાવું પડે, તેટલો વખત તેના ઉપર પોતાની વૈષ્ણવતાની સારી છાપ પડે એવી આકાંક્ષા તેના મનમાં સ્વાભાવિક રીતે જ જન્મી હતી. સાંજે તે નંદદાસને અને તેની પુત્રીઓને મંદિરમાં દર્શનાર્થે તેડી ગયો ત્યારે તેણે પણ અત્યંત ભાવપૂર્વક દર્શન કર્યાં અને એક પદ ગાઇને મંદિરને ગજાવી મૂક્યું.

દર્શન કરીને પાછા ફરતાં નંદદાસે મંદિરમાંનાં રાધા અને કૃષ્ણનાં આવાં મોટાં સ્વરૂપ કેવી રીતે પધાર્યાં તેની જદુરાયને પૃચ્છા કરી. જદુરાયને એ વિષે કશી ખબર નહોતી, પણ જે મંદિરનું પોતે કામ કરતો હતો તે મંદિર અંગેની આવી મુખ્ય વાતનું પણ અજ્ઞાન બતાવવામાં તેને હીનતા લાગી. તેણે કહ્યું: "અહીં અનાદિ કાળથી રાધાકૃષ્ણનાં સ્વરૂપ બિરાજતાં હતાં, પરન્તુ પહેલાં તે નાનાં હતાં. ભગવાન નિયમાનંદજી* આ માર્ગે થઇને વ્રજભૂમિમાં પધાર્યા તે વખતે અહીં માર્ગમાં રોકાયેલા. અહીં તેમણે સ્વહસ્તે પ્રભુસેવા કરેલી. નિયમાનંદજી બંસી સરસ બજાવી જાણતા એટલે પોતે બંસી સાથે રાખતા. અહિંથી વિદાય થતાં તે બંસી મંદિરમાંજ ભૂલી ગયા. બંસી મોટી હતી અને સ્વરૂપ નાનાં હતાં, એટલે ભગવાને મોટાં સ્વરૂપ કરીને એજ બંસી નિજ હસ્તમાં ધારણ કરી લીધી!"

"અહો પ્રભુ!" નંદદાસ ગદ્‌ગદ્ કંઠે બોલ્યો: "ભક્ત-વત્સલ! ભગવાન નિયમાનંદની બંસીને તારો કૃપાપ્રસાદ મળ્યો

* નિંબાર્કાચાર્ય

તેવો પ્રસાદ અમજેવા દાસોને ક્યારે આપીશ ?"

રાત્રે મંદિર બંધ કરીને જદુરાય આવ્યો ત્યારે તેણે નંદદાસને કહ્યું: "આ પરશાળમાં વાછંટ આવ્યા કરશે અને તમને ઉંઘ નહિ આવે; ઇચ્છા હોય તો મંદિર ઉઘાડી આપું, ત્યાં તમારી પથારી રાખી શકાશે."

"ના રે ભાઈ! મને એવાં કશાં સુખ–સાધન ન જોઇએ."

"પણ વધુ વરસાદ પડશે તો આ બિચારી છોકરીઓને ય ઉંઘ નહિ આવે."

રૂપીએ પિતાને સૂચના કરી: "બાબા ! રાધા અને લલિતાની પથારી મંદિરમાં કરીશું, હું તેમની પાસે સૂઇ રહીશ. રાત્રે અમે ભજન શીખીશું અને ગાઈશું."

એ વાત નંદદાસને ગમી ગઈ. તે પુત્રીઓને પોતાથી જરાએ અળગી કરતો નહિ; ભજન, ભોજન, શયન, બધે સમયે તે તેમને પોતાની પાસે ને પાસે જ રાખતો; કુસંગતિની અને અનિષ્ટ સંસ્કારની શંકા તેને ડગલે ને પગલે રહ્યા કરતી; પરન્તુ અહીં તેને એવી કશી શંકા રાખવાનું કારણ જણાયું નહિ. રૂપીની સાથે મંદિરમાં જઇને સૂઇ રહેવાને તેણે બેઉ બહેનોને ખુશીથી રજા આપી.

(૪)

વરસાદ ટપક ટપક ટપકી રહ્યો હતો. ચોમેર અંધકાર છવાઇ રહ્યો હતો. મંદિરના નિજગૃહમાં રાધાકૃષ્ણના યુગલ સ્વરૂપની આડે પડદો પાડી દેવામાં આવ્યો હતો. એક ખૂણે દીવીમાં બળતો નાનો દીવો ગર્ભાગાર સુધી આછો આછો પ્રકાશ ફેલાવી રહ્યો હતો. વાયુની શીતળ લહેર મંદિરમાં પ્રસરી રહેલી અગર–ચંદનની સુવાસ સાથે મળીને વાઇ રહી હતી. અહીં વાછંટ નહોતી, ભેજ નહોતો, સંકડાશ નહોતી. રૂપી, રાધા તથા લલિતાને લઇને મંદિરમાં આવી અને દ્વાર બંધ કરી દઇને તેણે અંદરની

સાંકળ વાસી. એક જાળીઉં ખુલ્લુંજ હતું અને બીજું જાળીઉં તેણે ખોલી નાંખ્યું. પછી ગર્ભાગારમાં ત્રણેએ પોતપોતાની પથારી કરવા માંડી.

રૂપી વીણા સાથે લાવી હતી, રાધા અને લલિતા પોતાનાં કરતાલ–મંજીરાં લેતી આવી હતી. ઉંઘ ન આવે ત્યાંસુધી ભજન ગાઇ–શીખી શકાય તેમ હતું. નવા સખ્યનો આનંદોદ્રેક તેમના અંતરમાં જાગ્યો હતો. ત્રણે અંતરને એક બીજાની વધુ ને વધુ નિકટ આવવાનો ઉમંગ હતો. એ માટે આવાં સરસ એકાંત, અવકાશ અને મોકળાશ બીજે ક્યાં મળે ?

પથારીઓ પથરાઇ રહી એટલે સૌથી પહેલાં રાધાએ જ કહ્યું: “રૂપી ! તને ભજન સરસ આવડે છે હોં ! ”

“વાહરે વાહ !” રૂપી હસીને બોલી: “એ વળી તેં કેવી રીતે જાણ્યું ? ”

“કેમ વળી ? મને ઉડાવે છે ? હજી તો મારા કાનમાં તારૂં ભજન ગૂંજે છે અને એટલી વારમાં ફરી જાય છે ?”

રૂપીને ખડખડાટ હસવું આવ્યું. તેણે કહ્યું: “સુણ રે ઘેલી રાધા ! એ ભજન તો તારૂં હતું, તેં મને શીખવ્યું હતું !”

“ઠી....ક ! ત્યારે તને સરસ ગાતાં આવડે છે એમ મારે કહેવું જોઈતું હતું, ખરૂં ને ?”

“હાં....આં ! હવે સમજી ! પણ હવે રહે, તારા કાનમાં શું ગૂંજે છે ?”

“એ ભજન નહિ, પણ તારૂં ગાન, એમ તારે કહેવડાવવું છે ને ?”

“હારતો ! ભજન કાંઈ કાનમાં ગૂંજે નહિ, કાનમાં ગૂંજે એ તો શબ્દનો સૂર, ગાનનો રાગ, તાલનું તાન.”

"ત્યારે ભજન ક્યાં ગૂંજે ?"

"એ હું શું જાણું ? તારા બાબા પંડિત જેવા છે, તેમને પૂછી જોજે !"

લલિતા મૂગી મૂગી આ વાતો સાંભળી રહી હતી તેણે વચ્ચે પૂછ્યું: "હું બાબાને પૂછી આવું, બહેન ?"

"ના, અત્યારે નહિ, સ્હવારે પૂછી જોઇશું. પણ રૂપી ! તું જ કહે, ભજન ક્યાં ગૂંજે છે ?"

"સાચું કહું ? મને ઘણાંય ભજન આવડે છે, મેં ઘણીએ વાર ભજન ગાયાં છે, પણ ખરેખર ભજન ગૂંજે છે ક્યાં, તેની મને કશીય ખબર નથી." રૂપીએ સાફ વાત કહી.

"એવું તે વળી હોય ?" રાધાએ મીઠો છણકો કર્યો: "તને ખબર ન હોય તો હું કહું. ભજન ગૂંજે છે અંતર્માં."

"અંતર્માં ?"

"હા...આ ! જો, જ્યારે આપણે ભજન ગાતાં હોઇએ છીએ, ત્યારે આપણે પ્રભુની ભક્તિ કરતાં હોઇએ છીએ, અને તે વખતે પ્રભુ આપણા અંતર્માં વસી રહે છે: બોલ, ખરૂં કે નહિ ?"

"ના, ના ! ભજન ગાતાં મારા અંતર્માં પ્રભુ આવતો જ નથી. તારા અંતર્માં આવે છે ?"

"હા !"

"બોલ, તે કેવો હોય છે ?"

"જ્યારે સ્હવારમાં હું જગાડવાનાં પદ ગાઉં છું, ત્યારે હું એવું જોઉં છું કે જાણે કૃષ્ણ ભગવાન આંખો ચોળતા ચોળતા શયનમાંથી ઉઠે છે. જ્યારે હું રાસનાં પદ ગાઉં છું ત્યારે મારા અંતર્માં એમ થાય છે કે જાણે ભગવાન રાસ ખેલે છે. જ્યારે હું દાણલીલાનાં પદ ગાઉં છું, ત્યારે જાણે ગોપીના માથા પરની

મટકી પકડીને કાનો ઊભો રહ્યો હોય એવો મને ભાસ થાય છે. તું જ્યારે ભજન ગાતી હોય ત્યારે તને એવું નથી થતું શું ?"

"એવા એવા આભાસ તો મને ઘણીએ વાર થાય છે, પણ એથી અંતર્માં ભગવાન વસી ગયા હોય એવું કશું લાગતું નથી."

"એ તો આપણાં અંતર્ મેલાં છે એટલે આપણને ન લાગે. પણ મીરાંબાઈ ભજન ગાય છે, ત્યારે ભગવાન તેમને સાક્ષાત્ દર્શન દે છે, તેમની સાથે વાતો કરે છે અને રાસ પણ રમે છે."

"પણ આપણી સાથે ભગવાન વાતો ન કરે, આપણે ભજન કરીએ તો તેને તે ગમ્યું કે નહિ તેનો જવાબ ન આપે, આપણી ભક્તિ તેને પહોંચી કે નહિ તેની આપણને ખબર ન પડે, અરે, આપણે રાંધીને તેની સામે ભોગ ધરીએ તો તે આરોગે તો નહિ જ પણ જરા નેણ નમાવીને પ્રસન્નતાય ન બતાવે! એવા પ્રભુની ભક્તિ કરીએ તે શા કામની, અને તેની પાછળ તન-મન-ધન ન્યોછાવર કરી દઈએ તોપણ તેનો શો ઉપયોગ ?"

રાધાની આંખો ભયથી વિકસી ઊઠી. તે બોલી: "અરરર! અલી! તું તો પાકી બહિર્મુખ લાગે છે! પણ પ્રભુની ભક્તિ કરીએ તેના ફળની આશા રાખવાની જ ન હોય." પિતાએ ઘણી વાર સમજાવેલી વાત રાધાએ રૂપીને સમજાવવા માંડી: "એ તો જ્યારે આપણી ભક્તિ બરાબર પાકી થાય, ત્યારે પ્રભુ આપણું બાવડું પકડીને નિજધામમાં લઈ જાય."

"નિજધામમાં શું હોય!"

"આનંદ, આનંદ અને આનંદ, બીજું કશું નહિ."

"એવું તારા બાબા કહે છે ને?"

"હા."

રૂપી અને રાધા બેઉ ગંભીર મૌન ધરીને બેસી રહી. બેઉ ઊંડો ઊંડો વિચાર કરતી હોય એમ તેમની મુખમુદ્રા બોલતી

હતી. એઉની સામસામી વિચારસરણી ગૂંચવણ ઉપજાવી રહી હતી. પણ એ ગૂંચવણનો ઉકેલ કરવા જેટલાં પ્રાસાદિત તેમનાં ચિત્ત નહોતાં થયાં.

થોડી વાર રહીને રૂપીએ પૂછ્યું: “તારા બાબા પાસે પ્રભુ આવીને વાતો કરે છે ખરા?”

“મેં જોયા તો નથી અને બાબા એવું કહેતા ય નથી. પણ તેમની ભક્તિ પાકી થશે ત્યારે મીરાંબાઇની પેઠે તેમની સાથે ય પ્રભુ વાતો કરવા આવશે ખરા.”

“હેં!? એમની ભક્તિ પણ હજી પાકી નથી થઇ?” રૂપીના વદન પર નિરાશા પ્રસરી રહી. તે પાછી વિચારમાં પડી ગઈ. તેણે રાધાને પૂછ્યું: “ત્યારે એ ભક્તિ ક્યારે પાકી થશે?”

“એ તો ધીરે ધીરે થાય. રોજ રોજ પ્રભુનું ધ્યાન ધરીએ –પ્રભુની લીલાઓનું સ્મરણ કરીએ ત્યારે થાય.”

“તું ધ્યાન ધરે છે?”

“હા. હું પ્રભુના સ્વરૂપ સામે બેસીને આંખો મીંચી જઉં છું, એટલે પ્રભુ મારા ધ્યાનમાં આવે છે.”

રૂપી એકદમ ઉઠી અને નિજગૃહ તરફ ગઈ. શયન નિમિત્તે રાધા–બંસીધરની મૂર્તિઓની આડે પડદો પાડી દેવામાં આવ્યો હતો, તે તેણે બાજુએ હડસેલી દીધો અને પછી કેટલેક દૂર બળી રહેલા દીવાની વાટ સંકોરી તેને સતેજ કર્યો, એટલે મૂર્તિઓ પર અને મંદિરમાં સારી પેઠે પ્રકાશ પથરાઇ ગયો. રૂપી પાછી ફરીને બોલીઃ

“વારુ, જો! હું આંખો મીંચીને બંસીધરજી સામે બેસું છું.”

થોડી વારે રાધાએ પૂછ્યું: “કેમ, કશું દેખાય છે?”

"ના !" રૂપીએ આંખો ઉઘાડીને જવાબ આપ્યો: "હે રાધા ! આ કાળા પત્થરની મૂર્તિ શું કોઇ વાર હાલે, ચાલે કે બોલે, એમ તને લાગે છે ?"

"એ મૂર્તિ પોતે પ્રભુ નથી; એ તો પ્રભુનું સ્વરૂપ છે. પ્રભુ તો આપણા અંતર્માંથી નીકળીને દર્શન દે, આપણી સાથે વાતો કરે, રાસ રમે અને આનંદ આનંદ ઉપજાવે, એમ બાબા ઘણી વાર કહે છે."

"પણ તું કહે છે કે તારા બાબાએ ય હજી પ્રભુનાં સાક્ષાત્ દર્શન તો કર્યાં જ નથી, અને હું તું ઘરડાં થઇશું તોય પ્રભુ દર્શન દેશે કે નહિ તેથી કોને ખબર છે? હું જ્યારે ભજન ગાઉં છું ને, ત્યારે બાને, બાબાને અને જે કોઇ ભજન સાંભળે તે બધાંને પ્રસન્ન થતાં હું જોઉં છું; તે વખતે મને પણ આનંદ થાય છે. પ્રભુ આવીને આપણને નિજધામમાં લઇ જાય, ત્યારે પણ એવો જ આનંદ થતો હશે ને ?"

"એ તો કોને ખબર છે ? નિજધામ જોયા વિના ત્યાંના આનંદની શી ખબર પડે ? ત્યાં પારાવાર આનંદ સિવાય બીજું કશું હોતું નથી એ વાત ખરી. પણ સાંભળ, તારૂં ભજન સાંભળીને બીજા પ્રસન્ન થાય, તો પછી પ્રભુએ પ્રસન્ન થાય જ ને ?"

"એ જ વાંધો છે ને ! પ્રભુ પ્રસન્ન થયા છે કે નહિ એની જ સમજ પડતી નથી. તું હજાર ભજન ગાઇ જા, આ બંસીધરજીની આંખની પાંપણ પણ હાલશે નહિ. તે પ્રસન્ન થતા દેખાય, તો પછી બીજું શું જોઇએ ?"

"પ્રભુની પ્રસન્નતા એવી રીતે તો ન દેખાય."

"ત્યારે તો ભજન સાંભળીને જે પ્રસન્ન થાય તે જ પ્રભુ, બીજા પ્રભુને વળી કયાં શોધવા ? ચાલ, હું ગાઉં, તું સાંભળ, અને તું પ્રસન્ન થઇશ, તો હું તારા જ ખોળામાં માથું મૂકીને તને વિનવીશ કે, પ્રભુ ! તું મને એવો આનંદ ઉપજાવ કે જે કોઇ દિવસ નાશ જ ન પામે !"

રાધા હસીને બોલી : " ઠીક, ઠીક, પણ એક વાર તું ભજન તો ગા!"

" એમ નહિ, તું પહેલાં બંસીધર બની જા."

રાધા હસતી હસતી ઉઠી અને રૂપીની સામે થોડે દૂર ઊભી રહીને વિનાબંસીએ બંસી બજાવતી હોય એવો અભિનય કરી રહી. રૂપીએ લલિતાને રાધાની બાજુમાં જ ઊભી રાખી અને કહ્યું : " રાધા, તું જાણે બંસીધર કૃષ્ણ છે, અને લલિતા જાણે રાધાજી છે...પણ ના, એમ તો નહિ ! "

" ત્યારે ? "

" જરા થોભ. બેઉ પૂરેપૂરાં બંસીધર–રાધાજી બની જાઓ, પછી હું ભજન ગાઉં."

એમ કહીને રૂપી ઉઠી. એક ખૂણામાં એક પેટી પડી હતી, તેમાં બંસીધર અને રાધાજીનાં વસ્ત્રશણગાર મૂકવામાં આવતાં હતાં તે પેટી તેણે ઉઘાડી. તેમાંથી વાગો, પીતામ્બર, મુકુટ, નુપૂર, મુક્તામાળા અને બીજા શણગારો તેણે બહાર કાઢ્યા. રાધાજી માટેની રંગીન ઓઢણી અને શણગાર પણ તેણે તેમાંથી જ શોધીને કાઢ્યાં. એ વસ્ત્રો તથા શણગાર તેણે રાધા અને લલિતાને સજાવ્યાં. બેઉ બહેનો કુતૂહલવશ બનીને મૂગી મૂગી એ સજાવટ જોઈ રહી. રૂપીના આ કાર્યથી પહેલાં તો બેઉને સહેજ સંકોચ થવા લાગ્યો; પણ મંદિર બંધ હતું, કોઈ આવીને આ બધું જુએ એવો સંભવ નહોતો, એટલે એ સંકોચ ટળી ગયો. સામે ઊભેલાં સ્વરૂપોને વસ્ત્ર શણગાર સજાવવામાં આવતાં ત્યારે જેવાં બંસીધર અને રાધાજીનાં સ્વરૂપ બનતાં તેવી જ બંસીધર–રાધાની સજાવટ થઇ ગઈ, એટલે રૂપી બોલી : " હું ભજન ગાઉં, ત્યારે વચ્ચે વચ્ચે તું બંસી બજાવીશ ને ? "

પણ બંસીધરના સ્વરૂપના હાથમાં બંસી હતી તે ખેંચી લઇને રાધાના હાથમાં પકડાવતાં જ રૂપીએ જોયું કે એ ખરેખરી બંસી હતી જ નહિ ! તે તો ચાંદીની પોકળ નળી માત્ર હતી, જે

વાગે તેવી નહોતી! રૂપીએ ગુસ્સાથી બંસીને ભોંયે પછાડી. તે મ્હોં ચડાવતી બોલી: "જેવો બંસીધર ખોટો, તેવી તેની બંસીય ખોટી! હશે હવે, ચાલ! બંસીને બદલે તું તારી કરતાલ લે."

રૂપીએ રાધાના હાથમાં કરતાલ આપી અને પછી બેઉની સામે બેસી તેણે વીણા લીધી. વીણાનો ઝંકાર થયો, મંદિરમાં તે ગૂંજ્યો અને રાધા તથા લલિતાના વદન પર સ્મિતરેખા પ્રકટી.

રૂપીએ ભજન ગાવા માંડ્યું, રાધાએ કરતાલ બજાવવા માંડી, સાથે પગનો ઠેકો આપતાં નુપૂરનો ઝંકાર કર્યો.

"શરદ રેન ઝુક રહી બનમેં, સો મોરલી અધર ધરી રે!"

"ના, એમ નહિ, એમ નહિ..." રૂપીએ થોભીને ફરીથી શરૂઆત કરી:

"પાવસ રેન ઝુક રહી આંગનમેં, કર કરતાલ ધરી રે. (ટેક)
કિન કિન કિન કિન નેપૂર બાજે, ગલે મોતનકી માલા રે,
બાજુબંધ સૂરજકી જ્યોતિ, સો કુંડલ મુકુટ ધારે રે...
પાવસ રેન ઝુક રહી આંગનમેં, કર કરતાલ ધરી રે,
કર કરતાલ ધરી...રે...
કર કરતાલ ધ...રી...રે...એ...

વીણાસ્વરના આરોહ–અવરોહ સાથે મળીને રૂપીનો કંઠસ્વર જાણે નાચી રહ્યો હતો. રાધા અને લલિતા એ સંગીતમાધુરીનું કર્ણવડે પાન કરતી, રૂપીના તદ્રૂપ બનતા વદનભાવને અનિમેષ નયને અવલોકી રહી હતી અને આનંદભાવ ઉપર આરૂઢ થતી જતી હતી. પગનો ઠેકો આપતાં આપતાં તેમને આ રાગમય વાતાવરણમાં નૃત્ય કરવાનું મન થઇ જતું હતું. રૂપીનું ગાન આગળ વાધ્યે જતું હતું:

"શ્રવન સુનત વ્રેહ ભયો, સુત પતિ છાંડ ચલી રે,
માતપિતુ છોડ ચલી રે,
માતપિતુ છોડ આઈ રે......
હરિદરસનકી પ્યાસી હુઇ,
પ્રભુમિલનકી પ્યાસી હુઇ, પ્રભુચરન જાય પરી રે;

પાવસ રૈન ઝુક રહી આંગનમેં, કર કરતાલ ધરી રે,
કર કરતાલ ધરી રે,
બંસી કર દીની પરી રે......"

"બંસી કર દીની પરી રે" સાંભળીને રાધા અને લલિતાનાં મ્હોં પર મધુર હાસ્ય મલકી ઉઠયું. તેમનાં આનંદિત વદનને રૂપીનું ધ્યાન નિરખી રહ્યું હતું અને તે સાથે તેના અંતરના ઉલ્લાસમાં ભરતી ચડતી હતી.

"દેખ સુંદર રૂપ મનોહર, તનકી શુદ્ધ હરી રે,
સુરદાસ પ્રભુ મન મુસકાયો, મનહરની રાસ રચી રે,
પાવસ રૈન......
પાવસ રૈન ઝુક રહી......
પાવસ રૈન ઝુક રહી આંગનમેં......"

"પાવસ રૈન" ની ધૂન ચાલી, વીણાનું ગૂંજન મચ્યું, નુપૂર–કરતાલના રણકાર–ઝંકાર ઘૂમી રહ્યા અને રૂપીની સામે જાણે આનંદાવિષ્ટ રાધા–કૃષ્ણ નૃત્ય કરી રહ્યાં. આનંદોલ્લાસના પૂરમાં ત્રણે સખીઓ તરવા લાગી.

એમ મચેલી ધૂનમાં એકાએક મંદિરનાં બારણાંનો ધબધબાટ સંભળાયો! લલિતાએ સૌથી પહેલાં તે સાંભળ્યો અને દોડી જઇને બારણું ઉઘાડયું. તત્ક્ષણ રાધા સ્થિર–સ્તબ્ધ બની ગઈ. પણ રૂપીનું વીણાવાદન તો ત્યારે જ થંભ્યું કે જ્યારે તેની સમીપે નંદદાસ અને જદુરાય એકદમ દોડી આવ્યા અને જદુરાયે રૂપીના હાથમાંથી વીણા ઝૂંટવી લીધી.

બીજી બાજુએ નંદદાસે રાધાને એકદમ ઉપરાઉપરી ચાર–પાંચ તમાચા ચોડી દીધા. તેના હાથમાંની કરતાલ નીચે પડી ગઇ. લલિતા આઘી ઊભી ઊભી થરથર ધ્રૂજી રહી. "શંખણીઓ! આ તમારા ધંધા? પ્રભુનાં વસ્ત્ર શણગાર તમે પહેરી લીધાં?" એમ બોલતાં નંદદાસે રાધાને એક વધુ તમાચો એવા જોરથી માર્યો કે તુરત તેના માથા પરનો મુકુટ ભોંયે પછડાયો.

નંદદાસને પુત્રીને મારતો જોઇને જદુરાયને રૂપીના આ અપરાધનું મહત્ત્વ લક્ષમાં આવ્યું અને તેણે રૂપીને સારી પેઠે મારી. રૂપી એ માર મૂગી મૂગી સહન કરી શકી, પણ રાધાથી માર સહન થયો નહિ. તે "ભૂલ થઈ બાપા, ભૂલ થઈ ગઈ!" એમ બચાવ કરતી રડવા લાગી. હવે પોતાને પણ માર પડશે એવા ભયથી લલિતાએ માર પડ્યા વિના જ રડીને મંદિર ગજાવી મૂકયું.

નંદદાસ પુત્રીઓ પર ગાળો વરસાવવા લાગ્યો, જદુરાય રૂપીને ધાંટા પાડીને ધમકાવવા લાગ્યો, અને ધાંટાધાંટ તથા પ્રકટ રોદનનો મિશ્ર ઘોંઘાટ ચાલ્યો. મંદિરમાં રાતને વખતે શાનો ઘોંઘાટ ચાલે છે, તે જોવા પડોશમાં વસતા વૈષ્ણવો "શું છે? શું છે?" કરતા આવી પહોંચ્યા. કેટલાકો આ બધો પ્રકાર જોઇ-જાણીને ગુસ્સે થઇ ગયા, કેટલાકો આ મહત્ અપરાધ પર 'પ્રભુ પ્રભુ' કહી નિસાસા નાંખવા લાગ્યા, કોઈ "આ જદુરાયને અહીંથી કાઢી મૂકવો જોઇએ" એવો અભિપ્રાય આપવા લાગ્યા અને કોઈ નંદદાસને કહેવા લાગ્યાઃ "તમે વૈષ્ણવ ગોસાંઈ છો તે તો જાણ્યું હવે, કૃપા કરીને તમારે માર્ગે ચાલ્યા જાઓ! તમારાં આચરણ જ કહી દે છે કે તમે કેવા છો!" નંદદાસના મનમાં તો એવું થયું કે જો ધરતી માગ આપે તો ધરતીમાં સમાઇ જઉં! જદુરાય પણ પુત્રીને અપરાધે એટલો ઓશિયાળો થઇ ગયો કે હવે પોતાનું શું થશે તેની તેને સૂઝ પડી નહિ.

એટલામાં મંદિરનો મુખ્ય અધિકારી આવ્યો અને તે જદુરાય ઉપર રાતોપીળો થઈ ગયો. જદુરાય વસ્ત્ર-શણગાર એકઠાં કરીને અંદર મૂકવા જતો હતો તે તેના હાથમાંથી ઝૂંટવી લેતાં તે તાડૂકયોઃ "અભાગિયા! મહા અપરાધી! આઘો ખસ! પ્રભુને એ વસ્ત્રો હવે ધારણ નહિ કરાવાય એટલીય તને ખબર નથી?"

ધુંવાં-પુંવાં થઇને પુત્રીઓને ગાળો દેતો નંદદાસ બેઉનાં બાવડાં પકડીને મંદિરમાંથી નીકળી ગયો. જદુરાયને તો હવે વૈષ્ણવોને મ્હોં બતાવવાનું પણ ભારે થઈ પડયું હતું. એકઠા થએલા ટોળામાં નજર કરી તો તેણે રૂપીને એક ખૂણે સ્તબ્ધ બનીને ઊભી

રહેલી જોઇ. ક્રોધનો ફુત્કાર કરતી આંખે તે ઘાંટો પાડીને બોલ્યો: "એ અભાગણી ! તું હવે ઘેર ચાલ, પછી તારી વાત છે !"

રૂપી ધીરે ડગલે પિતાની આગળ થઇ અને એક ઓરડામાં ભરાઇ બેઠી. ઘેર આવીને જદુરાયે તેને ફરીથી વઢવા માંડયું, ત્યારે ગોપી જાગી. જદુરાયે તેને વાત કરી ત્યારે જ બનેલા બનાવની તેને ખબર પડી. ગોપીને મન પુત્રીનો વાંક તો વસ્યો, પણ હવે શું થાય ? છેવટે તેણે પતિને ઠંડો પાડતાં કહ્યું: "હવે જે બનવાનું હતું તે તો બની ગયું, અધિકારી મહારાજને કહેજો કે અપરાધનું જે નિવારણ હશે તે અમે રૂપી પાસે કરાવીશું."

(૫)

જદુરાય બબડતો ફફડતો સૂઇ ગયો, પણ નંદદાસને અજંપો થઇ ગયો હતો. આ અપરાધનું નિવારણ તેને શોધ્યું જડતું નહોતું. તે વારંવાર પ્રભુ નામની માળા ફેરવવામાં ચિત્ત પરોવવા મથતો હતો, પરંતુ તેનું ચિત્ત સ્થિર થતું નહોતું. તેને અનેક વિચારો થયા કરતા હતા. બાલ્ય વયથી પુત્રીઓને તેણે પ્રભુભક્તિને રંગે રંગવા માંડી હતી, તેમના ચિત્તમાં ઉંચા સંસ્કારો રેડવા માંડયા હતા, પોતાથી ડગલુંય દૂર ન જાય અને પોતાની દૃષ્ટિ સમીપે તેઓમાં ભક્તિનો રસ ઉદ્દભવ્યા કરે તે માટે તેણે ખૂબજ કાળજી રાખી હતી, છતાં આ દુષ્ટ ગોસાંઇની છોકરીને ચાળે ચડીને પોતાની પુત્રીઓએ આ મહત્ અપરાધ કર્યો હતો. નીચનો સંગ માણસને નરકમાં હડસેલી મૂકે છે એવું મીરાંબાઇએ જ એક ભજનમાં ગાયું હતું તે એ વખતે નંદદાસને સાંભરી આવ્યું. નીચનો સંગ એ કાંટાવાળા બાવળનો સંગ કરવા જેવો છે:

બાવળ તે કાંટાળો રે દીસે અળખામણો રે જી,
છાંયે બેસે અંગ ને વસ્ત્ર ઉઝરડાય ............

પણ હવે રહી રહીને તેને પોતાની ભૂલ સૂઝતી હતી. ઘણા ગોસાંઇઓ અધમ આચરણવાળા હોય છે અને અધમ સંસ્કારમાંજ વિષ્ટાના કીડાની પેઠે ઉછરી રહ્યા હોય છે એવી તેની જે માન્યતા હતી તે માન્યતા તે ક્ષણભર રૂપીના એક ભજનપ્રસંગથી

ભૂલી ગયો હતો, પણ હવે તેને સમજાતું હતું કે એ માન્યતા સાચે સાચી હતી, અને રૂપી ભલે સરસ ભજન ગાઈ જાણતી હોય, પણ પ્રભુનો કૃપાપ્રસાદ તેને મળ્યો નહોતો, નહિતો આવું દુષ્ટ આચરણ કરવાનું તેને સૂઝે કેમ અને પોતાની પુત્રીઓને તે આવા અધમ આચરણમાં દોરે કેમ? એક વખત રતન જેવી લાગેલી રૂપી હવે તેને કાચના કકડાથીએ હલકી લાગતી હતી.

આ સ્થાને એક ક્ષણ પણ વધુ રહેવું એ નંદદાસને કાંટાની શય્યામાં શયન કરવા જેટલું દુષ્કર લાગતું હતું. પૂરૂં પરોઢ પણ થયું નહિ, એટલામાં તે પથારીમાંથી ઉઠી ગયો, સામાન બાંધી લીધો, ઘોડાને સજ્જ કર્યો અને પુત્રીઓને જગાડી. લલિતા ઉંઘતી હતી પણ માર પડવાથી રાધાનું આખું શરીર દુઃખતું હતું એટલે તેને ઉંઘ જ આવી નહોતી.

વરસાદ સ્હેજ સ્હેજ ટપકતો હતો, પરંતુ હવે આ સ્થળ છોડીને પ્રવાસ આગળ લંબાવ્યા સિવાય તેનો છૂટકો નહોતો. તેણે ઘોડાને દોરીને ખડકીની બહાર કાઢયો, ત્યારે જદુરાય પથારીમાં પડચો પડચો જાગતો હતો, પણ તેનાથી એ વૈષ્ણવ જનને મ્હોં બતાવી શકાય તેમ નહોતું એટલે ઉંઘવાનો ઢોંગ કરીને તે પથારીમાંથી ઉઠયો જ નહિ.

ખડકીની બહાર નીકળીને પરોઢના અંધકારમાં તેમણે ચાલવા માંડયું. પથારીમાં આળોટતી રૂપી તે ક્ષણે ઓરડામાંના જાળિયા પાસે જઈને ડોકાઈ અને પિતાની પાછળ ચાલી જતી બેઉ બહેનોને ભાવભરી વિદાય આપતાં બોલીઃ "રાધા! લલિતા! આવજે!"

તત્ક્ષણ રાધા અને લલિતાએ પાછું વાળીને જોયું, કે તુરત નંદદાસે બેઉને ધડાધડ તમાચા લગાવી દીધા.

"શંખણીઓ! હજી પણ એ પાપણીનું મ્હોં જોવાનું તમને મન થાય છે?"

પિતાના મારથી રૂપીને આંસુ આવ્યાં નહોતાં, પરન્તુ આ ક્ષણે તેની આંખો આંસુથી છલાછલ ભરાઈ ગઈ.

* * *

# પ્રકરણ ૨ જું . . . . . . . . . . . બાઝીદખાન

(૧)

જે વખતે પંજાબ, બંગાળા અને દિલ્હી—આગ્રામાં યુદ્ધોનું ધમસાણ મચતું હતું, તે વખતે માળવા પ્રાંત પ્રમાણમાં શાન્તિ અનુભતો હતો.

સુરવંશના પઠાણ બાદશાહ શેરશાહે ઈ. સ. ૧૫૪૨ માં હુમાયુન પાસેથી દિલ્હીની બાદશાહી ઝૂંટવી લઈને તેને હિંદની બહાર હાંકી કાઢયો હતો, તે વખતે તેણે માળવાને પણ કબજે લઈ શુજાઅતખાનને સૂબા તરીકે નીમ્યો હતો. બે વર્ષ પછી શેરશાહે મારવાડ જીત્યું હતું અને ચિત્તોડનો કિલ્લો કબજે કર્યો હતો; પણ ત્યારપછી એક જ વર્ષમાં શેરશાહ કલીંજરમાં મૃત્યુ પામ્યો હતો. શેરશાહે યુદ્ધોમાં ખૂબ કત્લો ચલાવી હતી, તોપણ તે શાણો અને પ્રજાપ્રિય બાદશાહ લેખાતો હતો. તેના મૃત્યુ પછી તુરત જ ચોમેર અશાન્તિ પ્રકટી નીકળી. શેરશાહનો મોટો પુત્ર આદીલખાન ગાદીવારસ હતો પણ તે નબળો હતો એટલે તેને સમજાવીને તેના નાના ભાઇ સલીમશાહે ગાદી સંભાળી, પણ પાછળથી આદીલખાને બંડ કર્યું અને સલીમશાહે તેને હરાવીને નસાડી મૂકયો. ત્યારપછી વળી સરદારોનાં બંડ જાગ્યાં, સલીમશાહે એ બંડો શમાવ્યાં, એટલામાં હુમાયુન હિંદ ઉપર ચડી આવતો હોવાની અફવાઓ સાંભળતાં તેને યુદ્ધની તૈયારીઓ કરવી પડી. એ રીતે નવ વર્ષ સુધી શાન્તિ—અશાન્તિના મિશ્ર વાતાવરણમાં રાજ્ય કરી તે મૃત્યુ પામ્યો અને ત્યારપછી વધારે અશાન્ત વાતાવરણ ઉત્પન્ન થયું.

સલીમશાહના બાર વર્ષના પુત્રને તેના કાકા મહમદ આદીલ-ખાને મારી નાંખ્યો, અને તે દિલ્હીપતિ થયો, પણ તે નબળો વિલાસી અને દુરાચારી નીવડયો. તેનો કારભાર હેમુ નામનો એક ખવાસ ચલાવતો હતો. અનેક બંડો જાગ્યાં. ચુનારમાં બંડ જાગ્યું,

તે શમાવવા બાદશાહ ત્યાં ગયો, તો પાછળ ઇબ્રાહીમ સુરે દિલ્હી –આગ્રા કબજે કરી લીધાં. બીજી બાજુએ પંજાબમાં સીકંદર સુરે બંડ કરી ઇબ્રાહીમ સુર સામે સવારી કરીને દિલ્હી–આગ્રા તેની પાસેથી ખૂંચવી લીધાં. ઇબ્રાહીમ પૂર્વ દિશામાં નાઠો ત્યાં હેમુએ તેને હરાવ્યો અને નસાડ્યો. એટલામાં બંગાળના સુબા મહમદ સુરે બળવો જગાડ્યો અને હેમુને તે તરફ દોડવું પડ્યું. છેવટે હેમુએ મહમદ સુરને માર્યો પણ ખરો. આ તક માળવાના સુબા શુજાઅતખાને સાધી અને તેણે બંડ ઉઠાવ્યું, પરન્તુ તેને કાંઈ લડાઇ લડવાની જરૂર પડી નહિ, કારણકે તે જ વખતે હુમાયુન હિંદમાં આવી ચૂક્યો હતો, તેણે સીકંદર સુરને હરાવીને દિલ્હી–આગ્રા કબજે લીધાં હતાં; એટલે હેમુને પાછું રાજધાની તરફ દોડવું પડ્યું હતું. દરમ્યાનમાં શુજાઅતખાને માળવાના સુબાને બદલે સુલ્તાનનું પદ ઇ. સ. ૧૫૫૫ માં સહેજે ધારણ કરી લીધું હતું. એ રીતે ચોમેર ઉઠેલાં બંડોના અશાંત વાતાવરણનો લાભ લઇને માળવા દિલ્હીની બાદશાહતથી સ્વતંત્ર થયું હતું.

ત્યારપછી પંજાબ અને દિલ્હી–આગ્રાના પ્રદેશોમાં અનેક યુદ્ધો થયાં. હુમાયુને આગ્રાનો કબજો લીધો હતો અને તેનો તેર વર્ષની વયનો શાહજાદો પંજાબમાં સત્તા જમાવી રહ્યો હતો. એજ અરસામાં હુમાયુન આરસની સીઢી પરથી લપસી જવાને લીધે પછડાઇને મૃત્યુ પામ્યો. એ બનાવથી ઉત્સાહવંત બનેલા હેમુએ આગ્રા ઉપર ચડાઈ કરી અને તેનો કબજો લીધો. હુમાયુનનો સરદાર તારદીબેગ દિલ્હીમાં સેના જમાવીને બેઠો હતો તેની સામે હેમુએ ચડાઇ કરી અને તેને ત્યાંથી નસાડ્યો. તુરત હેમુ પંજાબના પાટનગર લાહોર તરફ ઉપડ્યો કે જ્યાં હુમાયુનના શાહજાદા અકબરે બાદશાહપદ ધારણ કર્યું હતું અને સરદાર બહેરામખાન મોગલ સેનાનો સર્વોપરિ સેનાપતિ બન્યો હતો.

દિલ્હીની ગાદી માટેની આ યુદ્ધપરંપરા શુજાઅતખાન મૂગો મૂગો જોયા કરતો હતો. બંગાળમાંથી મોટી સેના સાથે નીકળીને

દિલ્હી—આગ્રા કબજે કરી હેમુ પંજાબ તરફ ઉપડયો, એટલે શુજાઅતખાનનું હૈયું જરા હળવું થયું.

શુજાઅતખાનને ત્રણ પુત્રો હતા. મોટો દૌલતખાન ઉજ્જનમાં રહેતો, બીજો બાઝીદખાન સારંગપુરમાં રહેતો અને નાનો મુસ્તફાખાન શુજાઉલપુરમાં પિતાની પાસે રહેતો. ઉજ્જન, શુજાઉલપુર અને સારંગપુર એ ત્રણે સ્થાનો તત્કાલીન માળવાની સરહદ પરનાં મહત્ત્વનાં મથકો હતાં. દિલ્હી—આગ્રાના બાદશાહો માળવા ઉપર ચડાઈ કરતા, ત્યારે તેમની સેનાઓ ક્ષિપ્રા, જમધડ અને કાલીસીંધ એ ત્રણ મુખ્ય નદીઓને કાંઠે કાંઠે જ આવતી અને એ ત્રણે નદીઓ પર મહત્ત્વના કિલ્લાઓ હતા અનુક્રમે ઉજ્જન, શુજાઉલપુર અને સારંગપુર.* માળવાની વાસ્તવિક રાજધાની જેવું નગર તો ઉજ્જન જ હતું, પરન્તુ દિલ્હી ઉપર સાવધ દૃષ્ટિ રાખી શકાય તે માટે શુજાઅતખાને એ ત્રણે સ્થાનોને કિલ્લા અને લશ્કરથી મજબૂત કર્યાં હતાં. ઉજ્જનમાં અને સારંગપુરમાં જૂના કિલ્લા હતા તે તેણે સમરાવીને મજબૂત કર્યા હતા. શુજાઉલપુરમાં તેણે ઉંચું સ્થાન પસંદ કરીને નવો કિલ્લો બાંધ્યો હતો અને પછી આસપાસ વસતી થવા લાગી હતી. સારંગપુર તથા શુજાઉલપુર કોટવાળાં નગરો નહોતાં પરન્તુ લડાયક સામગ્રી અને સેનાની જમાવટ માટે જરૂરી એવા કિલ્લા શુજાઅતખાને ત્યાં સ્થાપ્યા હતા અને એ જ કિલ્લા સુલ્તાન તથા તેના પુત્રોને વસવા માટેના રાજગઢોની ગરજ સારતા.

જ્યારથી શુજાઅતખાને બંડ ઉઠાવીને માળવાના સુલ્તાનનું પદ ધારણ કર્યું હતું, ત્યારથી તેણે ત્રણે પુત્રોને પોતાની પાસે બોલાવીને રાખ્યા હતા, અને તેમની સેનાનો મોટો ભાગ પણ ત્યાં જ એકઠો કર્યો હતો. પણ હુમાયુન મરણ પામ્યો, સુર બાદશાહ અને મોગલ બાદશાહ વચ્ચે દિલ્હીની ગાદી માટે અથડામણો જાગી, એટલે તત્કાળમાં પોતાની સ્વતંત્રતાને આંચ આવવાની નથી એ

* આજે સારંગપુરની બાજુએ થઇને જાણીતો દિલ્હી—આગ્રા રોડ પસાર થાય છે. એ સળંગ રસ્તો ઉઘાડનાર બાદશાહ અકબર હતો.

તેણે જોઇ લીધું હતું. હેમુ તે વખતે પંજાબમાં અકબરની સામે ચડયો હતો અને ભવિષ્યમાં ત્યાં જ ભયંકર યુદ્ધ ખેલાવાનો રંગ શુજાઅતખાનની ચકોર દૃષ્ટિને ભાસતો હતો.

"અબ્બા સાબ, ત્યારે હું થોડો વખત સારંગપુર જઉં ?" બાઝીદખાને પિતા પાસે ઇચ્છા વ્યક્ત કરી.

"ભલે બેટા ! અને દૌલત ! તારે પણ ઉજ્જન જવું હોય, તો હમણાં કાંઇ હરકત જેવું નથી."

પણ દૌલતખાનને ઉજ્જન જવાની ખાસ આતુરતા કે ઉતાવળ નહોતી. ઉતાવળ હતી માત્ર બાઝીદખાનને. તેને શુજાઉલપુરમાં ગમતું નહોતું. તેનું ખાસ કારણ એ હતું કે ત્યાં પિતાની શિસ્તના જંતરડામાંથી તેને પસાર થવું પડતું હતું. લશ્કરી શિસ્ત તો તેને ગમતી, સેનાની તપાસ કરવાને આખો દિવસ ઘોડા પર બેસી ચોમેર ભટકવાનું હોય કે યુદ્ધસામગ્રી એકઠી કરવાને દોડધામ કરવાની હોય, તો તેને કશો વાંધો નહોતો; પણ તેને અહીં રોજ વખતોવખતની નમાજ પઢવી પડતી, હમણાં રમજાન માસ ચાલતો હતો તેથી રોજ દિવસે ભૂખ્યા રહેવું પડતું, અને ઘડીભર રબાબ, સારંગી કે સીતાર હાથમાં લઇને બજાવવાનો તેનો શોખ ભૂખ્યે પેટે સંતોષાતો નહિ. એટલે કોઇ ખાસ કામગીરી વિના તેનો દિવસ અહીં સુરતીમાં જતો હતો અને આનંદ વિનોદ વિનાના દિવસો શુજાઉલપુરમાં ગાળવાથી તે કંટાળ્યો હતો.

હવે પિતાએ રજા આપી એટલે એકાદ દિવસ પણ વધુ રોકાયા વિના તે તુરત પચ્ચીસેક અંગરક્ષકોની સાથે શુજાઉલપુર છોડી ગયો.

(૨)

અરૂણોદય થયો હતો અને બે રાત્રિ તથા એક દિવસ વરસ્યા પછી વરસાદ બંધ પડયો હતો. વાદળાંનો ઘેરો વીખરાતો હતો. પૂર્વમાં ઉષા લાલ સોનેરી રંગે પ્રકટી ઉઠી હતી. ચોમેર

શીતળતા પ્રસરી હતી, મંદ મંદ વાયુની લહરિ સુખદ લાગતી હતી અને ઉગી નીકળેલી તાજી વનસ્પતિ સુગંધ પ્રસરાવતી હતી.

બાઝીદખાન શુજાઉલપુરથી ઉતાવળ કરીને નીકળ્યો હતો પણુ બીજે જ દિવસે વરસાદ પડવો શરૂ થયો હતો, એટલે તેને માર્ગમાં એ દિવસ એક ગામડામાં રોકાઇ રહેવું પડયું હતું. હવે વરસાદે ઉઘાડ આપતાં જ સૂર્યોદય ટાણે તે પાછો પંથે ચડયો હતો અને ખુશનુમા હવામાં પ્રહર દિવસ ચડયે સારંગપુર આવી પહોંચ્યો હતો.

ગામમાં દાખલ થઇ પુરજનોની સલામો ઝીલતો તે ઘોડા પર કિલ્લા તરફ જતો હતો, એટલામાં માર્ગમાં કોઇ કોઇ સ્થળે દૂધનાં ખાબોચિયાં ભરાએલાં જોઇને તે આશ્ચર્ય પામ્યો. પોતાની બાજુ પર ચાલ્યા આવતા પાસવાનને તેણે કહ્યુંઃ "સુલેમાન! અહીં તો જાણે દૂધનો વરસાદ પડયો હોય એમ લાગે છે."

"દૂધનો વરસાદ કયાંથી પડે નામવર! આટલામાં કોઇનું દૂધ ઢોળાઇ ગયું હોય એમ લાગે છે." સુલેમાને જવાબ આપ્યો.

"પણ આટલું બધું દૂધ કેવી રીતે ઢોળાઈ ગયું હશે?"

"હું તપાસ કરીને પછી આપને કહીશ."

સવારી પસાર થઈ ગઇ અને બાઝીદખાન કિલ્લામાંના નિવાસસ્થાને પહોંચ્યો. કેટલીક વાર પછી સુલેમાને આવીને ખિલખિલ હસતાં કહ્યુંઃ "નામવર, દૂધનો વરસાદ પડયો નથી કે કોઇનું દૂધ ઢોળાઇ ગયું પણ નથી. એમ બન્યું છે કે બંસીધરજીનું મંદિર ગઇ રાત્રે નાપાક થઇ ગયું હતું તેથી હિંદુઓએ આખું મંદિર દૂધે ધોઇ નાખ્યું છે અને તેથી એટલા ભાગના રસ્તા પર ઠેરઠેર દૂધનાં ખાબોચિયાં ભરાઇ ગયાં છે."

"એમ આખું મંદિર કેવી રીતે નાપાક થઈ ગયું હશે? કોઇએ કાંઈ તોફાન નહોતું કર્યું ને?"

"એ તો મને કોઇએ કાંઈ કહ્યું નહિ, અને કોઇએ તોફાન કર્યું હોય તો મને કોઇ કહ્યા વિના રહે પણ નહિ."

"તો પછી તપાસ કરીને મને કહેજે."

સુલેમાને એ બાબતની તપાસ તુરત જ કરી હતી, પરંતુ બાઝીદખાન પાસે તે રોશન કરાવવાનું તે દિવસે બની શક્યું નહિ. ગુશલખાનામાં નાહીને બાઝીદખાન જનાનખાનામાં પેસી ગયો, તે પાછો બહાર દેખાયો જ નહિ. બાઝીદખાન અને બેગમ ખુલાજાન ઘણે મહિને એકબીજાંને મળ્યાં હતાં.

બીજે દિવસે સ્હવારે સુલેમાને બાઝીદખાનને કહ્યું: "નામવર! મંદિર તો કાંઇ નાપાક થયું નહોતું. નાપાક થયો હતો માત્ર હિંદુઓના દેવનો પોશાક. કોઈ હિંદુ મુસાફર અને તેની બે બેટીઓ આવેલાં તેઓ ત્યાં રાત રહ્યાં હતાં. મંદિરના ગોસાંઇની બેટી અને એ મુસાફરની બે બેટીઓ મંદિરમાં સૂઈ રહ્યાં હતાં. તે વખતે દેવનો પોશાક મુસાફરની બેટીઓએ પહેરી લીધો, અને પછી ભજન ગાયાં ને નાચ નાચ્યાં. દેવનો પોશાક ઓરત જાતે પહેર્યો, તેથી એ પોશાક દેવ અને મંદિર બધુંય નાપાક થએલું માનીને હિંદુઓએ એ બધું દૂધે ધોઇને પાક કરી દીધું."

"દેવનો પોશાક આદમીએ ન પહેરવો જોઇએ."

"એ સાચું, નામવર! પણ નાદાન છોકરીઓએ ભૂલ કરી હોય, તો એ પોશાક નાપાક થાય, પણ દેવ અને મંદિર એ બધું ય નાપાક કેમ થાય? તોપણ તેમણે પચીસ–પચાસ મણ દૂધ ઢોળી નાંખીને સંતોષ માન્યો."

"પછી પેલી છોકરીઓને તેમણે કાંઈ સજા પણ કરી હશે."

"મુસાફર તો પોતાની બેટીઓને લઇને ચાલ્યો ગયો, પણ અહીંના ગોસાંઇની તેર–ચૌદ વર્ષની બેટી છે તેને તેના બાપે કાલ સવારથી ઓરડામાં પૂરી રાખી છે અને કશું ખાવા પણ દીધું નથી!" સુલેમાનની આંખોમાં જાણે ભય મૂર્તિમંત બનીને ઊભો.

"એ તો અપવાસ કહેવાય." બાઝીદખાન બોલ્યો.

"હા, અને એવી રીતે તેને ત્રણ દિવસ ભૂખી પૂરી રાખશે, ત્યાંસુધી કોઈ તેનું મ્હોં જોશે નહિ!"

"ત્રણ દિવસ સુધી ભૂખ્યા રહેવાનું–એક છોકરીને? તેને એવી સજા કોણે ફરમાવી?"

"મંદિરના અધિકારીએ સજા ફરમાવી અને મંદિરવાળા બધા હિંદુઓએ તેમજ છોકરીના બાપે પણ એ કબૂલ રાખી." સુલેમાનની સુરમાભરી આંખમાં તુચ્છકાર પ્રકટ્યો.

ત્રણ દિવસના ઉપવાસ! માત્ર દિવસે ન ખાવું એવો રમજાન માસનો અર્ધો ઉપવાસ પણ કેટલો આકરો હતો તે બાઝીદખાન જાણતો હતો. તેને એક છોકરીને કરવામાં આવેલી એ સજા બહુ જ આકરી લાગી, પણ એ તો જેવો જેનો ધર્મ અને જેવું એ ધર્મનું ફરમાન.

ત્રીજે દિવસે સ્હવારે એ વાત પાછી બાઝીદખાનને સાંભરી, અને તેણે સુલેમાનને સહજ પૂછ્યું: "સુલેમાન! પેલી છોકરી જીવે છે કે મરી ગઈ?"

સુલેમાનને બાઝીદખાનનો સવાલ સાંભળીને હસવું આવ્યું. તેણે કહ્યું: "એમ એક બે દિવસની ભૂખથી માણસ મરી ન જાય, નામવર!"

"પણ તે લોથપોથ તો થઈ ગઈ હશે."

"હા, એમ બને ખરૂં."

ચોથે દિવસે તો બાઝીદખાનના મનમાં એ ઉપવાસની સજાએ કુતૂહલ જન્માવ્યું. ત્રણ દિવસની ભૂખી અને દિવસ–રાત અંધ ઓરડામાં પુરાઈ રહેલી એ છોકરીની હાલત કેવી થઈ ગઈ છે તે જાણવાની તેને ઇચ્છા થઇ આવી. આજે તેને ઓરડામાંથી બહાર કાઢવામાં આવશે એ તેને યાદ હતું. સ્હવારમાં ઉદતાંવેંત નાહી, કપડાં પહેરી, પાલખીમાં બેસી બાઝીદખાન સુલેમાનની સાથે જદુરાયને આંગણે આવીને ઊભો.

લોકો એકઠા થઈ ગયા. જદુરાય આભો બનીને બાઝીદખાનને પગે પડ્યો અને બોલ્યોઃ "મારૂં આંગણું આજે આપે પાવન કર્યું. મને શું ફરમાન છે ખુદાવિંદ?"

"તમે તમારી બેટીને ત્રણ દિવસના ઉપવાસની સજા કરી છે, એમ મે સાંભળ્યું છે. પણ તે જીવતી તો રહી છે ને?"

પુત્રીને બહુ આકરી સજા કરવા માટે બાઝીદખાન પોતાને ઠપકો આપે છે એમ જદુરાય સમજ્યો અને તે હાથ જોડીને બ્હીતો બ્હીતો બોલ્યોઃ "નામવર! પ્રભુકૃપાએ તેનું શરીર સારૂં રહ્યું છે. કશી હરકત આવી નથી. તેણે પ્રભુનો અપરાધ કર્યો હતો એટલે એ અપરાધનું નિવારણ બાવા કહે તેમ કરવું પડે ને?"

"ભલે તેમાં કાંઇ વાંધો નહિ. પણ આજે તો તેને ખાવાનું મળશે ને?"

"હા, ખુદાવિંદ! મંદિરમાં આરતીની તૈયારી છે, આરતી વખતે સૌથી પહેલાં તેને પ્રભુનાં દર્શન કરાવીશું, પછી તેને પારણું કરાવીશું એટલે કે ખાવા આપીશું." જદુરાયે સ્પષ્ટતા કરી."

"ત્યારે તો આપણે તેટલો વખત અહીં રોકાઇએ, સુલેમાન!"

"ભલે અન્નદાતા! જદુરાયે આંગણામાં ખાટલો ઢાળ્યો, ઉપર તળાઇ બિછાવી અને બાઝીદખાન તે પર આરામથી બેઠો.

(૩)

રૂપીએ કરેલા અપરાધના નિવારણ માટે જ્યારે મંદિરના અધિકારીએ તેને ત્રણ દિવસના ઉપવાસ અને એકાંતનિવાસની તપશ્ચર્યા ફરમાવી, ત્યારે જદુરાય અને ગોપીએ એ ફરમાન માન્ય રાખ્યું હતું. એ પ્રાયશ્ચિત્ત પૂરૂં કર્યા વિના રૂપીનો છૂટકો પણ નહોતો. મોટે ભાગે મંદિર ઉપર જ જદુરાયની આજીવિકાનો

આધાર હતો. પિતા–માતાની આજીવિકાની દોરી અખંડ રાખવા માટે એ ત્રણ દિવસની સજા વેઠી લીધા વિના રૂપીને માટે બીજો માર્ગ નહોતો, બાકી પોતા પર મોટેરાંઓનો આ એક અત્યાચાર છે એમ તો તેને લાગતું હતું. પ્રભુની મૂર્તિ પ્રત્યે પોતે અવિનય દાખવ્યો હતો એ ખરૂં, પણ પ્રભુને એથી કાંઈ કષ્ટ થયું હશે કે નહિ તેની કોઇને ખબર નહોતી; માત્ર વૈષ્ણવોને એથી સ્વયંમન્ય કષ્ટ થયું હતું ખરૂં; પરન્તુ તેથીએ અનેકગણું કષ્ટ તો પોતાને અને બિચારી રાધા તથા લલિતાને વેઠવું પડયું હતું. જતી વખતે એ બેઉ બ્હેનોને પોતે લાગણીવશ થઇને જરા બોલાવી, તેને પરિણામે તેમને સખ્ત માર ખાવો પડ્યો, એ વખતનું તેમના વદન પરનું કષ્ટ રૂપીને વારંવાર સાંભર્યા કરતું હતું, અને તેને પસ્તાવો થતો હતો કે તેમને પોતે ન બોલાવી હોત તો સારૂં હતું.

બંધ ઓરડામાં તે પુરાઇ હતી. માર્ગ પર પડતા જાળિયાને પણ હવે તાળું વાસી દેવામાં આવ્યું હતું, એટલે બહાર નજર કરી શકાતી નહોતી. તેણે ઓરડામાં આમથી તેમ ટહેલીને, પથારીમાં પડી રહીને કે વીણાના તાર સાથે રમત કરીને વખત ગાળવા માંડ્યો. પહેલો દિવસ પાણી પી પીને તેણે જેમ તેમ કાઢ્યો, પણ બીજે દિવસે તેની સ્વસ્થતા ઓછી થવા લાગી. માતા બે ચાર વાર તેની ખબર કાઢવા આવતી, ઓરડામાં પાણી મૂકી જતી; તે વખતે રૂપીના મનમાં થઇ આવતું કે છાનુંમાનું કાંઇક ખાવાનું બા પોતાને આપી જશે ! સાંઝસુધી તેણે એ આશાને તાંતણે મનને બાંધી રાખ્યું ; પણ રાત પડી છતાં કોઇએ તેનો ભાવ ન પૂછ્યો. પેટમાં ધગી રહેલી ક્ષુધા ઉંઘને આવવા દેતી નહોતી અને મનને ચગડોળે ચઢાવતી હતી.

જદુરાય અને ગોપી જેટલી વાર તેની ખબર કાઢવા અંદર આવતાં તેટલી વાર તેને ત્રણ દિવસની તપશ્ચર્યા પૂરી કરવાનો ઉત્સાહ માત્ર પ્રેરતાં. પ્રભુનું નામસ્મરણ કર્યા કરીએ તો વ્રત આનંદથી પાર ઊતરે, સાચા દિલથી ઉપવાસ કરનારને પ્રભુ અપાર શક્તિ આપે છે, તપશ્ચર્યાથી મનનો મેલ ધોવાઈ જાય છે એટલે

પ્રભુની કૃપા આપણા ઉપર ઊતરે છે અને પ્રભુ અપરાધની ક્ષમા આપે છે, એવી વાતો રૂપીને વારેવારે માતા પિતા પાસેથી સાંભળવા મળતી. પોતાનાં ભજન સાંભળીને પોતાની ભક્તિનાં વખાણ કરતા લોકોને રૂપીએ ઘણી વાર સાંભળ્યા હતા, એ વખાણ સાંભળતાં તે આનંદથી પુલકિત થતી અને તેના અંતરમાં ઉત્સાહનો ઊભરો ચડતો: પણ આજે એ બધું જાણે ક્યાંય ધોવાઇ ગયું હતું અને માત્ર એકજ કારણે પોતે બધાંને અળખામણી થઈ પડી હતી. એ ભજનને કે ભક્તિને કોઇ સંભારતું નહોતું, પણ આ એક અપરાધને સંભારીને બધાં તેને તુચ્છકારી રહ્યાં હતાં. બીજાં કોઈ તો શાનાં પોતાનો ભાવ પૂછવા આવે, પણ માતા-પિતાય આવીને પૂછતાં નહોતાં કે "રૂપી! તને ભૂખ લાગી છે?"

"અરે જદુરાય! ક્યાં ગયો?" હાક મારતો અને ધમધમ પગ પછાડતો મંદિરનો અધિકારી આવ્યો. રૂપીએ તેને સ્વર પરથી પિછાણી લીધો. આંગણે આવીને તેણે હુકમ કર્યો: "દેખ જદુરાય! વ્રતપાલન બરાબર થવું જોઇએ, નહિતો ફરીથી ઉપવાસ કરવા પડશે, સમજ્યો? ઘરમાંથી કાંઈ ખાવાની વસ્તુ ભૂલેચૂકે કે ગફલતથી રૂપલીના હાથમાં ન પડે, તેનું ધ્યાન રાખજે!"

"હા, મહારાજ! હું બરાબર ચોકી રાખું છું. કહો તો ઓરડાને તાળું વાસું."

"ના, એમ તો નહિ. તેને પ્રભુના ચરણામૃત સાથે પાણી આપવું પણ બીજું કશું ય નહિ. અને ઘરનાં સિવાયનાં બીજાં કોઇને તેના ઓરડામાં જવા દેવાં નહિ. અપરાધી અપરાધનું પ્રક્ષાલન કરે ત્યારે તેનું મુખ જુએ તેને પણ ઉપવાસ કરવો પડે, પણ તમો બે માણસોને માટે પ્રભુએ કૃપા કરીને છૂટ રાખી છે."

"ભલે મહારાજ! અમે બરાબરે સાચવીશું."

રૂપીએ તે આજ્ઞા સાંભળી અને અધિકારી તેને દૈત્ય જેવો લાગ્યો. તેણે તો હૃદય ગુમાવ્યું જ હતું, પણ તેની સાથે પોતાનાં માતા-પિતાએ પણ હૃદય ગુમાવ્યું હોય તેમ તેને લાગતું હતું.

રાત્રે ગોપી બાજુના ખંડમાં સૂઇ રહી, જદુરાય રૂપીના સૂવાના ઓરડાની આડે ઓસરીમાં ખાટલો ઢાળીને સૂઇ રહ્યો, ત્યારે ભૂખથી વ્યાકુળ થતી રૂપી પથારીમાં પડી હતી. ઉંઘવાને તે ફાંફાં મારતી હતી, આમથી તેમ આળોટતી હતી, વારંવાર પાણી પીને પેટ ભરતી હતી, પણ ઉંઘ આવતી નહોતી. વરસાદ કોઇ વાર ટપક ટપક પડતો હતો અને થોડી વારમાં બંધ થઇ જતો હતો. બારણા બહાર ઉંઘતા પિતાનાં નસકોરાં ઘસઘસાટ બોલતાં સંભળાતાં હતાં, તો કોઇ વાર દૂર ગમાણ પાસે ઉંઘતી ગાયના શ્વાસોચ્છ્વાસ કર્ણગોચર થતા હતા. પશુ, પંખી અને ઝાડપાન પણ ઉંઘી ગયાં હતાં. આખી સૃષ્ટિ નીરવ બની ગઈ હતી. તે વખતે એકલી પોતે જ ઉંઘવાને તરફડી રહી હતી, ભૂખ ભૂખ પોકારી રહી હતી, પણ કોઇનું ય હૃદય હાલતું નહોતું એમ રૂપીને લાગ્યા કરતું હતું.

જેમ જેમ વખત જવા લાગ્યો, તેમ તેમ તેની બેચેની વધતી ગઈ. હવે વધુ વખત ભૂખ્યાં રહી શકાય તેમ તેને લાગ્યું નહિ. "મને ખાવાનું આપો, હું મરી જઉં છું" એવો પોકાર કરવાનું તેના મનમાં આવ્યું, પણ એ સાહસ તેનાથી થઇ શક્યું નહિ. માતા પાસે જઇને ખાવાનું આપવાને વિનવણી કરવાનો વિચાર તેને આવ્યો. તે માટે તેણે ઓરડાનું બારણું અધખુલ્લું કર્યું, તો પિતાને બારણાની બરાબર આડે જ સૂતેલા જોઇને તે ક્ષણભર વિચારમાં પડી ગઈ. વધુ વાર કર્યાં વિના પિતાના ખાટલાની હેઠળ પેસીને તે ઓરડામાંથી બહાર નીકળીને ઓસરીમાં આવી. તેણે આમ–તેમ જોયું. બાજુના ઓરડામાં પોતાની માતા સૂતી હતી. આંગણામાં ગાય ઊભી ઊભી વાગોળતી હતી, એવો તેને અંધકારમાં ભાસ થયો. જનેતા માતાના ઓરડા તરફ વળવાને બદલે તે જગતની અન્નપૂર્ણા માતાની ગમાણ તરફ ધીરે ડગલે ચાલી અને એ દૂઝણી ગાયના આંચળે વળગી ધાવવા વળગી ગઇ !

(૪)

ત્રણ દિવસ અને ત્રણ રાત પૂરાં થયાં. ચોથા દિવસના પ્રભાતમાં જે વખતે રૂપીને ન્હવડાવીને, નવાં વસ્ત્રો પહેરાવીને, મંદિરમાં દર્શન કરાવવાને લઇ જવાની તૈયારી થતી હતી, તે વખતે જ બાઝીદખાન જદુરાયને ત્યાં આવ્યો હતો. વસ્ત્રો પહેરતાં પહેરતાં રૂપીએ એ વાત જાણી અને તેનું વદન એકાએક દીપ્તિમાન બની ગયું.

ઉપવાસથી તે લેવાઇ ગઇ હતી. ઉપરાઉપરી એ રાત સુધી તેણે ચોરીછૂપીથી ગાયના દૂધથી પેટ ભર્યું હતું તેથી તે જીવતી તો રહી શકી હતી, પણ શરીરની શક્તિ ખૂબ ઘટી ગઇ હતી. પોતાના ગામનો બાદશાહ પોતાની ખબર કાઢવા આવ્યો હતો, એ જાણતાં તેના અંતર્માં અનેરો ઉત્સાહ પ્રકટ્યો. ધર્મિષ્ઠ વૈષ્ણવો, પ્રભુના સ્વરૂપની નિત્યનિત્ય પૂજા કરનાર અધિકારી, રાધા–લલિતાનો સંત પિતા, અને પોતાનો જનક તથા જનેતા, એ કોઇમાં તેણે અત્યારસુધી જે હૃદય જોયું નહોતું, તે હૃદય એ મુસલમાન સુલ્તાનજાદામાં તેને દેખાયું. પોતાની ભૂખના પોકાર કોઇએ સાંભળ્યા નહોતા, કોઇએ ભાવભર્યે હૃદયે એકાદ સહાનુભૂતિભર્યો દૃષ્ટિપાત પણ કર્યો નહોતો, પોતાને વેઠવા પડેલા કષ્ટ માટે કોઇના દિલમાં એકાદ અરેકાર થએલો તેણે જોયો નહોતો: ત્યારે ખુદ બાઝીદખાને પોતાને આંગણે આવીને પૂછ્યું હતું: 'તે જીવતી તો રહી છે ને?' ત્રણ દિવસની ભૂખથી માણસ મરી જાય એવું કોઇનાય મનમાં આવ્યું નહોતું; આ એકજ માણસનાં મનમાં તે આવ્યું; અને એક હિંદુ ધર્મની, અણઓળખીતી, ગરીબ સ્થિતિની, બીજાઓને અપરાધિની લાગેલી એવી તુચ્છ છોકરીના જીવન–મરણની ભાળ કાઢવા તે આંગણે આવ્યો.

રૂપીનું અંતર્ એ અનુકંપાશીલ હૃદયનું સૂક્ષ્મ સંવેદન થતાં ઝણઝણી ઉઠ્યું, ઉપકારવશતાથી વિનમ્ર બની ગયું, તેના ક્ષુધા-પીડિત દેહમાં અનેરૂં બળ આવ્યું, પોતાને મળેલી મહત્તાના

ભાવથી દીપ્તિમાન બન્યું અને તેના વદન ઉપર રક્તિમા ઉભરાઈ આવી.

રૂપી વસ્ત્રો પહેરીને બહાર નીકળી કે તુરત તેની નજર પહેલવહેલી આંગણામાં બેઠેલા બાઝીદખાન ઉપર પડી. આસપાસ ઘેરો વળીને ઊભેલા વૈષ્ણવોની વચ્ચે પચીસેક વર્ષનો એ ફુટડો જુવાન બેઠો હતો, તેના મસ્તક પર મંદિલ હતી અને મંદિલ પર છોગું ફરફરતું હતું. કંઠમાં મોતીની એકસરી માળા હતી અને હાથમાં ગુલછડી હતી. વદન પર અને આંખોમાં સહૃદયતાની તેજલ રેખાઓ તરતી હતી. રૂપીને ઓરડામાંથી સ્વસ્થ સ્થિતિમાં નીકળતી જોઇને તેના ઓષ્ઠ પર સંતોષની સ્મિતરેખા પ્રકટી હતી. પ્રજાજનોની દૃષ્ટિને બાઝીદખાન સુંદર અને ભવ્ય દેખાતો હતો, રૂપીની દૃષ્ટિને એ ભવ્ય જ નહિ પણ દિવ્ય પણ દેખાયો: પોતા પર પડેલી એવી ભાવોદ્રિક્ત, એવી સહૃદય, અને એવી પ્રસન્ન દૃષ્ટિ રૂપીએ આજે પહેલી જ વાર જોઈ હતી. તે એ ભાવો-દ્રિક્ત પ્રસન્ન દૃષ્ટિથી જાણે લેવાઇ ગઈ હોય, એ સહૃદયતાથી પરવશ બની ગઇ હોય, તેમ મંદિર તરફ ડગલાં ભરવાનું ભૂલી જઇને તે સીધી બાઝીદખાન ભણી ચાલી અને તેના પગ પાસે જઇ, હાથ જોડી, નમન કરીને, તુરત મૂગી મૂગી પાછી ફરી. માતાએ તેનો હાથ પકડીને મંદિર તરફ દોરી ત્યારે તેને સ્મરણ થયું કે જેનાં દર્શન કરવાને પોતે નાહી ધોઇને તૈયાર થઈ હતી, તેનાં દર્શન તો હજી બાકી રહ્યાં હતાં!

બીજી બાજુએ બાઝીદખાન રૂપીને જોઇને સ્તબ્ધ બની ગયો હતો. તેનો ગૌર વર્ણ, બદામાકૃતિની તેજસ્વી આંખો, તિલપુષ્પસમી સરળ નાસિકા, પાતળી અને ઘાટીલી દેહલતા અને એ સર્વથી વિશેષ ત્રણ દિવસના ઉપવાસ પછી પણ તેના વદન પર પ્રકટી નીકળેલી મનોહર રક્તિમા: એ સૌંદર્ય, એ ભાવ-નીતરતાં નમ્ર નયનો, એ વિનયયુક્ત લજ્જાલુતા, એ લાવણ્ય નીતરતું વદન, બાઝીદખાનને અસાધારણ લાગ્યાં. રૂપીને એક ગરીબડી, ચીંથરેહાલ અને નાદાન છોકરી કલ્પીને તે સહૃદયતાનો

પ્રેર્યો–કુતૂહલવશ બનીને અહીં આવ્યો હતો, પણ તેણે નિહાળ્યો હતો રૂપ–લાવણ્યનો ભંડાર.

તે સ્તબ્ધ બનીને બેઠો જ હતો, એટલામાં બાજુએ આવેલા મંદિરમાં તેણે કોલાહલ થતો સાંભળ્યો અને તેનું ધ્યાન ભગ્ન થયું. તેણે આસપાસ ઊભેલા વૈષ્ણવો તરફ પૃચ્છક દૃષ્ટિ કરી, પણ મંદિરમાં શા કારણે કોલાહલ થતો હતો તેનો કોઇ ખુલાસો કરી શકયા નહિ.

એટલામાં આગળ રોષભરિત વદને આવતી રૂપી અને પાછળ તેનાં માતા–પિતા બડબડતાં–ફડફડતાં આવતાં દેખાયાં. તેની પાછળ થોડા વૈષ્ણવો આવતા હતા, તેઓના વદન પર પણ અપ્રસન્નતા હતી. રૂપી આવેશયુક્ત ડગ ભરતી સીધી ઓરડામાં પેસી ગઈ અને બાઝીદખાન આશ્ચર્યચકિત થતો બેસી રહ્યો.

થોડી વાર રહીને તેણે જદુરાયને પૂછ્યું : “ મંદિરમાં શું કાંઇ બન્યું હતું? કેમ કોલાહલ થતો હતો ?”

જદુરાય ગળગળો થઇ જતો બોલ્યો : “ ગરીબ પરવર ! હું લાચાર બની ગયો છું. મારી રૂપી ડાહી છે, કોયનું ય વેણ ઉથાપે એવી નથી, પણ કોણ જાણે શાથી આજે તે અવળી થઇને બેઠી છે. મંદિરમાં તે પ્રભુના સ્વરૂપને પગે લાગી પણ તે પહેલાં આપને પગે લાગી એ એણે એક ભૂલ કરી. અન્નદાતા ! આપ તો અમારા માથાના મુકુટ છો. પણ આખી દુનિયાને તારનાર તો એક પ્રભુ છે; તે પ્રભુને પહેલું નમન કરવું જોઇએ, પછી રાજાને નમન હોય : એ વિવેક રૂપીને ન આવડ્યો. ખુદાવિંદ ! હું ગરીબ પર આપ રોષ ન કરશો.”

“ નહિ, નહિ, પહેલો ખુદા અને પછી બાદશાહ, એ વાત બરાબર છે.”

“ એ ભૂલ તો અધિકારીજીએ માફ કરી. પછી પ્રભુ આગળ પદ ગાવાનું તેમણે કહ્યું, તો તેની ય એ છોકરીએ ના કહી. મેં

સમજાવી, તેની બાએ સમજાવી, બધાએ તેને ખૂબ કહ્યું, પણ તે એક ટળીને બે થઇ નહિ. આથી બધા ગુસ્સે થઇ ગયા, અમને બેઉ માણસને વઢવા લાગ્યા, કોઇ કોઇએ હાથ પણ ઉગામ્યા, પણ છોકરીએ માન્યું જ નહિ અને તે તો કોઇનું ય ગણકાર્યાં વિના સીધી ઘેર ચાલી આવી."

બાઝીદખાન ક્ષણભર વિચારમાં પડી ગયો. થોડી વારે તેણે પૂછ્યું: "મંદિરમાં ભજન ગાવાની તેણે પહેલી જ વાર ના પાડી?"

"હા, નામવર! પહેલાં મંદિરમાં અમે ઘણી વાર ભજન ગાતાં અને તેનાં ભજન સારાં એટલે કોઇનું વેણ ઉથાપ્યા વિના ઉત્સાહથી તે ભજન ઉપાડતી; પણ આજે પહેલી જ વાર તેણે સાફ ના પાડી."

"તેનું કારણ શું?"

"કોણ જાણે? કશું બોલતી જ નથી. જવાબ જ આપતી નથી."

"હશે!" બાઝીદખાને સલાહ આપી: "તેને થોડા દિવસ સારી રીતે ખવડાવો, તેનામાં શક્તિ આવવા દો, પછી તે ભજન ગાશે: ત્રણ દિવસની ભૂખી છોકરીને તમે ભજન ગાવાનું કહો તો તે તેને ગમે ખરું?"

"એ વાત સાચી અન્નદાતા! પણ એકાદ નાનું ભજન કે પદ ધીમે ધીમે ગાયું હોત તોય સૌને સારું લાગત."

"હશે, જે થયું તે ખરું, પણ તેને સમજાવજો, કોઇ સતાવશો નહિ." એમ કહી બાઝીદખાન ઉઠીને ચાલતો થયો.

* * *

## પ્રકરણ ૩ જું . . . . . . . . ખોજો સુલેમાન

(૧)

જ્યારે શુજાઅતખાન માળવાનો માત્ર સુબેદાર હતો, અને સુરવંશના પઠાણ બાદશાહોની કૃપાને પાત્ર હતો, ત્યારે ઉછરતી યુવાન વયનો બાઝીદખાન દિલ્હી–આગ્રામાં છેલ્લા બાદશાહ મહમદ આદીલશાહની હજુરમાં રહેતો હતો. ત્યાં તેને જેવી રીતે યુદ્ધકળા શીખવાનું મળ્યું, તેવી જ રીતે સંગીતના શોખીન બાદશાહનો રંગ પણ લાગ્યો. તે સરસ ગાતાં–બજાવતાં શીખ્યો, વિલાસિનીઓની લલિત કલાઓનો પરિચયી થયો અને શાહી મહેલમાં જે સૌંદર્ય–માધુર્યની રેલ વહ્યા કરતી તેની ધારાઓ તેના અંતરમાં પણ નિર્ઝરતી. તે પાછો માળવામાં પિતા પાસે આવીને વસ્યો ત્યારે તેનાં ગીત–વાદન ઉપર થોડો અંકુશ પડયો, પરન્તુ સારંગપુરમાં વસવાનું થતાં તેનો એ રસ પાછો સતત વહેવા લાગ્યો હતો.

દેશ જીતીને બાદશાહ રાજ્ય કરે, રાજ્ય ચલાવવાની વીગતો બાદશાહના વઝીરો અને અમલદારો સંભાળી લે, અને દેશ જીતવા માટે માત્ર લડવું પડે તે સિવાય બાદશાહે બીજું શું કરવાનું હોય? મહમદ આદીલશાહની હજુરમાં રહેતી વખતે બાઝીદખાનનો એ ખયાલ બંધાયો હતો. પિતાના રાજ્યવહીવટની પદ્ધતિથી એ ખયાલ પૂરી રીતે બદલાય, તે પહેલાં તો તેને પિતાથી દૂર સ્વતંત્ર નિવાસ સાંપડયો હતો. રાજ્યકર્તાએ રાજ્યકારભારમાં ધ્યાન પરોવવું જોઇએ, રાજ્યની સર્વ પ્રકારની વ્યવસ્થા જાળવવી જોઇએ, પ્રજામાં પોતાનાં કાર્યો વડે પ્રભાવ પાડવો જોઇએ, એવો ખયાલ બાઝીદખાનમાં દઢીભૂત થયો નહોતો. એટલે ગાન–તાન, નાચ–તમાશા અને કોઈવાર શિકાર, એટલાં વાનાંમાં જ તેની દિનચર્યા મુખ્યત્વે બંધાઇ રહેવા પામતી હતી. એ સિવાયની બીજી બાબતોમાં તેને રસ પડતો નહિ, રસ વિનાનું કોઈ કાર્ય કરવા તરફ તેને કંટાળો આવતો, અને એવા કંટાળાને કારણે તે બીજી ઘણી બાબતો તરફ બેદરકાર બનતો. પુત્રની એવી બેદરકારી શુજાઅતખાનને ગમતી નહિ. તે જ કારણથી

સુલેમાન જેવા પોતાના વિશ્વાસુ અને સમજદાર ખોજાને તેણે બાઝીદખાનના મુખ્ય પાસવાન તરીકે ગોઠવ્યો હતો.

સુલેમાનને નવ વરસની નાની વયથી તેની માતાએ સુજાઅતખાન પાસે ચાકરીમાં મૂકેલો, અને સરસ કામગીરી, હોશિયારી તથા વફાદારીથી તે તેનો માનીતો થઇ પડેલો. બાઝીદખાન કરતાં તે માત્ર બે જ વર્ષે મોટો હતો. સુલેમાને બાઝીદખાનનો પણ ચાહ મેળવ્યો હતો, અને તેથી મહેલના બધા ચાકરોનો તે ઉપરી અમલદાર બન્યો હતો. બાઝીદખાનને બીજું કોઇ જે કાંઈ ન કહી શકે તે સુલેમાન સમયસૂચક રીતે તેને કહી શકતો. સુલેમાને જોઇ લીધું હતું કે બાઝીદખાનનો ગાનતાનનો શોખ ઓછો થઈ શકે તેમ નથી અને તેમાંથી તેને પાછો વાળવો એ અશકય વાત છે; પરંતુ તે ઉપર એક અંકુશ તો કેટલેક અંશે સ્થાપી શકયો હતો. કોઇ ગાયિકા કે નર્તિકાને તે બાઝીદખાન પાસે ઢૂકવા દેતો નહિ, અને કોઇ આવી ચડે તો તેને વધુ વખત ટકવા દેતો નહિ. સુલેમાન ખુલાજાનનો માનીતો થઈ પડયો હતો અને બેગમ પાસે કોઈ વાર લાડ પણ કરી શકતો હતો તે એ જ કારણથી.

બાઝીદખાન કોઇ ગાયિકા–નાયિકાના પાશમાં સપડાઇ જાય નહિ એવા ઉત્કટ ભાનપૂર્વક કાંઇ સુલેમાન આમ કરતો નહોતો. તેને ઓરત જાત ઉપર જ એક પ્રકારની કુદરતી નફરત ઉપજતી હતી. તેની ચકોર આંખો મહેલની અંદર અને બહાર જે કાંઈ જોયા કરતી હતી, તેમાં તેને ઓરતની બેવફાઈ અને કરામતખોરી જ ભાસતી હતી. ખુલાજાન તો બાઝીદખાનની પરણેલી ઓરત હતી, પણ જ્યારે ને ત્યારે બાઝીદખાનને ખુશ કરવાને કાંઈ કાંઇ યત્નો અને હીકમતો જ તે કરતી હોય તેમ તે જોતો. બેગમ ખોટું ખોટું રીસાતી અને સહેજ વારમાં મનાઇ જતી, કાંઇ કાંઇ બહાનાં કાઢીને તે પોતાના ખાવિંદને પોતાની પાસે જ રાખવા મથતી, કોઇ વાર ખાવિંદના ખોળામાં માથું મૂકીને ઝારઝાર રડતી અને હીબકયા કરતી : એ બધી ખોજા સુલેમાનને મહોબતની કૃત્રિમતા અને

કરામતખોરી જ લાગ્યા કરતી. જ્યાં હીકમત અને બનાવટ હોય ત્યાં સાચી વફાદારી ક્યાંથી હોય? અને જે પૂરી રીતે વફાદાર ન હોય તેનો સંગ પણ કેમ કરાય? ઓરત જાત તરફની સુલેમાનની નફરત એ રીતે પોષણ મેળવ્યા કરતી અને માલીક તરફની તેની વફાદારી અભિમાન તથા આત્મસંતોષ અનુભવ્યા કરતી.

(૨)

એક ઉસ્તાદ અને ત્રણ-ચાર ગવૈયા બાઝીદખાનની હજુરમાં હંમેશાં રહ્યા કરતા. કોઈ નવા આવતા, તો કોઈ થોડા દિવસ રહી, ઇનામ અકરામ મેળવી, ચાલ્યા જતા. બાઝીદખાન બપોરે ભોજન કર્યા પછી શરાબની એકાદ પ્યાલી પીને ઉંઘી જતો અને જ્યારે તે જાગતો ત્યારે ગાન-તાનની મહેફીલ જામતી. એ રોજનો કાર્યક્રમ હતો. આજે જ્યારે મહેફીલનો વખત થયો ત્યારે સુલેમાન બાઝીદખાનને બોલાવવા ગયો, પણ બાઝીદખાનના સૂવાના ઓરડાનું બારણું બંધ હતું. તેણે બારણા પર ટકોરો મારીને અવાજ કર્યો: "નામવર!"

તુરત બારણું ઉઘડ્યું અને ખુલાજાન હાથમાં પંખા સાથે બહાર આવીને ગંભીર બનતી ધીરેથી બોલી: "સુલેમાન! અવાજ ન કર. પોતે બેચેન છે. ક્યારનીય ઉંઘ આવતી નહોતી; મેં ખૂબ પંખો નાંખ્યો, ત્યારે હજી હમણાં જ આંખ મળી છે."

પણ બાઝીદખાનને ઉંઘ આવી જ નહોતી. તેણે પલંગમાં બેઠા થઇને પૂછ્યું: "કોણ, સુલેમાન છે?"

"હા, નામવર! મિયાં માનખાન આપની રાહ જુએ છે." માનખાન બાઝીદખાનનો માનીતો ઉસ્તાદ હતો.

"અહીં આવ, સુલેમાન!"

"શો હુકમ છે?" સુલેમાને અંદર પેસતાં પૂછ્યું.

"પેલી છોકરીને પછી એના બાપે ખાવા આપ્યું કે નહિ? જરા પૂછી આવ તો!"

"એમાં પૂછવાની શી જરૂર છે નામવર? ખાવા આપ્યું જ હશે, કારણકે તેના ત્રણ દિવસના ઉપવાસ પૂરા થઇ ગયા છે."

"છોકરી ખૂબ જ ગરીબડી અને સુંદર છે, નહિ?"

"વેરાગીની છોકરી ગરીબડી તો હોય જ, પણ બેગમ સાહેબ કરતાં તેને વધારે સુંદર ન કહી શકાય."

"મને એક નવાઇ લાગી છે, સુલેમાન! તે પ્રભુને પગે લાગ્યા પહેલાં મારી સામે આવીને પગે લાગી, એ શું અજબ વાત નથી?"

"બાદશાહ પોતાને ઘેર આવે ત્યારે તેને પહેલાં માન આપવું એ સૌ કોઈની સાદી સમજ હોય છે, એમાં અજબ વાત શી છે, મારા બાદશાહ?"

"પણ ખુદાની પહેલાં બાદશાહને કોઇ નમે નહિ."

"તૌબા! તૌબા! એટલી સમજ એ વેરાગીની છોકરીમાં હોય તો પછી શું જોઇએ?" સુલેમાનને હસવું આવ્યું.

એ હાસ્યે બાઝીદખાનને સંશયમાં પાડ્યો અને તણે પૂછ્યું: "શું ખરેખર એમ જ હશે?"

"હાસ્તો! ચૌદેક વર્ષની એની ઉંમર હશે. આદાબની સાચી રસમનો ખયાલ તેને ક્યાંથી હોય?"

"એમ નહિ, સુલેમાન! તે એવી બેખયાલ છોકરી નથી લાગતી. તેં સાંભળ્યું કે નહિ, બધાએ કહ્યા છતાં તેણે મંદિરમાં ભજન ગાવાની સાફ સાફ ના કહી?"

"હા જી."

"તો તેના દિલમાં કાંઇક મર્મ હોવો જોઇએ."

સુલેમાન એ વાતને ઉડાવતો હસ્યો અને બોલ્યો: "અરે ખુદા ખુદા કરો! આપ નકામા તરંગ ઉઠાવો છો ખુદાવિંદ!"

"એમ નહિ, સુલેમાન! ચાલ, આપણે ફરીથી તેને ત્યાં જઈએ અને એ વાતનો મર્મ તેને પૂછી જોઈએ."

ભયભીત સ્ત્રીની અદાથી બે ડગલાં પાછો હઠી જતો, આંખો ફાડતો અને સ્વરને દબાવતો સુલેમાન બોલ્યો: "અરે નામવર! એમ વારંવાર કોઈને ત્યાં જવાય? અને એક જુવાન છોકરીને એવું કાંઈ પુછાય? લોકો કાંઈનું કાંઈ માની બેસે!"

"એમાં હરકત શી!"

"પૂછી જુઓ બેગમ સાહેબને!"

બાઝીદખાને ખુલાજાન ભણી નજર કરી એટલે તેણે કહ્યું: "સુલેમાન બરાબર કહે છે."

"તો પછી સુલેમાન! તું જ એ કામ કર. મારે બદલે તું જા, એટલી વાત એ છોકરીને પૂછી આવ."

સુલેમાન આટલી વાતચીત ઉપરથી જ સમજી ગયો હતો કે રૂપીમાં બાઝીદખાનને કાંઈક રસ ઉપજ્યો છે. રોજ બપોરે લાંબી ઉંઘ ખેંચી કાઢનાર જુવાનને આજે ઉંઘ આવી નહોતી, કાંઈ ખાસ કારણ વિના બેચેની થતી હતી, અને પોતા પાસે અત્યારે પહેલી જ વાત એ છોકરી સંબંધી કાઢી હતી, તેનું એ સિવાય બીજું શું કારણ હોય?

બાઝીદખાનના આ હુકમથી સુલેમાન ગૂંચવણમાં પડ્યો. પોતે જો એ છોકરી પાસે ન જાય, તો કદાચ બાઝીદખાન પોતે જવા તૈયાર થઇ જાય; સુલેમાનને એ ઠીક લાગતું નહોતું. અને જો પોતે જાય તો બાઝીદખાન જેવો સવાલ એને પૂછવા માંગતો હતો એવો સવાલ પોતાના મ્હોંમાંથી નીકળી શકશે કે કેમ તેની સુલેમાનને ખાત્રી નહોતી. ગમે તેમ, પણ બાઝીદખાન જાતે જાય, તે કરતાં તો પોતે જ જાય તે તેને ઠીક લાગ્યું. તેણે જવાબ આપ્યો: "વારૂ નામવર! હું જ જઈને પૂછી આવીશ."

સાંઝ પડતાં સુધીમાં તો બાઝીદખાને સુલેમાન પાસે એ બાબતની બે વાર ઉઘરાણી કરી, ત્યારે સુલેમાન જદુરાયને ત્યાં જવા નીકળ્યો. પરંતુ તેના મનમાં મૂંઝવણ થયા કરતી હતી. એક વાર તો તેના મનમાં એમ જ થઇ આવ્યું કે પોતે અર્ધેથી જ પાછો વળી જાય અને બાઝીદખાનને ભળતો જ જવાબ આપીને તેના મનનું કુતૂહલ શમાવી દે. પણ પોતે એવું જૂઠું બોલે તો માલીકના મનનો વિશ્વાસ ઉઠી જાય, એ તેને ગમે તેમ નહોતું. એટલે તે જદુરાયને ત્યાં ગયો તો ખરો, પણ ત્યાં તેણે જે જોયું તેથી કશું પૂછવાની હિંમત જ ચલાવી શકયો નહિ.

રૂપી એક ખાટલામાં આંખો મીંચીને ચત્તી પડી હતી. તેનું મ્હોં લેવાઈ ગયું હતું. ગોપી તેને પાવાને કાંઇ ઓસડ વાટતી હતી. જદુરાય ખાટલા પાસે બેઠો બેઠો રૂપીના શરીર પરથી માંખો ઉડાડતો હતો. તેણે સુલેમાનને આવેલો જોતાં જ પૂછ્યું: "પધારો ખાનસાહેબ! શો હુકમ છે?"

"માલીક તમને બોલાવે છે."

"મને બોલાવે છે? હાં, ચાલો! તમારી સાથે જ આવું."

જદુરાય તુરત જ ઉઠ્યો અને સુલેમાનની સાથે ચાલ્યો.

સુલેમાને તેને રજુ કર્યા પહેલાં બાઝીદખાન પાસે જઇને કહ્યું: "નામવર! છોકરી ખૂબ માંદી પડી ગઇ છે, એટલે હું એના બાપને જ આપની પાસે તેડી લાવ્યો છું."

"એમ? સ્હવારે તો તે સાજી સારી હતી."

સુલેમાને બહાર ઊભેલા જદુરાયને ઇશારત કરીને અંદર બોલાવ્યો. જદુરાયે બાઝીદખાનને ઝૂકી ઝૂકીને ત્રણ વાર સલામો કરી અને પછી તે હાથ જોડીને ઊભો રહ્યો એટલે બાઝીદખાને પૂછ્યું: "તમારી રૂપી એકદમ શાથી માંદી પડી ગઈ?"

"શી ખબર પડે નામવર? આપ ગયા, ત્યારપછી તુરત જ તેને ખવડાવ્યું હતું, પણ કોણ જાણે શાથી, તે એકદમ અશક્ત થઇ ગઇ અને ખાઇને ઉઠતાં જ ચકરી ખાઇને ભોંયે પછડાઈ."

"અજબ વાત છે."

"સ્હવારે તો તેનામાં કેટલી બધી સ્ફૂર્તિ હતી, તે આપે જોયું હતુંને ખુદાવિંદ? પણ કોણ જાણે એ શક્તિ ક્યાંયે ઉડી ગઈ! અધિકારી મહારાજ તો કહે છે કે ભજન ગાવાની આજ્ઞાની તેણે અવગણના કરી તેથી પ્રભુનો રોપ ઊતર્યો છે."

સુલેમાને ટાપસી પૂરી: "ખુદા ચાહે સો કરે!"

બાઝીદખાને કહ્યું: "મંદિરમાં તો તેણે ભજન ન ગાયું, પણ અહીં આવીને તમારી રૂપી મને ભજન સંભળાવશે ને? તેને જરા પૂછી જોજો."

પાછળ ઊભેલો સુલેમાન કંપી ગયો.

જદુરાયે જવાબ આપ્યો: "હા નામવર! જરૂર સંભળાવશે. માલીકને ભજન સંભળાવવાની તે કાંઇ ના કહેશે? પણ......"

"હા, હા, કશી ઉતાવળ નથી. તેને બરાબર સારું થાય, પછી જ વાત."

જદુરાયે નમન કરીને બાઝીદખાનની રજા લીધી અને સુલેમાનનું હૃદય ફફડવા લાગ્યું. જદુરાયને અહીં લાવવામાં પોતે જ ભૂલ કરી હતી એમ હવે તેને લાગ્યું. છોકરી માંદી છે એ વાત બાઝીદખાન કદાચ નહિ માને એમ ધારીને તે તેના બાપને રૂબરૂ લાગ્યો હતો, અને તેમાંથી વળી આ નવું તૂત જાગ્યું હતું. તેને જે શંકા રહ્યા કરતી હતી તે શંકા હવે ભયનું સ્વરૂપ પકડવા લાગી હતી.

(૩)

બીજે દિવસે સ્હવારમાં ઉઠતાં વેંત બાઝીદખાને સુલેમાનને ફરમાવ્યું કે તેણે રૂપીની તબિયત કેવી છે તે જોઈ આવીને પોતાને ખબર આપવી. બપોરે ભોજન પછી સૂઇ જતાં પહેલાં પાછું તેણે સુલેમાનને પોતાનું સ્હવારનું ફરમાન સંભારી આપ્યું. આરામ લઇને ઉઠ્યા પછી તેણે સુલેમાન શી ખબર લાવ્યો તે જાણવાને તેની શોધ કરવા માંડી પણ તે ક્યાંય દેખાયો નહિ. બાઝીદખાન ઉઠીને

બેઠકના વિશાળ ખંડમાં આવ્યો, ત્યાં માનખાન બીજા ગવૈયાઓ સામે બેસીને સીતાર સજ્જ કરતો હતો, પણ સુલેમાન ત્યાં જોવામાં આવ્યો નહિ, એટલે તેણે માની લીધું કે તે જદુરાયને ત્યાં જ ગયો હશે. પણ ઉસ્તાદે સીતાર બજાવવા માંડયો, તે વખતે સુલેમાન જુલ્ફાં ઓળી, આંખમાં સુરમો આંજી, માથે જરીની ટોપી પહેરીને ગુપચુપ આવી એક ખૂણે આદાબસર બેસી ગયો. જો કદાચ બાઝીદખાન પૂછે કે 'તું રૂપીની તબિયત જોઈ આવ્યો?' તો તેણે તેનો હાજર જવાબ ધારી રાખ્યો હતો: "જવાને જ તૈયાર થયો છું ને નામવર!"

પણ બાઝીદખાનની નજર સુલેમાન ઉપર જાય, તે પહેલાં તો જદુરાય જ આવી પહોંચ્યો! તેની પાછળ ગોપી અને રૂપી પણ હતી. સુલેમાન ચમકી ગયો. ગઇ કાલે તો આ છોકરી માંદગીને ખાટલે પડી હતી, તે આજે એકાએક સારી થઈ ગઇ અને ભજન ગાવા આવી પહોંચી, તે જોઇને સુલેમાન સ્તબ્ધ બની ગયો. તેણે જોયું કે રૂપી જરાએ માંદી દેખાતી નહોતી, તેના ચહેરા પર ઉપવાસથી આવેલી બેચેની નહોતી, તેનાં પગલાંમાં જરાએ અસ્થિરતા નહોતી, તેની આંખોમાં સ્વલ્પ પણ ફીકાશ નહોતી. બાઝીદખાનના પગ આગળ ઝૂકતી વખતે જેવી સ્વસ્થ, સુંદર અને ઉલ્લાસભરી તે દેખાઈ હતી, તેવી જ તે અત્યારે જદુરાયની પાછળ પાછળ આવતી જણાતી હતી. સુલેમાને તેને ખાટલામાં સૂતેલી જોઈ હતી, તે વખતે તેનું મ્હોં કેવું ફીકકું અને કરમાઇ ગએલું હતું, પણ અત્યારે તેથી જ ઉલટું તે પ્રફુલ્લ અને તેજસ્વી હતું.

જદુરાયને આવતો જોયો કે તુરત બાઝીદખાન ખુશાલીમાં આવી ગયો અને અઢેલવાના તકિયા પરથી એકદમ બેઠો થઈ ગયો. તેણે "આવો જદુરાય" કહી એનો સત્કાર કર્યો.

"હા, ખુદાવિંદ!" જદુરાય આનંદથી ઝૂકતો બોલ્યો: "આપે ફરમાવ્યું હતું એટલે અમે આપને ભજન સંભળાવવા આવ્યાં છીએ."

"સારું કર્યું. બેસો, તબિયત તો..."

"હા, નામવર!" જદુરાય વચ્ચે બોલ્યો: "આપની પાસેથી હું ગયો અને મેં ઘેર વાત કરી કે આપને અમારાં ભજન સાંભળવાં છે, ત્યારથી જ રૂપીની તબિયત સુધારા પર આવવા લાગી. અને આજે તો તેને બહુ જ સારું લાગવા માંડ્યું એટલે પછી તુરત અમે અહીં આવ્યાં. આપનું ફરમાન..."

જદુરાયની વાત સાંભળીને સુલેમાનને જાણે ચમક થઈ ગઈ હોય તેમ તે ઉંચો નીચો થતો રૂપીને જોઈ રહ્યો. તેને આ એક જાદૂઈ ચમત્કાર ભાસતો હતો.

બાઝીદખાનની ઇશારત થતાં ઉસ્તાદે સીતારવાદન બંધ કર્યું. જદુરાયની એક બાજુએ અર્ધો ઘૂમટો ખેંચીને ગોપી ગોઠવાઇ અને બીજી બાજુએ રૂપી ગોઠવાઈ. જદુરાયે પોતાની સમક્ષ મૃદંગ ગોઠવ્યું, ગોપીએ સીતાર સજ્જ કર્યો અને રૂપીએ વીણાના તાર તપાસી જોયા. બાઝીદખાન આતુર નયને તેમને નિરખી રહ્યો.

ગોપીએ ભજન ઉપાડ્યું:

"સુદામાકો દેખત શ્યામ હસે,
સુદામાજીકો દેખત શ્યામ હસે,
સુદામા કો....
હમ તુમ મિત્ર હૈં બાલપનોંકે,
અબ તુમ દૂર બસે....સુદામાકો...."

ગોપીના સ્વરની મધુરતા, ગાનની હલક અને સીતાર પર ફરતી આંગળીઓની છટા જોતાં જ બાઝીદખાન આશ્ચર્ય પામ્યો. તે પોતે સંગીતમાં પ્રવીણ હતો એટલે તુરત કળી ગયો કે આ છટા કોઈ સાધારણ ભજન ગાતી વૈષ્ણવીની કે વેરાગણની નથી, કલાનિપુણ ગાયિકાની છે.

ભજન પૂરું થતાંસુધી બાઝીદખાન ગોપીનું ગાન મુગ્ધ-ભાવે સાંભળી રહ્યો પણ તેની દૃષ્ટિ તો ગાનની સાથે સૂર પૂરી

રહેલી વીણાના તાર ફરી રહેલી રૂપીની આંગળીઓ પર જ લાગી રહી હતી. ચંપાની કળીઓ સમી એ નાજૂક આંગળીઓ તાર પર ખરેખર નાચી જ રહી હતી અને સીતારની સાથે સ્વરસામ્યની સાધના કરી રહી હતી.

ગોપીનું ભજન પૂરૂં થયું, એટલે બાઝીદખાને રૂપી ભણી દૃષ્ટિ કરી અને ફરમાવ્યું: "રૂપમતી! હવે તું એક ભજન ગા!"

એ માનભર્યા 'રૂપમતી' સંબોધને પાછો સુલેમાનને ધ્રુજાવી મૂક્યો. તેથી તેને થતું દુઃખ તેના ચહેરા પર પ્રકટી નીકળતું હતું.

અને રૂપીએ ભજનની શરૂઆત કરી:

"મ્હને ચાકર રાખોજી
"પ્રભુ! મ્હને ચાકર રાખોજી...

બાઝીદખાને એ સુકોમળ કંઠની મધુરિમાના પ્રથમ આસ્વાદે જ રોમાંચાનુભવ કર્યો. ક્ષણભર તો તે મુગ્ધભાવે બેસી રહ્યો, પણ જેમ જેમ સ્વર ચડવા લાગ્યો, કંઠ ખુલવા લાગ્યો અને ગાન આગળ વધવા લાગ્યું તેમ તેમ તેનું ચિત્ત લહેરાવા લાગ્યું, વૃત્તિઓ તનમનાટ કરવા લાગી, અંતર્માં આનંદ દ્રવવા લાગ્યો : અને એ બધા અંતરંગ ભાવો તેના વદન પર સ્ફુટ થવા લાગ્યા. ગાનની સાથે ડોલતી રૂપીની ગ્રીવા જે મરોડ લેતી, તેની આંખો ક્ષણભર વીણાના તાર ઉપર અને ક્ષણભર બાઝીદખાનના વદન ઉપર જતી ત્યારે જે જે મુગ્ધ આનંદાર્દ્રતા તેમાં ચમકતી, તેમાંથી ઉત્પન્ન થતું રૂપીનું અનેરૂં લાવણ્ય બાઝીદખાનના હૃદયને છલાછલ ભરી દેતું.

"ચાકર રહીસ્યૂં, બાગ બનાસ્યૂં,
નિતનિત દરિસન કરસ્યૂં,
બૃંદાબનકી કુંજગલનમેં
તોરી લીલા ગાસ્યૂં,
મ્હને ચાકર રાખોજી:
ચાકર રાખોજી, પ્રભુ! મ્હને ચાકર રાખોજી!"

"હાં! ચાકર રાખોજી!" બાઝીદખાન મસ્તક ડોલાવતો પુનઃ પુનઃ હાથનો સંપુટ કરીને તાલ પુરાવતો, અર્ધસ્ફુટ રીતે ધ્રુવપદનું ગૂંજન કરી રહ્યો.

માધુર્યની માત્રા વધારે તીવ્ર થઇ અને બાઝીદખાનના હૃદયમાં ગાજતો આનંદસાગર અંદર ને અંદર બંધાઇ રહી શક્યો નહિ. તે ઝડપથી ઉઠ્યો, ખૂંટીપર ભેરવેલા રબાબ પર તલપ મારી, દોરી તૂટી ગઇ, અને તેણે તાર પર આંગળીઓ ફેરવીને સાથે સાથે ગાવા માંડ્યું.

"મ્હને ચાકર રાખોજી!
પ્રભુ! મ્હને ચાકર રાખોજી!"

સુલેમાન હવે ખરેખર ગભરાઇ ગયો હતો. બાઝીદખાનને ગાતો–બજાવતો અને સંગીતના તાનમાં મસ્ત બનતો તેણે ઘણીએ વાર જોયો હતો, પણ રૂપીના સંગીત પાછળની તેની અત્યારની મુગ્ધતા તેને ભયંકર ભાસતી હતી. તેનાથી એ સાંભળ્યું જતું નહોતું, જોયું જતું નહોતું. તે ગભરાઇને એકદમ ત્યાંથી ઉઠ્યો અને "તૌબા! તૌબા!" નો મૂગો પોકાર પાડતો નાસી ગયો.

(૪)

સુલેમાન દોડાદોડ પોતાની ઓરડી તરફ જતો હતો, એટલામાં "સુલેમાન!" નામની હાકલ તેણે સાંભળી અને તે થોભ્યો. તેણે ટોપી પર હાથ રાખી ઉંચે જોયું તો ગોખ ઉપરનો ચક બાજુ પર હડસેલીને ખુલાજાન તેને બોલાવી રહી હોય એમ જણાયું.

બેગમની સામે જઇને તે ઊભો કે તુરત તેણે તેની લાલ આંખ જોઈ લીધી. બેગમે રૂઆબથી પૂછ્યું: "સુલેમાન! તેં આ શું કર્યું? પેલી છોકરીને ગાવા તેડી લાવ્યો છે કે શું?"

"હું શું કરૂં બેગમ સાહેબા?" સુલેમાને આદાબથી હાથ જોડીને કહ્યું: "સુલ્તાનજાદાએ પોતે તેના બાપને કહ્યું હતું અને તે તેને લઈને આવ્યો છે, હું કશું જાણતો નથી."

"પણ તેના બાપને તું જ તેડી લાવ્યો હતો ને ?"

"ત્યારે મને ખબર નહોતી કે અચાનક આવો ઘાટ ઊતરી જશે." સુલેમાને શરમાળ છોકરીની પેઠે આંખો નીચી ઢાળી દીધી.

"કેવો બેવકૂફ છે તું ? છોકરીની ખબર પૂછવા તને મોકલ્યો હતો અને તું તેના બાપને તેડી લાવ્યો એ શું બેવકૂફી નહિ ?"

"પૂરી બેવકૂફી." સુલેમાને હાથની અદબ ભીડી.

"હવે એ ફરીથી ન આવે તેની તારે સંભાળ રાખવાની."

"હું બેવકૂફથી એ કેમ બની શકશે, બેગમ સાહેબા ?"

"કેમ નહિ બની શકે ?"

"સાંભળો છો ને, એ ગાતાં ગાતાં કહે છે કે—મ્હને ચાકર રાખોજી—મ્હને ચાકર રાખોજી !" હાથ પહોળા કરીને સુલેમાને ગાવાનો અભિનય કરતાં ચાળા પાડચા.

"ત્યારે હવે ?"

"મારાથી કશુંય ન થાય. આપનું કામ આપે બજાવવું જોઇએ, બેગમ સાહેબા !" સુલેમાને ફરીથી અદબ ભીડી.

"મારાથી શું થાય ?"

"ઓરતનું કામ ઓરત પોતે ન જાણે, તો હું બેવકૂફ ક્યાંથી જાણું ?"

ખુલાજાન જરા નરમ પડી. તેણે કહ્યું: "તને માઠું લાગ્યું ? ચાલ, તું બેવકૂફ નહિ, પણ હોશિયાર. પણ કહે, હવે તેને ફરીથી આવતી અટકાવવાને શું કરવું ?"

"એ કેવી વાત પૂછો છો આપ મને ?" સુલેમાન હવે રોષીલી આંખે બોલ્યો : "આપ પોતે ખાવિંદ ઉપર કાબૂ કેમ રાખતાં નથી, અને વારંવાર મને ધમકાવો છો ? "

"હું કાબૂ નથી રાખી શકતી, સુલેમાન!" બેગમના ચહેરા પણ જાણે દીનતા છવાઇ હતી.

"જાણો છો તો ખરાં કે સુલ્તાનજાદા સંગીતના શોખીન છે, નાજ–નખરાં પાછળ ઘેલા બની જાય છે; આપ પોતે ગાઓ, બજાવો, આપની અદાકારીને દોરડે તેમને બાંધી રાખો. એ આપનું કામ રહ્યું, મારાથી શું થઈ શકે?" સુલેમાન એક મર્દની ગંભીરતાથી વાત કરવા લાગ્યો.

"ગાતાં બજાવતાં તો મને નથી આવડતું, સુલેમાન! મારા શણગારથી કે મારી ખૂબસૂરતીથી તે રીઝતા હોય, તો બીજું શું જોઇએ?"

"તો પછી મને શાને અડાવો છો? મારાથી કશું બની શકે તેમ નથી." સુલેમાને રૂઆબથી વાત કરી.

"એમ નહિ, સુલેમાન! તું ગુસ્સો ન કર." સુલેમાનના ગળામાં હાથ ભેરવીને બેગમે તેના ચહેરા ભણી કૃતજ્ઞ આંખે જોતાં કહ્યું: "તું મારો વફાદાર નોકર છે, મને કાંઈ મદદ ન કરે, સુલેમાન?"

"શી મદદ કરૂં? કેવી રીતે મદદ કરૂં? મદદ કરવા જેટલી અક્કલ મારામાં ન હોય તે ક્યાંથી લાવું?"

હજી સુલેમાનનો રોષ શમ્યો હોય એમ બેગમને લાગ્યું નહિ. તેણે તેને ખેંચી જઇને એક રેશમમઢી આરામખુરશી પર બેસાડયો. બેગમને સુલેમાનની હોશિયારી પર ભરોસો હતો અને આ નવી બલાથી બાઝીદખાનને દૂર રાખવાનો જો કોઇ પણ માર્ગ હોય તો તે સુલેમાન સિવાય બીજું કોઈ શોધી શકે તેમ નથી એવી તેની પૂરી માન્યતા હતી. સુલેમાનનું શરણું લીધા વિના બેગમનો છૂટકો જ નહોતો. તેને લાગતું હતું કે જો સુલેમાન આડો થઇને બેસશે તો પોતે ધાર્યું કામ પાર ઊતારી શકશે નહિ. આથી જ બેગમે હવે તેને ખુશ કરવા માંડયો હતો.

"સુલેમાન! મેં તને એવું શું કહી નાંખ્યું છે કે તું આમ એકદમ મારા પર ખફા થઇ ગયો છે? ચાલ, તારા દિલમાં જે કાંઈ વાત હોય તે એક વાર કહી નાંખ!"

"મારા દિલમાં કશી વાત નથી – કશી જ આંટી નથી, બેગમ સાહેબા!" સુલેમાનને હવે પોતાની જીત થતી લાગતી હતી.

"તો પછી તું કેમ આજે આડું આડું બોલે છે? તારૂં માથું આજે તપી ગયું છે તેનું કારણ શું છે?"

ટોપી ઊતારીને માથાનાં જુલ્ફાં પર સુલેમાન હાથ ફેરવવા લાગ્યો અને પછી બેગમના મ્હોં સામે જોઇને સ્મિત કરતો બોલ્યો: "મારૂં માથું તો ટંડું છે, બેગમ સાહેબા! આપ તપાસો, આપનું માથું ગરમ હશે."

"મૂઓ મુદ્દાની વાત કરતો નથી ને મજાક કરે છે!" ખુલાજાને પાસે પડેલી એક ચોકી પરથી કાંસકો ઉપાડીને સુલેમાનનાં જુલ્ફાં ઓળવા માંડયાં અને વાત કરવી ચાલુ રાખી: "બોલ, હવે તે શું ધાર્યું છે?"

"શાનું?"

"આ નવી બલા વળગી છે તેનું’તો."

"આપ ફરમાવો તેમ કરૂં."

"હું શું કહું? તારે કાંઇ કરામત કરવી જોઇશે, મને તો કોઇ કરામત સૂઝતી નથી."

"કરામત!" સુલેમાનની આંખો અને હોઠ હસ્યાં. "કરામતમાં આપ કાંઈ ઓછાં ઊતરો તેવાં નથી, બેગમસાહેબા! સુલ્તાનજાદાને કાબૂમાં રાખવા આપ કેવી કરામતો કરો છો તે હું જાણું છું, હોં!"

"જા, જા, રડયા! એ તે કાંઇ કરામતો કહેવાય?"

"ત્યારે શું કહેવા...ય?" સુલેમાને હસતાં હસતાં પાછું વાળીને બેગમના મ્હોં સામે જોયું.

"તું એમાં ન સમજે."

"ઓ...ઓ...ઓ...! માથા પર આટલું બધું તેલ ક્યાંથી ઊતરે છે?" સુલેમાન ચમકીને ઊભો થઈ ગયો અને બેગમ ભણી કુતૂહલદૃષ્ટિથી જોઈ રહ્યો.

બેગમના હાથમાં કાંસકો હતો. તે હસતી હસતી બોલીઃ "તેલ તો આ કાંસકામાંથી ઊતરે છે."

"કાંસકામાંથી તેલ ઊતરે? મને બનાવો છો કે શું?"

સુલેમાને બેગમના હાથમાંથી કાંસકો ઝડપી લીધો અને તપાસ્યો. અબનૂસનો બનાવેલો એ એક સુંદર કાંસકો હતો. તેના ઉપર સોના–રૂપાના તારની ગંગાજમની કારીગરી કરેલી હતી અને અંદર બેમાલૂમ રીતે તેલ પૂરી શકાય એવી કરામત હતી. વાળ ઓળતી વખતે અંદરથી આપોઆપ તેલ ઊતરતું હતું. ઇરાની બનાવટનો એ સુંદર નમૂનો હતો અને સુલેમાને તે પહેલી જ વાર જોયો હતો. બાળકને સાંપડેલા નવા રમકડાની પેઠે તેને હાથમાં વારંવાર ફેરવીને જોવામાં અને કરામત નિહાળવામાં સુલેમાન મશગુલ બની ગયો. તેની કરામત નાણી જોવા તેણે પોતાની નાની સરખી મૂછના વાળ ઉપર કાંસકો ફેરવી જોયો અને મૂછો હીનાના સુગંધી તેલથી તર–બ–તર બની ગઈ.

"વાહ! વાહ!" સુલેમાન બોલ્યોઃ "ખરો કરામતદાર તો આ કાંસકો છે, બેગમ સાહેબા! માલૂમ પડતું નથી કે તેલ ક્યાંથી આવે છે."

સુલેમાનને કાંસકો ગમી ગયો હતો, અને એવી મૂલ્યવાન ચીજ બેગમ પાસેથી માંગી લેવાની હિંમત તે કરી શકે તેમ નહોતું. પણ બેગમ તેનો મનોભાવ જાણી ગઇ હતી અને તેને ખુશ કરવાની અત્યારે બેગમને જરૂર લાગતી હતી.

"જા, તું એ લઈ જા!" બેગમે કહ્યું.

"ખરેખર?"

"હા, જો ! એ કરામતદાર કાંસકો તને સંભારી આપશે કે તારે પેલી બલાને દૂર રાખવાને કાંઇ કરામત કરવાની છે."

સુલેમાન એ કાંસકાને જોતો અને ખુશ થતો ચાલ્યો ગયો.

(૫)

રૂપીનું ભજન સાંભળ્યા પછી બાઝીદખાન મુગ્ધતા તો અનુભવી રહ્યો હતો જ, પરન્તુ એ મુગ્ધતાની પાછળ રૂપીના સંગીતના માધુર્યની અસર હતી કે તેના સૌંદર્યનું કામણ હતું? ભજન થઈ ગયું, બાઝીદખાને ખુશ થઇને જદુરાયને પાંચ દીનાર બક્ષીસ આપી અને તે પત્ની તથા પુત્રીને લઇને ઘેર ચાલ્યો ગયો; ત્યારપછી કેટલીય વાર સુધી બાઝીદખાન મૂગોમૂગો બેઠકમાં જ બેસી રહ્યો. તેના કાનમાં રૂપીનું સંગીત ગૂંજતું હતું અને ચક્ષુ સમીપે એનું સૌંદર્ય તરતું હતું. પરન્તુ એ બેમાંના કયા તત્ત્વથી તે આનંદમુગ્ધ બન્યો હતો? ઘણીએ ગાયિકાઓનાં ગાન તેણે સાંભળ્યાં હતાં, તેમનાં સૌંદર્ય નિહાળ્યાં હતાં; પણ ગાનસમયે જેવું સૌંદર્ય રૂપીના વદનમાંથી નીતરતું હતું તેવું સૌંદર્ય કોઇ ગાયિકાના વદન પર તેણે જોયું નહોતું.

એ સૌંદર્ય શું રૂપીના ખીલતા યૌવનનું જ હતું? ના, તેના નૈસર્ગિક લાવણ્ય કરતાંય કાંઈક વિશેષ એવું અવર્ણ્ય સૌંદર્ય તે જ્યારે ગાતી હતી ત્યારે તેના વદન પર પ્રકટી નીકળતું હતું. એ સૌંદર્ય અદ્દભુત હતું, એ અદ્દભુતતા તેના સ્વરની મધુરિમાને અનેરી કરી બતાવતું હતું અને એ મધુરિમા બાઝીદખાનના ચિત્તને દોલાયમાન કરતી હતી.

સંગીતનું સતત શ્રવણ અને સૌંદર્યનું સતત દર્શન જે રસ ઉપજાવે છે તે રસનું સંવેદન સંગીત બંધ થયા પછી અને સૌંદર્ય દૃષ્ટિ સમીપેથી દૂર થયા પછી વિશેષ ઉત્કટ બને છે. આંખ અને કાને સંગ્રહેલાં સૌંદર્ય અને માધુર્યનાં સ્મરણો ચિત્તમાં વ્યાપે છે અને પછી પુનઃ એ જ રસપાન માટેની ઝંખના જાગે છે.

અશ્રાવ્ય અને અદૃશ્ય રસસંવેદનથી ઉપજતા અદ્ભુત આનંદમાં બાઝીદખાનનો એક વધુ દિવસ પસાર થઇ ગયો, પણ ત્રીજે દિવસે પાછું રૂપીનું સંગીત સાંભળવાની તાલાવેલી તેના ચિત્તમાં જાગી. તેણે સુલેમાનને બોલાવી લાવવા એક બાંદીને આજ્ઞા કરી, પણ બાંદીએ તપાસ કરીને કહ્યું કે તે તો ગઇ સાંજનો માંદો પડ્યો છે અને ઓરડીમાંથી બહાર પણ નીકળી શક્યો નથી. સુલેમાન સિવાય બીજા કોઇને જદુરાય અને રૂપીને ફરીથી ભજન ગાવા બોલાવી લાવવાનું સોંપવાની બાઝીદખાનની ઇચ્છા નહોતી, અને સુલેમાન માંદો પડ્યો હતો, એટલે બાઝીદખાન પોતે ઉઠીને સુલેમાન પાસે તેની ઓરડી પર ગયો.

"પધારો, નામવર!" પથારીમાંથી અમળાતાં બેઠાં થઇને સુલેમાને બાઝીદખાનનો સત્કાર કર્યો.

"તને બુખાર આવ્યો કે શું સુલેમાન?"

"ના, નામવર! કાલે બપોર સુધી મને કશું ય થયું નહોતું, પરન્તુ સાંજે થોડા વાલ ખાધા અને પેટમાં ચૂંક ઉપડી. વાલ લહેજતદાર હતા, એટલે જરા વધુ ખવાયા પણ અરધા કાચા હતા..."

"નહિ, સુલેમાન! વાલ મેં પણ ખાધા હતા, તે કાચા નહોતા."

"તો રાંડ બાંદીએ મને કાચા કેમ પીરસ્યા? રસોડામાં આજકાલ મારો કોઇ ભાવ પૂછતું નથી, નામવર! હશે, જેવું મારૂં નસીબ!" સુલેમાને ઓશિયાળો ચહેરો કરી હાથ જોડ્યા.

"તું એમ ગભરાઇશ નહિ. કાંઇ દવા લીધી કે નહિ?"

"હથેળી ભરીને અજમો ફાકી ગયો છું."

"તો ચૂંક મટી જશે."

"આપનું શું ફરમાન છે, નામવર?"

"કાંઇ નહિ, તું જરા સાજો થા, પછી વાત." એમ કહી બાઝીદખાન ચાલ્યો ગયો.

સાંજ પડી, રાત પડી, પણ સુલેમાનનું પેટનું દર્દ મટ્યું નહિ. દર્દને કારણે સાંજે તેણે ખાધું પણ નહિ. ખુલાજાનને લાગણી

થઇ આવી અને તે સુલેમાનની પાસે આવી. બેગમ પાસે સુલેમાની નમક હતું, તેમાંથી તેણે સુલેમાનને ફાકડો ભરાવ્યો અને હિંમત આપી: "આ નમક એવું અકસીર છે કે ગમે તેવી જૂની બાદી હોય તેને પણ તોડી નાંખે. તું જરાએ મુંઝાઇશ નહિ."

"તો આપનો મોટો અહેશાન, બેગમ સાહેબા! દસ વરસ ઉપર મને એક વાર આવું જ દર્દ ઉપડયું હતું." સુલેમાન અમળાતો અને હાંફતો બોલ્યો.

"તે વખતે શાથી મટયું હતું?"

"ત્યારે તો અબાસાબના હકીમે મટાડયું હતું, પણ એ હકીમ તો રહ્યો શુજાઉલપુરમાં; એની દવા અહીં કયાંથી મળે?"

"આ નમક લીધા પછી તને બીજી કોઈ દવાની જરૂર જ નહિ રહે, સુલેમાન!"

આખી રાત સુલેમાન તરફડતો અને પોકાર કરતો હતો, એમ મહેલમાંનાં સૌ કોઈ જાણતાં હતા. બાઝીદખાને પણ તેના દર્દના પોકાર સાંભળ્યા હતા. સ્હવારમાં ઉઠતાંવેંત તે સુલેમાન પાસે ગયો. સુલેમાન તે વખતે દર્દના જોસમાં આમથી તેમ આળોટતો હતો. તે બાઝીદખાનને પોતા પાસે આવેલો જોઇને બોલ્યો: "નામવર! હવે મારૂં આવી બન્યું! મારાથી રહેવાતું નથી, આ દર્દ સ્હેવાતું નથી, મરી જવાનું મન થાય છે."

"ગાંડો થયો છે કે શું? દસ્ત થયો કે નહિ?"

"થયો છે, પણ દર્દ તેમનું તેમ છે. હવે તો જાણે આંતરડાં ઉપર કરવત ચાલી રહી હોય એવું થાય છે!"

"તો આપણે કોઇ વૈદને બોલાવીએ."

"નહિ, નામવર! મારૂં દર્દ અબાસાબના હકીમ સિવાય બીજું કોઇ મટાડી શકે તેમ નથી. તેમની પાસે અકસીર દવા છે. દસ વરસ પહેલાં મેં તેનો ચમત્કાર જોયો છે."

"તો તારે હકીમ સાહેબ પાસે શુજાઉલપુર જવું છે?"

"હા નામવર! જો આપ રજા આપો તો જઉં." સુલેમાન હાથ જોડતો બોલ્યો.

"તો તને મોકલવાની ગોઠવણ કરીએ."

"પણ મારાથી ઘોડા પર નહિ બેસી શકાય, નામવર!"

"મ્યાનો તૈયાર કરાવીશ; ચાલ, તું તૈયાર થઈ જા."

બાઝીદખાન ચાર સવારો અને આઠ મ્યાનો ઉંચકનારાઓની ગોઠવણ કરવા ચાલ્યો ગયો. તુરત મહેલમાં ખબર પડી ગઇ કે સુલેમાન હકીમ સાહેબ પાસે દવા કરાવવા શુજાઉલપુર જાય છે.

ખુલાજાન સુલેમાનની પાસે ઉતાવળે આવી અને તેને ઠપકો આપવા લાગી: "સુલેમાન! તું આટલો બધો ગભરાય છે કેમ? નમકનો બીજો ફાકડો ભરી જા, એટલે દર્દ જરૂર મટી જશે. એટલા માટે શુજાઉલપુર જવાની શી જરૂર છે?"

"મને જવા દો બેગમ સાહેબા! હકીમ સાહેબની દવા વિના મારૂં દર્દ મટવાનું નથી. પહેલાં પણ મને આવોજ અનુભવ થયો હતો."

સુલેમાન ઊભો થઇ વાંકોવાંકો ચાલીને પોતાનાં કપડાં એકઠાં કરતો હતો. શુજાઉલપુર જવા માટેની તેની એ તૈયારી હતી.

બેગમે કહ્યું: "પણ સુલેમાન! અહીં તારી જરૂર છે, તે શું તને યાદ નથી?"

"યાદ છે, બેગમ સાહેબા! મને સારૂં થઇ જશે એટલે એક દિવસ પણ મોડું કર્યા વિના હું આપની હજુરમાં હાજર થઇ જઇશ. પણ જો આપ મને અત્યારે અહીં રોકશો, તો મારે માટે સુલ્તાનજાદાને મ્યાનો તૈયાર કરાવવાને બદલે કબર તૈયાર કરાવવી પડશે!"

એ ઉપર ખુલાજાન કશું બોલી શકી નહિ. સુલેમાન મ્યાનામાં બેસી શુજાઉલપુર તરફ વિદાય થઈ ગયો, ત્યારપછી બેગમને એમ લાગ્યું કે કદાચ સુલેમાન અહીંના કંટાળામાંથી છૂટવા જ ઇચ્છતો હશે, અને માંદગીનું તેને કારણ મળી ગયું હશે.

* * *

## પ્રકરણ ૪ થું . . . . . . . . . . . શુજાઅતખાન

(૧)

સુલેમાન શુજાઉલપુર ગયો તે દિવસે જ એક બીજા ચાકરદ્વારા બાઝીદખાને જદુરાયને સંદેશો કહાવ્યો હતો એટલે તે રૂપીને લઇને ફરીથી આવ્યો હતો. જદુરાયે પોતાની જીંદગીમાં સોનાની પાંચ દિનાર પોતાની પાસે એકઠી થએલી જોઈ નહોતી, તેને બદલે સંગીતના શોખીન બાઝીદખાને એકજ વખત ભજન સાંભળીને તેને ન્યાલ કર્યો હતો, પછી તેને ઉત્સાહ કેમ ન સ્ફૂરે? એ દિવસે રૂપીએ બે સરસ ભજન ગાયાં અને બાઝીદખાને ખુશ થઇને જદુરાયના હાથમાં દસ દિનાર મૂકી.

વળી ત્રણ–ચાર દિવસ ગયા અને જદુરાયને બાઝીદખાનનું પુનઃ નિમંત્રણ મળ્યું. જદુરાયના અંતરમાં હવે ઉત્સાહ માતો નહોતો. પોતાની ગરીબાઇના દિવસ હવે પૂરા થયા, મંદિરના અધિકારીની ગુલામી કરવાનો અંત આવ્યો, ભજન ગાઇને યાચના કરવાનો ધંધો હવે કરવો જ નહિ પડે, એવા એવા વિચારે તેનામાં ખૂબ ઉમંગ જગાડ્યો હતો. પોતે ત્રણ દિવસ સુધી પુત્રીને ભૂખે તરફડાવી, એ ખરેખર એક જુલમ જ હતો, એ પહેલાં તેના ખયાલમાં નહોતું આવતું, હવે આવતું હતું. રૂપી પર જદુરાયને હવે ખૂબ વહાલ ઉપજતું હતું. કેમ ન ઉપજે? બાઝીદખાન પાસેથી આજસુધીમાં પંદર દિનારો મળી હતી તેનું કારણ રૂપી જ હતી ને? તેનાં ભજનોએ જ પોતાને ગરીબમાંથી તવંગર બનાવવા માંડ્યો હતો ને?

બાઝીદખાન, ઉસ્તાદ અને ગવૈયાઓની મહેફીલ જામી હતી, તેમાં રૂપી ગાઈ રહી હતી.

> ગોરટી આહિરકી બેટી, એસી રાધા ચોરટી,
> કસુંબેકા રંગ ચોરેં, ચંદ્રકો બદન ચોરેં,
> કોકિલાકો કંઠ ચોરેં, નાસા ચોરેં કીરકી....ગોરટી

દંતકલિ દાડમ ચોરેં, વેણી તો વાસુકી ચોરેં,
મૃગહુંકા નૈન ચોરેં, નિર્મલતાઈ નીરકી....ગોરટી.
ઇંદ્રકો ધનુષ્ય ચોરેં, કેસરીકો લંક ચોરેં,
ગતિ તો ગજહુંકી ચોરેં, ચમક ચોરેં દામની....ગોરટી.

હવે તો કોઈ કોઇ વાર બાઝીદખાન પોતે પણ રૂપીના ગાનમાં સાથ દેતો અને સ્વર પુરાવતો. તેના આનંદનો એ આવિષ્કાર હતો, સંગીતના તાને ઉપજાવેલી એ મસ્તી હતી; અને જ્યારે બાઝીદખાન ગાનમાં સાથે ભળતો ત્યારે રૂપી વીણાવાદન ચાલુ રાખતી પણ ગાનને થોભાવી રાખતી.

રતી રતી સબકોં ચોરેં, કનૈયાકો ચિત્ત ચોરેં...

અને બાઝીદખાને એ તૂકને બે–ત્રણ વાર ઘૂંટી ઘૂંટીને ગાઈ. રૂપી કૌતુકપૂર્ણ નેત્રે તેને જોઇ રહી, સાંભળી રહી અને પુનઃ પોતે ગાન ઉપાડી લીધું :

રતી રતી સબકોં ચોરેં, કનૈયાકો ચિત્ત ચોરેં....
સૂર કહે ઐસી રાધા, બેટી ભૃગુભાનકી....

બાઝીદખાને પણ બીજી તૂક ઉપાડી :

સૂર કહે ઐસી રાધા....
સૂર કહે ઐસી રૂપી, બેટી જદુરાયકી....

રૂપીએ એકદમ નયનો નમાવ્યાં, સ્મિતભર્યાં વદનને નીચું ઢાળી દીધું અને બાઝીદખાન ઓઠમાંથી સ્મિત વહાવતો એ જ તૂકને ઘૂંટવા લાગ્યો...

એકાએક બાજુએથી બારણું ઉઘાડીને એક ચાકર દોડી આવ્યો, પાછળથી એક બાંદી દોડી આવી, અને બાઝીદખાનને આનંદ–મસ્તીમાં ગાઈ રહેલો જોઇને સ્તબ્ધ બનીને ઊભી રહી. પણ ચાકર વચમાં બોલ્યોઃ “નામવર...”

બાઝીદખાન વીણા અને મૃદંગે નીપજાવેલા સંગીતમય વાતાવરણમાં જાણે ગુમ બની ગયો હતો. તેણે ચાકરનો ઉદ્દગાર

સાંભળ્યો નહોતો. આસપાસ બેઠેલાંઓમાંની એક રૂપી સિવાય બીજાં કોઇને તે જોઈ શકતો હશે કે કેમ એ પણ શંકાની વાત હતી !

પણ જે કાંઇ બાઝીદખાન જોઈ શકતો નહોતો તે ઉસ્તાદ માનખાનના ધ્યાનમાં તુરત આવ્યું. તેણે ચાકર અને બાંદીના વદન પર ભય તથા આશ્ચર્ય જોયાં હતાં અને તેની નજર ચંચળ બની હતી. એ ચંચળ નજર સામેના દ્વાર ભણી ગઈ અને તે એકદમ ઊભો થતો દોડ્યો.

વૃદ્ધ સુલ્તાન શુજાઅતખાન એકાએક આવી પહોંચ્યા હતા, અને બેટાના રંગઢંગ જોઇને દ્વારમાં જ સ્તબ્ધ બનીને ઊભા હતા !

મહેફીલ જોતજોતાંમાં વીંખાઈ ગઈ. બાઝીદખાન શરમાઇ ગયો. તે ઉઠીને પિતાની સામે શિર ઝુકાવીને ઊભો રહ્યો. સુલ્તાને મુખમાંથી એક પણ ઉદ્દગાર કાઢ્યો નહિ, પણ તેની લાલ આંખ અને રોષભરી મુખમુદ્રા સર્વ કાંઇ કહી રહી હતી.

(૨)

હજી તો પોતે દસ-બાર દિવસ પહેલાં જ શુજાઉલપુર છોડીને સારંગપુરમાં આવ્યો હતો. આસપાસમાં કાંઈ બખેડો જાગ્યાના, શત્રુની ચડાઈ આવતી હોવાના કે બીજા એવા કશા વાવડ નહોતા મળ્યા કે જેથી અબાસાબને એકદમ આ તરફ નીકળી આવવાનું બને; અબાસાબ કોઈ બીજી તરફ જતા હશે અને અહીં રસ્તામાં રોકાયા હશે કે ખાસ અહીં જ આવ્યા હશે તે બાઝીદખાનને સમજાતું નહોતું. તેમના ચહેરા પર રોષ હતો તે તો કદાચ પોતાને સંગીતની ધૂનમાં મશગુલ જોઇને ઉપજ્યો હશે, કદાચ તે આવીને ઊભા છતાં પોતાને તેનો ખયાલ ન આવ્યો તેવી બેઅદબી જોઇને ગુસ્સે થયા હશે, એવાં અનુમાન બાઝીદખાન કરતો હતો. પોતે સંગીતનો રસિયો હતો, ગાન-વાદનનો પોતાને શોખ હતો, એ કાંઇ અબાસાબથી અજાણ્યું નહોતું; એ કળા પર

તેમને ખાસ અણુગમો નહોતો; છતાં તેમની આંખમાં રોષ તો હતો જ. બાઝીદખાન આ બેઅદબીથી ખૂબ શરમાઇ ગયો અને પિતાની પાછળ પાછળ નીચું વદન ઢાળીને ચાલ્યો.

સાંઝ પડી અને પિતાની સાથે બાઝીદખાન નમાઝ પઢ્યો, રાત્રે પિતાની સાથે બેસીને જમ્યો, ત્યાંસુધી પિતાએ પુત્રને એક શબ્દ પણ કહ્યો નહિ. સૂવા જતી વખતે તેમણે બાઝીદખાનને કહ્યું: "આપણે બધાંએ સ્હવારે શુજાઉલપુર જવાનું છે, માટે રાત્રે જ બધી તૈયારી થઇ જાય." ક્ષણભર રહીને સુલ્તાને ઉમેર્યું: "સમજ્યોને બેટા ?"

"હા અબાસાબ !"

પિતાના શબ્દોમાં કડક હુકમી સ્વર હતો, તેમજ છેલ્લા શબ્દોમાં માયાળુતા પણ હતી. શુજાઉલપુર શામાટે જવું છે, અહીં રહેવામાં કયો નવો ભય ઉપસ્થિત થયો છે, તેમને અહીં એકાએક કેમ આવવું પડ્યું, એવા એવા પ્રશ્નો બાઝીદખાનના દિલમાં ઉત્પન્ન થયા, પણ સુલ્તાનના ઓચિંતા આગમને આખા કિલ્લામાં એવી ગંભીરતા છાઈ દીધી હતી, બાઝીદખાન ઉપર પણ એવી ભયની અસર નીપજાવી હતી કે એમાંનો એક પણ પ્રશ્ન પિતાને તે પૂછી શકયો નહિ. નોકરચાકર, અંગરક્ષકો અને બાંદીઓને તેણે શુજાઉલપુર જવા માટેની તૈયારી કરવાનું ફરમાવી દીધું. હજારેક માણસોની સેના કિલ્લામાં રહ્યા કરતી હતી તેનો ફેરબદલો કરવાનો સુલ્તાને હુકમ કર્યો નહોતો એટલે તે સંબંધે કશું કરવાનું રહેતું નહોતું. છેવટે તેણે જનાનખાનામાં જઇ ખુલાજાનને પણ તૈયાર થઇ રહેવાની સૂચના આપી દીધી.

તે વખતે બાઝીદખાનને એક આશ્ચર્ય થયું. મહેલમાં ચોમેર છવાઇ રહેલી ગંભીરતાની વચ્ચે એકલી બેગમ જ પૂરેપૂરી પ્રસન્ન દેખાતી હતી. જે પ્રશ્નો પોતાના દિલમાં ઉત્પન્ન થયા હતા અને જેનો ખુલાસો પોતે પિતા પાસેથી મેળવી શકયો નહોતો તે પ્રશ્નો બેગમના દિલમાં ઉત્પન્ન ન થયા. તેણે આ ઓચિંતા ફરમાનનું

કારણ ન પૂછ્યું; તે જાણે આ વાત સાંભળીને ખુશ થતી હોય તેમ બોલી: "સારૂં ત્યારે, હવે શુજાઉલપુરમાં રહીશું."

"મને તો ત્યાં નથી ગમતું, અને તને ત્યાં ગમશે?" બાઝીદખાને બેગમના દિલનો મર્મ જાણવાને પ્રશ્ન કર્યો.

"કેમ નહિ ગમે? તમે ત્યાં જ હશો, પછી કેમ નહિ ગમે?"

પણ જે સમજ બાઝીદખાનને સારંગપુરમાં પડતી નહોતી, તે સમજ શુજાઉલપુર પહોંચ્યા પછી પડી.

બીજે જ દિવસે સ્હવારે શુજાઅતખાને પુત્રને પોતાની પાસે એકાંતમાં બોલાવીને કહ્યું: "બેટા! હું તમને બધાંને અહીં કેમ લાવ્યો છું તેની સમજ પડે છે?"

"ના અબ્બાસાબ! છતાં મને એક કલ્પના આવે છે. માળવા પર ક્યારે યુદ્ધ આવીને પડશે તેનું કાંઈ ઠેકાણું નથી. હજી આપણી સ્થિતિ અસ્થિર છે, તે વખતે હું ગાન-તાનમાં મશગુલ બનીને રહું તે આપને કદાચ નહિ ગમ્યું હોય."

"એ કલ્પના બરાબર નથી. હું સારંગપુર આવ્યો હતો તે તને તેડી લાવવા માટે જ. તું એક હિંદુ વેરાગીની છોકરી પર આશક થતો જાય છે, ખરૂં ને?"

"ના, અબ્બાસાબ!" બાઝીદખાન અત્યંત ગંભીર બની જતો બોલ્યો: "હું માત્ર તેનાં ભજન સાંભળવા જ તેને બોલાવતો."

"હું નથી માનતો કે તું મને ઠગવા માંગે છે, પણ બેટા! તું તારા દિલને તો જરૂર ઠગે છે!"

બાઝીદખાન વદનને નીચું ઢાળીને વિચારમાં પડી ગયો. "શું હું મારા દિલને ઠગું છું? શું હું રૂપી ઉપર આશક બન્યો હતો?" તે પ્રકટ રીતે બોલ્યો: "ખોટી વાત! અબ્બાસાબ! તદ્દન ખોટી વાત! મેં તેનાં ભજન સાંભળ્યાં છે, મેં તેને બક્ષીસ

આપી છે, મેં તેની સાથે ગાયું પણ છે, પરન્તુ અબ્બાસાબ! સાચું કહું છું, મેં તેના પર ખોટી નજર કરી નથી."

શુજાઅતખાને આછું સ્મિત કર્યું. પચીસ વર્ષનો આ જુવાન છોકરો હજી સમજતો નહોતો કે પોતે કયા માર્ગે દોડ્યો જતો હતો! ઇશ્કની ચીનગારી પ્રકટે છે ત્યારે નાનીશી હોય છે, તે પૂરી આગ હોતી નથી—માત્ર ચીનગારી હોય છે, પણ તેમાંજ પ્રચંડ આગ સમાયલી હોય છે, તે હજી તેને સમજાતું નહોતું! ચીનગારી પ્રકટ્યા પૂર્વે ઘણીવાર ખબર પણ રહેતી નથી કે જે માત્ર પત્થર અને લોઢું દેખાતાં હોય છે તે ચકમક અને ગજવેલ બની જતાં વાર લાગતી નથી; અને પછી બેઉનો જરા જેટલો સમાગમ થતાં જ તેમાંથી ચીનગારી પ્રકટે છે, અને ચીનગારીમાંથી આગની જ્વાળાઓ પ્રસરે છે. બાઝીદખાન પોતાના દિલની ખોજ કરી શકતો નહોતો, પણ સુજાઅતખાન તે કરી ચૂક્યો હતો. તેણે જુવાનીમાં ઇશ્કના રંગ માણ્યા હતા અને બીજાઓના તેવા રંગ જોયા પણ હતા. દુનિયાદારીના, રાજકાજના, બાદશાહી રાહરસમોના, રાજમહેલોના વાતાવરણના બહુવિધ અનુભવોએ તેને ઘડ્યો હતો અને તે અનુભવો પરથી તે માની ચૂક્યો હતો કે પોતાનો પુત્ર અત્યારે એક છોકરીનાં સંગીત તથા સૌંદર્ય ઉપર પ્રશંસાની દૃષ્ટિથી જોઈ રહ્યો હતો, પણ તે દૃષ્ટિ પ્રેમની દૃષ્ટિમાં પલટાઇ જતાં વાર લાગવાની નથી; અને પોતાના જ તાબાની વસતીની એક જુવાન દીકરી ઉપરની તેવી નજર એટલે શું?

શુજાઅતખાને પુત્રના ખભા ઉપર હાથ મૂકીને કહ્યું: "જો બેટા! એક જુવાન, એક સુંદર છોકરી પર ખોટી નજર ક્યારે કરે છે તેની તેને કેટલીકવાર ખબર પડતી નથી. તે તો એમ માને છે કે ખુદાએ મને આંખ આપી છે ને હું જોઉં છું, કાન આપ્યા છે ને હું સાંભળું છું, દોલત આપી છે ને હું બક્ષીસ કરૂં છું, એમાં ખોટું શું છે? પરન્તુ એવું બોલે છે તે તો ઇન્સાનનું નાપાક દિલ બોલે છે. પાક દિલ ઉંડું—બહુ ઉંડું હોય છે. તે દિલ પણ કાંઇક બોલી રહ્યું હોય છે, પરન્તુ તેનો અવાજ

માણસના મગજસુધી પહોંચતો નથી, અથવાતો નાપાક દિલના ઘોંઘાટમાં તે ડૂબી જતો હોય છે, તેની તને પણ ખબર પડતી નથી અને હું માનું છું કે તું જૂઠું બોલતો નથી. પરન્તુ તેટલા માટે જ—પાક દિલનો અવાજ નહિ સાંભળી શકનાર ઇન્સાન માટે જ દુનિયાના ડાહ્યા આદમીઓ કેટલાક નિયમો ઘડી ગયા છે. બાદશાહ શેરશાહે એક વાર એ નિયમો મને પોતાને મ્હોંએ કહેલા હતા, તે મને બરાબર યાદ રહ્યા છે. તેમાંનો એક નિયમ એવો છે કે રાજા—બાદશાહે પોતાની વસતીની બહેન—દીકરીને પોતાની જ બહેન—દીકરીની નજરે જોવી, નહિતો વસતી રાજા—બાદશાહની જીવતી મીલકત જેવી હોવાથી રાજા—બાદશાહો જંગલના જાનવર બની જતાં વાર લાગતી નથી."

બાઝીદખાન એ વાત મૂગો મૂગો સાંભળી રહ્યો.

સુલ્તાને આગળ કહ્યું: "અને બેટા! રાજા—બાદશાહનું સાચું બળ એ વસતી ઉપરની તેની ઇન્સાફી નજર છે, એ નજરના બદલામાં તેને વસતીનો પ્રેમ મળે છે, એજ પ્રેમથી તેની રાજગાદીના પાયા ઉંડાં ને ઉંડાં મૂળ ઘાલતાં જાય છે, તે કોઈથી ઉખેડી શકાતાં નથી. તેથી જ ઉલટું ખોટી નજર કરનાર રાજા—બાદશાહને ખુદા દોઝખની આગમાં ધકેલી મૂકે છે."

બાઝીદખાન એ શિખામણ સાંભળતો બેસી રહ્યો. સુલ્તાને જવાબની રાહ જોયા વિના, પુત્રને વિચારમાં બેઠેલો જ રહેવા દઇને ત્યાંથી ચાલતી પકડી.

હવે બાઝીદખાનને સમજાઈ ગયું કે આ બધું તોફાન સુલેમાને જ મચાવ્યું છે! એ લુચ્ચો માંદગીનું ખોટું બહાનું કાઢીને તો શુજાઉલપુર નહિ આવ્યો હોય?

(૩)

પિતાની શિખામણ બાઝીદખાને સાંભળી તો હતી, પરંતુ એ શિખામણ તેને અહેતુક લાગી હતી. સુલેમાને પિતાને જેમ સમજાવ્યું હશે, તેમ તે સમજ્યા હશે, પછી સારંગપુર દોડી

આવ્યા હશે અને હવે અહીં પોતાને કેદ કરવા તે ખેંચી લાવ્યા છે એમ બાઝીદખાન તુરત સમજી ગયો. તેના હૃદય ઉપર તેથી આઘાત થયો. સુલેમાને અને પિતાએ મળીને પોતાને ગેરઈન્સાફ કર્યો હતો તેમજ તેને લાગતું હતું.

આંખો મીંચીને, ગાદી ઉપર પગ લાંબા કરીને તે પડયો અને એજ વિચારમાં તે ઉંડો ને ઉંડો ઉતરવા લાગ્યો. એક અણ-ધાર્યા પ્રસંગે સહજ દયાની લાગણી તથા કુતૂહલથી પ્રેરાઈ પોતે રૂપીને ત્યાં ગયો હતો અને પછી તેનાં ભજન સાંભળતાં તેનું મનોહર સંગીત પોતાને ગમી ગયું હતું, તે સિવાય બીજું પોતે એવું શું કર્યું હતું કે આજે ખુદ અબાસાબ ઉઠીને પોતાને શિખામણ આપતા હતા? રૂપી પોતે જ તેની સાક્ષી હતી.

"રૂપી! તું અહીં આવ, અને અબાસાબને કહે કે મને તે આવો ગેરઈન્સાફ ન કરે!" તે મનમાં બોલ્યો અને તેનાં મીંચેલાં ચક્ષુઓની સામે રૂપી આવીને ઊભી રહી. "રૂપી! તારૂં સંગીત મને સાંભળવું ગમે છે, ગાતી વખતે તારા ચહેરા પર અનેરી સુરખી પ્રકટી નીકળે છે તે જોવી મને ગમે છે, તારા સૂરમાં સૂર મિલાવીને ગાતાં મને આનંદ ઉપજે છે, તારા કંઠમાંથી લહેરાતા આલાપની સાથે સાથે મારૂં મન પણ લહેરાય છે, તારી વીણાનો ગુંજાર કાન વાટે મારા દિલમાં મસ્તી જગાવે છે, તારૂં લહેરિયાં લેતું મસ્તક અને તીર્છી નમતી ડોક જોતાં હું મૂગો બની જઉં છું: એ બધું ખરૂં, હું કાંઇ તેની ના કહેતો નથી, પણ તેથી હું તારા પર મહોબ્બત રાખું છું, હું તારા પર આશક થયો છું, એમ કહેનારા બધા જૂઠા છે, પાગલ છે!... હંઅ! આંખોથી હસે છે ને બોલતી કેમ નથી? તું જ કહે, તેં કોઇ વાર મારા મ્હોંમાંથી ઇશ્કનો એક પણ શકુન સાંભળ્યો છે?...હાં, નથી સાંભળ્યો, તો પછી મારા પરના આવા તહોમતમાંથી તું જ મારો બચાવ કર, અને મને સારંગપુર પાછો ફરવાની પરવાનગી અપાવ, તારૂં વધુ સંગીત સાંભળવાની મારી મુરાદ પૂરી કરાવ, તારૂં

મુખડું જોવાની...અરે, વળી પાછી હસે છે? તારૂં હાસ્ય મીઠું છે હોં, રૂપી..."

બાઝીદખાને વ્યાકુળતામાં પાસું બદલ્યું કે તુરત તેને કાને શબ્દો પડયાઃ "સાંજ પડી ગઇ છે, નામવર!"

બાઝીદખાન આંખ ચોળતો ઉઠયો. તેણે જોયું કે રૂપીની જ ઉંમરની એક ખૂબસૂરત છોકરી પોતાની સમીપે ઊભી છે. બાઝીદખાનને તે નવતર છોકરી લાગી. તેણે પૂછયું: "કોણ છે તું? શા કામે આવી છે?"

"સુલ્તાન સાહેબની હું બાંદી છું, અબાસાબ આપને નમાઝ માટે બોલાવે છે એ કહેવા આવી છું."

"જા, કહે કે આવું છું."

બાંદી ગઇ. બાઝીદખાન અસ્તવ્યસ્ત કપડાં સમાં કરી, માથે મંદિલ પહેરી નમાઝ પઢવા ચાલ્યો.

(૪)

બાઝીદખાનના દિવસો શુજાઉલપુરમાં ગમગીનીમાં જવા લાગ્યા. ઉસ્તાદ માનખાન શુજાઉલપુરમાં નહોતો અને રૂપીથી તો તેને ઇરાદાપૂર્વક અળગો કરવામાં આવ્યો હતો. અહીં તેનો સંગીતનો રસ સુકાઈ જવા લાગ્યો હતો.

એક દિવસ તેણે જાણ્યું કે જે નવતર બાંદીને સુલ્તાને રાજગઢમાં રાખી હતી તે સારૂં ગાઇ જાણતી હતી, ત્યારથી તે રોજ એકાદ–બે ગાયન એ બાંદીને મુખેથી સાંભળવા લાગ્યો અને તેને કાંઇક ગમવા લાગ્યું.

બાંદીનું નામ હતું હમીદા. તે શુજાઅતખાનના એક બેહજારી સરદાર હાફીઝખાનની બેટી હતી. તે ગાઇ જાણતી, પણ બજાવી જાણતી નહિ. બાઝીદખાને તેને બજાવતાં શીખવવા માંડયું, અને એ ચપળ છોકરી એકાદ માસમાં રબાબ ને સીતાર બજાવતાં શીખી ગઇ.

બાઝીદખાનનો દિવસ તેને શીખવવા પાછળ અને તેનું ગાણું સાંભળવા પાછળ આનંદમાં જવા લાગ્યો. રૂપી વિસારે પડવા લાગી, છતાં રૂપી અને હમીદાની સરખામણી કોઈ કોઈ વાર બાઝીદખાનનું મન કર્યા કરતું. બાઝીદખાનની સમીપે ગાતી વખતે રૂપીના વદન પર ઉલ્લાસની સુરખી પ્રકટતી, તેથી તેનું વદન દેદીપ્યમાન બનતું; હમીદાના વદન પર તેવી દીપ્તિ દેખાતી નહિ.

નિજ કલાનો સમરસિક સંવેદક લાધતાં કલાકારના અંતરમાં જે ઉલ્લાસ પ્રકટે તે સુલ્તાનજાદાના મનોરંજનનો ભાર ઉઠાવવા માટે જ ગાતી—બજાવતી હમીદાના વદન પર કયાંથી જોવા મળે ?

એક વાર હારીઝખાને સુલ્તાન પાસે ઇચ્છા પ્રકટ કરી કે બાઝીદખાન પોતાની પુત્રીને પરણે તો પોતે અને હમીદા અહેશાનમંદ થાય. સુલ્તાને સંમતિ આપી, એટલે હારીઝખાને એ દરખાસ્ત બાઝીદખાન પાસે પેશ કરી. ખુલાજાનને ગાતાં બજાવતાં આવડતું નહિ, પણ હમીદાને તે આવડતું. સંગીત પ્રતિના અનુરાગે બાઝીદખાનના દિલમાં હમીદા માટે પક્ષપાત ઉપજાવ્યો અને તેણે એ માંગણી કબૂલ રાખી. તુરત એઉની શાદી થઇ અને સુલ્તાને જાણે પોતાના મન ઉપરનો ભાર ઓછો થયો હોય તેમ આનંદનો ઉચ્છ્વાસ લીધો.

શુજાઅતખાન પોતાના પુત્રને પિછાણી ગયો હતો. તેના શરીરને શુજાઉલપુરમાં બાંધી રાખવાથી જ નહિ ચાલી શકે, તેના દિલને બાંધી રાખનારી ઓરતની જરૂર હતી; ખુલાજાનથી તે કાર્ય બની શકયું નહિ; એટલે શુજાઅતખાને બરાબર વિચાર કરીને જ હમીદાને બાંદી તરીકે બાઝીદખાનની સોબતમાં ગોઠવી હતી. તેણે જે વ્યૂહ પહેલેથી ધારી રાખ્યો હતો તે આ રીતે થોડા વખતમાં પાર ઊતર્યો હતો.

મરદ ભમરો છે, ઓરત ફૂલ છે; ફૂલમાંનો રસ ભમરાને મુગ્ધ બનાવી બાંધે છે; રસહીણા ફૂલથી એ કાર્ય બની શકતું નથી, તે માટે તો રસભર્યું ફૂલ જોઇએ; પેગમ્બર સાહેબે એક—બે

નહિ, પણ ચાર ફૂલમાંથી રસ ચૂસવાની નરભ્રમરને પરવાનગી આપી હતી, તે એજ કારણથી; ભમરો કોઇ નવતર ફૂલમાંથી રસ ચૂસવાને જંગલ ભણી દોડી જાય, તે પહેલાં તેની સમીપે બગીચામાં વાવેલી વેલ પર ખીલેલું સુંદર ફૂલ ધર્યું હોય તો તે પહેલાં ત્યાં જ થોભે, અને તેમાં રસ પડતાં તે જંગલ તરફ ન દોડે: શુજાઅતખાનની એવી માન્યતા હતી અને તેથી જ તેણે આ હીકમત કરી હતી.

બાઝીદખાનનું દિલ નવા બંધે બાંધ્યા પછી તેને સારંગપુર પાછો જવા દેવાનો સુજાઅતખાન વિચાર કરતો હતો. પરન્તુ રોજ રોજ પંજાબની દિશાએથી અવનવી અફવાઓ આવ્યા કરતી હતી અને શુજાઅતખાનને પોતાનું આસન ડગમગતું દેખાતું હતું.

મોગલ બાદશાહ અકબરના સેનાપતિ બહેરામખાન અને સુર બાદશાહ મહમદ આદિલખાનના સેનાપતિ હેમુ વચ્ચે પાણીપતના મેદાનમાં મોટું યુદ્ધ ચાલી રહ્યું હતું. હેમુની સેના ખૂબ મોટી હતી અને બહેરામખાનની સેના નાની હતી. હેમુની જીતનો સંભવ શુજાઅતખાનને વધારે લાગતો હતો. પઠાણ બાદશાહી શુજાઅતખાનને મોગલ બાદશાહી કરતાં વિશેષ અનુકૂળ હતી. પાણીપતના યુદ્ધના પરિણામ સાથે શુજાઅતખાનના સુલ્તાનપદનું ભવિષ્ય પણ સંબંધ ધરાવતું હતું. તે ખુદાને પ્રાર્થના કરી રહ્યો હતો કે આ યુદ્ધમાં પઠાણ બાદશાહી જીતે અને મોગલ બાદશાહી હારે. પરન્તુ પંજાબમાંથી માળવા તરફ ધસી આવતા ભાગેડુઓ એવી ખબર આપવા લાગ્યા કે મોગલ લશ્કર હેમુના લશ્કરનો ઘાણ મોટા પ્રમાણમાં કાઢી રહ્યું છે: આથી શુજાઅતખાન દિલમાં થરથરતો હતો. દિલ્હીમાં મોગલ બાદશાહી ફરી સ્થપાય તો? તો માળવાની સ્વતંત્રતા ઉપર અને શુજાઅતખાનની સુલ્તાની ઉપર આફત આવી પડે. અકબરનું રાજ્ય સ્થપાય તો કદાચ તે માળવામાં નવો સૂબો નીમે અને શુજાઅતખાનને તેની સામે લડવું પડે.

આ સ્થિતિમાં તે બાઝીદખાનને તુરતમાં સારંગપુર પાછો જવાની પરવાનગી આપી શક્યો નહિ અને તેને ગંભીરતાથી

ચેતાવ્યો : "બેટા! પાછું લશ્કર સજ્જ કરવાનો વખત નજીક આવે છે, હોં!"

થોડા દિવસમાં ખબર આવી પહોંચી કે પાણીપતના યુદ્ધમાં હેમુની હાર થઈ હતી, તે કેદ પકડાયો હતો અને અકબરે પોતે તો હેમુનું માથું ધડથી જૂદું કરવાની ના કહી, પણ એ કામ બહેરામખાને બજાવીને હેમુને ખતમ કરી નાંખ્યો હતો. હેમુની સેના પાણીપતમાંથી નાસવા લાગી હતી અને બહેરામખાન એ સેનાની પાછળ કુચકદમ કરતો દિલ્હી તરફ ધસી રહ્યો હતો.

શુજાઅતખાનના મન ઉપરનો બોજો આથી વધી પડ્યો. લશ્કરને પાછું સજ્જ કરવાનો વખત આવ્યો, પરન્તુ પોતે એ કામ બરાબર કરી શકે એમ શુજાઅતખાનને લાગ્યું નહિ. મન ઉપરનો બોજો અને અવસ્થા એ બેઉ હવે સાથે કામ કરી રહ્યાં હતાં. એ કામ પિતાની સૂચના થતાં જ બાઝીદખાને ઉપાડી લીધું. દૌલતખાન ઉજ્જનમાં હતો, તેને પણ શુજાઉલપુરના કિલ્લામાં બોલાવી રાખવાનો શુજાઅતખાનને વિચાર થયો, પણ બાઝીદખાનની કામગીરી જોયા પછી તેણે એ વિચાર માંડી વાળ્યો.

પોતાની તબિયત વધુ નરમ થતી લાગતાં જ શુજાઅતખાને દૌલતખાનને ઉજ્જનથી બોલાવી લાવવા કાસદ રવાના કર્યો. નાનો પુત્ર મુસ્તફાખાન તેની પાસે જ હતો. સુલ્તાનની ઇચ્છા હતી કે પોતે ખુદાની ખીદમતમાં હાજર થવાને રવાના થાય, તે પહેલાં ત્રણે પુત્રોને માથે હાથ મુકીને દુઆ દેતો જાય તો સારૂં.

પરન્તુ માળવાનું ભાવિ કાંઈ જૂદું જ નિર્માણ થયું હતું. દૌલતખાન ઉજ્જનથી નીકળી શકે તે પહેલાં જ શુજાઅતખાન આ દુનિયા છોડીને ચાલી નીકળ્યો.

* * *

# પ્રકરણ ૫ મું . . . . . . . . "બાઝ બહાદુર"

(૧)

પિતાના મૃત્યુના શોકમાં ડૂબેલો બાઝીદખાન બેઠોબેઠો દિલ્હી ઉપર દૃષ્ટિ માંડી રહ્યો હતો. એ દિશામાંથી જ વહેલું-મોડું માળવા ઉપર આક્રમણ આવે એવા ભણકારા તેને સંભળાતા હતા. અકબરના મુખ્ય સરદાર બહેરામખાનનો કોરડો ચોમેર વીંઝાઇ રહ્યો હતો એમ તે જોતો હતો, અને પિતાના મૃત્યુએ એ કોરડાના પ્રહારમાંથી બચવાની માળવાની શક્તિ ઓછી કરી હતી એમ તેને લાગતું હતું.

એટલામાં સુલેમાન આવ્યો અને ઝૂકીઝૂકીને કુર્નિશ બજાવવા લાગ્યો. સુલેમાન આજસુધી બાઝીદખાનથી દૂર ને દૂર રહ્યા કરતો હતો, તેની નજરથી છટકી જવા યત્ન કરતો હતો, તેની સમીપે આવીને ઊભા રહેતાં તે ડરતો હોય તેમ લાગતું હતું; બાઝીદખાન સમજી ગયો હતો કે સુલેમાને જે ગુન્હો કર્યો હતો તેથી તે કાંતો શરમાતો હતો અને કાંતો ડરતો હતો. તે પણ મનમાં સમજીને જ તેને પોતાથી દૂર રહેવા દેતો અને બોલાવતો નહિ. સુલેમાને અબાસાબના કાન ભંભેરીને જે કાંઈ કર્યું હતું તે ખોટું કર્યું હતું, એમ બાઝીદખાન હજી માનતો હતો; પરંતુ સુલેમાનની પોતાની સમજ મુજબની વફાદારી પર બાઝીદખાનને જે ઇતબાર હતો તેને લીધે સુલેમાન ઉપરનો તેનો પહેલાંનો ગુસ્સો હવે રહ્યો નહોતો.

બાઝીદખાને તેને ઠંડા બોલથી આવકારતાં કહ્યું: " હાં, સુલેમાન ! બેસ, કેમ આવ્યો છે ? "

" નામવર ! " કહેતો સુલેમાન આદાબથી બેઠો અને તે આગળ બોલે તે પહેલાં તેની આંખોમાંથી દડદડ આંસુની ધારા સરી પડી. તે વધુ બોલી શકયો નહિ.

"સુલેમાન! રડે છે કેમ? અબાસાબ તને વહાલા હતા, તેથી વધારે મને વહાલા હતા, પણ ખુદાનો હુકમ થયો, તેમને તેડું આવ્યું અને તે ગયા; આપણે પણ એક વાર જઇશું જ ને?"

"હા, ખુદાવિંદ! આ કમનસીબ ગુલામને અબાસાબ છોડી ગયા અને આપે પણ જાણે છોડી દીધો! મારો ગુન્હો માફ કરો નામવર!"

"તારો ગુન્હો મેં માફ કર્યો છે, તેથી જ હું તારી સાથે આટલી વાત કરૂં છું. હું જાણું છું, સુલેમાન! તેં બદઇરાદાથી મારો ગુન્હો કર્યો નહોતો."

"હા, નામવર! આપ કદરદાન છો એટલે સમજી શકો છો." અને હવે સુલેમાનની આંખોમાંનાં આંસુ આનંદનાં આંસુમાં ફેરવાઈ ગયાં. તે બોલ્યો: "ત્યારે નામવર! હવે આપણે ક્યારે સારંગપુર જઇશું? મને સાથે લઇ જશોને? અબાસાબ ગયા, એટલે અહીં મારૂં રૂંવાડું પણ ટકી શકશે નહિ."

"તને સાથે લઇ જઇશું; પણ સારંગપુર પાછા ક્યારે જવાનું થશે તે તો વઝીર સાહેબને પૂછયા પછી નક્કી કરીશું."

"લ્યો, આ વઝીર સાહેબ જ પધાર્યા."

સુલેમાન આદાબથી ઊભો થયો અને વઝીર સમક્ષ શિર ઝુકાવીને તેણે નમન કર્યું. પાછળ સરદાર હાફીઝખાન દાખલ થયો, તેને પણ સુલેમાને નમન કર્યું.

વૃદ્ધ વઝીર ખીઝરખાન જેવો દેખાવમાં ભવ્ય હતો, તેવો સ્વભાવનો નરમ હતો. તે એક પૂરો મુસલમાન હતો. જુવાનીમાં સિપાઇગીરી કરીને તે શુજાઅતખાનનો સિપહસાલાર બન્યો હતો અને જ્યારે શુજાઅતખાને સુલ્તાનપદ ધારણ કર્યું ત્યારે તેને વઝીરાત સોંપી હતી.

બાઝીદખાને ઊભા થઈ વઝીરને સત્કારી ગાદી પર બેસાડયો અને પોતે તેની બાજુએ બેઠો. બીજી બાજુએ હાફીઝખાન બેઠો.

હારીઝખાન જેમ એક સરદાર હતો, તેમ બાઝીદખાનનો સસરો પણ હતો.

"સુલ્તાનજાદાએ મને કેમ યાદ કર્યો હતો?" વઝીરે બેસતાં જ પૂછ્યું.

સુલેમાને જવાબ આપ્યો: "નામવરને હું પૂછતો હતો કે હવે સારંગપુર ક્યારે જવાનું થશે, ત્યારે તેમણે કહ્યું કે વઝીર સાહેબને પૂછ્યા પછી વાત."

હારીઝખાને એકદમ સુલેમાનને ફરમાવ્યું: "ઠીક, તું હવે અહીંથી જા."

સુલેમાન હારીઝખાનના મ્હોં પરની કરડાકી અને અવાજની ઉગ્રતાથી દબાતો ધીરે ડગલે ચાલતો થયો.

તુરત વઝીરે કહ્યું: "સુલ્તાનજાદા! સારંગપુર હમણાં જવું એ મને ઠીક લાગતું નથી."

હારીઝખાને બાઝીદખાનને પૂછ્યું: "દોલતખાનની વાત તમે કાંઈ સાંભળી?"

"ના!"

"પૂછી જુઓ વઝીર સાહેબને."

ખીઝરખાને જે વાત કહી તેનો સાર એ હતો કે શુજાઅતખાને કાસદ સાથે સંદેશો મોકલીને ઉજ્જનથી દોલતખાનને શુજાઉલપુર બોલાવ્યો હતો, તેથી દોલતખાન પચીસેક અંગરક્ષકોને લઇને ઉજ્જનથી નીકળી પણ ચૂક્યો હતો. પરન્તુ માર્ગમાં બીજા કાસદે ખબર આપી કે સુલ્તાન બેહેસ્તનશીન થઈ ગયા એટલે તે પાછો ફર્યો. હવે એવા સમાચાર આવ્યા હતા કે બે હજાર સૈનિકોનું લશ્કર ઉજ્જનમાંથી લઇને તે શુજાઉલપુર તરફ આવી રહ્યો છે.

વાત પૂરી થઇ કે તુરત હારીઝખાન બોલ્યો: "બસ, એ લડવા જ આવે છે અને અમે તેને લડાઈ આપવાના છીએ."

" લડાઈ ! શામાટે ? " બાઝીદખાનને આશ્ચર્ય થયું. ખીઝરખાન અને હાફીઝખાનના ચહેરા ઉપર તેની દૃષ્ટિ લોલવિલોલ ફરી રહી.

" કારણકે તે લડવા આવે છે." હાફીઝખાનની આંખમાં તેજ ચમકતું હતું.

" તે શામાટે લડવા આવે ? " બાઝીદખાને પૂછ્યું : " તેને લડવાની જરૂર શી હોય ? " તેણે પહેલો પ્રશ્ન હાફીઝખાન સામે જોઇને કર્યો હતો, બીજો પ્રશ્ન ખીઝરખાન સામે જોઇને કર્યો હતો.

ખીઝરખાને કહ્યું : " તેમને લડવાની જરૂર નથી, તેમજ મોટા લશ્કર સાથે આવવાની પણ જરૂર નથી. છતાં એમ પણ હોય કે હવે તે માળવાના સુલ્તાન થયા, એટલે શુજાઉલપુરમાં પૂરા દબદબા સાથે દાખલ થવાનો તેમનો ઇરાદો હોય."

હાફીઝખાનની ભમ્મર ચઢી. તે બોલ્યો: " વઝીર સાહેબની એ ગણત્રી બરાબર નથી. તે લડવા જ આવે છે; તેમને આપણી વફાદારી પર ભરોસો નથી, તેથી તે પોતાનું લશ્કર લઇને આ તરફ ધસી આવે છે. અને સુલ્તાનજાદા ! "

" શું કહો છો, વાલીદ ? "

" અમે બધા સરદારો તથા સૈનિકો આપને વફાદાર છીએ. અમે ઉજ્જનની સેના સાથે દૌલતખાનને શુજાઉલપુરના કિલ્લામાં દાખલ થવા નહિ દઇએ. બેહેસ્તનશીન સુલ્તાન પ્રત્યેની અમારી વફાદારીનું તે અપમાન અમે સાંખી નહિ શકીએ." એટલું બોલતાં હાફીઝખાનની આંખોમાં લોહી તગતગી આવ્યું.

તુરત બાઝીદખાને કહ્યું: " તો વઝીરસાહેબ ! આપ એક કામ કરો."

" શું વારૂ ? "

"આપ દૌલતખાન પાસે એક કાસદ મોકલી આપો અને તેની સાથે સંદેશો કહાવો કે તે અહીં મોટા લશ્કર સાથે ન આવે, થોડા અંગરક્ષકો સાથે જ આવે, એટલે તુરત તેમની તાજપોશી કરવામાં આવશે, અને કહેવરાવજો કે જો તે લશ્કર સાથે આવશે તો કદાચ ગંભીર મામલો ઊભો થશે, કારણકે અહીં લશ્કરમાં ગેરસમજ ઊભી થવા પામી છે."

"સુલ્તાનજાદા બરાબર કહે છે. હું તેમજ કરૂં." વઝીરે કહ્યું.

હાફીઝખાનને એ વાત ગમતી હોય તેમ તેના ચહેરા પરથી જણાયું નહિ, પણ બાઝીદખાન અને વઝીરનો એક મત થયો, એટલે તે કશું બોલી શક્યો નહિ. વઝીરે તુરત કાસદ રવાના કર્યો.

(૨)

એ કાળે યુદ્ધ બાદશાહતને જીતી શકતું અને બાદશાહતને ગુમાવી પણ દેતું. એક ખૂનરેજી તાજ તથા તખ્ત અપાવતી અને બીજી વધુ ભયંકર ખૂનરેજી મેળવેલા તાજ તથા તખ્તને ખૂંચવી લેતી. જેની પાસે વધુ સેના અને વધુ યુદ્ધસામગ્રી હોય, જે યુદ્ધના વ્યૂહમાં કલાબાજ હોય, તેને લાગતું કે પ્રદેશ જીતવાનો જાણે કુદરતે જ પોતાને અધિકાર આપ્યો છે. ઇન્સાફ અને હક્ક યુદ્ધ માટેની તાકાતમાં જ સમાઈ રહેલાં હોય એવી સરદારોની, મુત્સદ્દીઓની અને સૂબા–સુલ્તાનોની માન્યતા હતી.

સુર વંશના પઠાણ બાદશાહો દિલ્હીના તખ્ત પર થયા, તેઓ જ્યારે નબળાઈ દાખવવા લાગ્યા, ત્યારે તેમની નબળાઇએ જ બીજા તાકાતવાન રાજવંશીઓ, તેમના જ કુટુંબીઓ અને સરદારોને મહત્ત્વાકાંક્ષી બનાવવા માંડયા હતા. દગા–ફટકા, ખૂન–કત્લ અને બંડખેડાની ભરતીમાં દિલ્હીનો તાજ કેટલોક વખત રોળાતો રહ્યો હતો અને અત્યારે તે અકબરને મસ્તકે સ્થિર થએલો

દેખાતો હતો, પરન્તુ એ બનાવોની પરંપરાએ જે વાતાવરણ ફેલાવ્યું હતું તે તો એટલું જ શીખવતું હતું કે રાજ્યાધિકાર કે રાજસત્તા મેળવવાં હોય તો યુદ્ધ કરો, કત્લ ચલાવવાની તાકાત મેળવો, ખૂન કરવાની હિંમત કેળવો !

યુદ્ધ જીતીને એક રાજા કે બાદશાહ તખ્ત પર બેસે એટલે પ્રજા તેને વફાદાર થઈને રહેતી; તેને મારીને બીજો આવે એટલે વળી પ્રજા તેની વફાદારીની ઘોષણા કરતી. પ્રજા એ વંશપરંપરાથી કે યુદ્ધ-વિજયથી રાજા–બાદશાહને પ્રાપ્ત થએલી જીવતી મીલ્કતરૂપ હતી, રાજ્યકાર્યમાં તેનો કશો અવાજ નહોતો, તેને કોઈ કશું પૂછતું પણ નહિ. હારજીતના દાવો રાજા–બાદશાહોને સ્થાપતા ને ઉઠાડી મૂકતા. પ્રજાને મેંઢાની પેઠે એ માલફીદાવો સ્વીકારવો પડતો, અરે સ્વીકાર–અસ્વીકારનું તેને પૂછતું જ કોણ ?

એવા કાળમાં દૌલતખાન કેમ માની શકે કે પોતે શુજાઉલપુરમાં જશે કે તુરત તેને તાજ પહેરાવી દેવામાં આવશે ? પિતાની પછી માળવાનો હક્કદાર માલીક પોતે હતો, પરન્તુ પિતાની માંદગીની ખબર પોતાને વેળાસર પહોંચાડવામાં આવી નહિ, તે પણ દગો કેમ ન હોય ? પિતાના મૃત્યુસમયે પોતે શુજાઉલપુરમાં હોવાની જરૂર હતી, પરન્તુ બાઝીદખાન શુજાઉલપુરમાં હતો અને તેને વહેમ પડતો હતો કે કદાચ બાઝીદખાન જ તખ્ત પચાવી પાડવા માંગતો હોય, કદાચ તેણે મુસ્તફાખાનને પોતાના પાશમાં લીધો હોય ! આ શંકાને લીધે જ દૌલતખાન ઉજ્જનથી સેના સાથે શુજાઉલપુર તરફ આવી રહ્યો હતો, પરન્તુ એ સેનાએ જ હાફીઝખાનના ચિત્તમાં વિષ પેદા કર્યું હતું અને એ જ વિષ સસરાએ પોતાના જમાઇના કાનમાં રેડવા પ્રયત્ન કર્યો હતો.

દૌલતખાનને વઝીર ખીજરખાનનો રૂક્કો મળ્યો, પણ તેણે પોતાની ચાલ બદલી નહિ; ઉલટું એ રૂક્કાએ તેને વધારે સંશય-ગ્રસ્ત બનાવ્યો. તેના સલાહકારોએ પણ તેને તેમાં દગાનો ભાસ કરાવ્યો. તેણે માની લીધું કે બાઝીદખાન દગો કરીને પોતાને

ફસાવવા માંગે છે; એટલે તેણે કશો વળતો જવાબ આપ્યા વિના શુજાઉલપુર તરફ કુચ ચાલુ રાખી.

મોડી સાંઝે ખબર આવી કે દૌલતખાન પોતાના કાર્યક્રમમાં કશો ફેરફાર કરવા માંગતો નથી. બાઝીદખાન ઉદાસ થઈ ગયો. તેણે વઝીરને બોલાવ્યો અને તેની સલાહથી તેણે પોતાના સસરાને બોલાવીને તેનો અભિપ્રાય પૂછ્યો. હાફીઝખાને તો સાફ જવાબ આપી દીધો કે "સુલ્તાનજાદા! તમે માનતા નહોતા, પરંતુ હું તો પહેલેથી જ તેની ચાલ પરખી ગયો હતો. હવે તો દૌલતખાનને અમે લડાઇ જ આપીશું."

"પણ એમ કરવાને બદલે હું જ અત્યારે ને અત્યારે સારંગપુર ચાલ્યો જઉં તો તેને લડવાનું કારણ નહિ રહે."

"આ કોણ બોલે છે?" હારીઝખાન જુસ્સાભેર બોલી ઉઠ્યો: "સુલ્તાન શુજાઅતખાનનો બેટો આવી કાયર વાત કરે છે? જાઓ, ભલે જાઓ, પણ માળવાની રાજધાની પર ઉજ્જનની સેના ચડી આવશે, તે શું સુલ્તાનની સેના જોઇ રહેશે? નહિ, તે જરૂર લડશે, ફતેહ મેળવશે, અને......"

બાઝીદખાનનું દિલ કંપી ગયું. તેને કાંઇ કાંઇ ભયંકર કલ્પનાઓ આવવા લાગી. કશોય જવાબ આપ્યા વિના તે મૂગો બેસી રહ્યો.

હારીઝખાન બાઝીદખાન ઉપર ટકોરો મારીને થોડી વાર મૂગો બેઠો અને પછી મૂગો મૂગો ચાલ્યો ગયો. તુરત બાઝીદખાને સુલેમાનને બોલાવ્યો અને તેના કાનમાં કાંઈ ધીમી વાત કરી.

મધરાત થઇ ત્યારે સુલેમાન ચાર બીજા સરદારોને બાઝીદખાન પાસે લઇ આવ્યો. બાઝીદખાને તેમને નાણી જોયા અને તેને લાગ્યું કે તેમનો અને હારીઝખાનનો અભિપ્રાય એક જ હતો. તેઓ પણ ઉજ્જનની સેનાને શુજાઉલપુરમાં પેસવા દેવા ઇચ્છતા નહોતા.

તેમને રજા આપીને બાઝીદખાને મુસ્તફાખાનને બોલાવ્યો અને તેને આસ્તેથી કહ્યું: "ભાઇ! તું જરા દૌલતખાન પાસે જા અને તેને સમજાવ કે તે એકલો આવે, નહિતો અહીંનું લશ્કર અને સરદારો ઉશ્કેરાઇ ગયા છે, તેઓ કાંઇ તોફાન કરી બેસશે."

મુસ્તફાખાને જવાબ આપ્યો: "ઉજ્જનની સેના કાંઇ પરાઇ નથી, માળવાના સુલ્તાનની સેના છે. ઉજ્જન અને શુજાઉલપુર વચ્ચે એવાં શાં વેર વિરોધ છે કે સરદાર હાશીઝખાન એકદમ ઉશ્કેરાઇ ગયા છે?"

"પણ બધા સરદારો ઉશ્કેરાયા છે; તેમને માળવાની રાજધાનીનું એ અપમાન લાગે છે."

"આપને એમ લાગે છે ખરૂં?"

"મને તેમ નથી લાગતું, પણ જ્યાં સરદારો અને સેના એક મતનાં હોય, ત્યાં મારી એકલાની માન્યતા શા ખપમાં આવે?"

"હૂં ઉં ઉં..." મુસ્તફાખાનના મુખમાંથી ઉદ્ગાર નીકળ્યો.

"ત્યારે તું જઇશ ને? ક્યારે જઇશ?"

"હવે તો કાલે જ જવાય ને?"

"ભલે, પણ વહેલો નીકળી જજે. સાથે પચીસેક માણસો લેતો જજે."

"ઠીક." કહી તે ઉઠી ગયો.

સુલેમાને એક ખૂણામાં બેઠાં બેઠાં આ બધી મંત્રણાઓ સાંભળી હતી. મુસ્તફાખાન ગયો એટલે તે સરકીને બાઝીદખાનની સામે આવી બેઠો. તેણે કહ્યું: "નામવર! અત્યારે આપનાથી શુજાઉલપુર છોડીને સારંગપુર નહિ જઇ શકાય."

"તારો પણ એ જ મત છે?"

"હા, ખુદાવિંદ! પણ તેનું કારણ જૂદું છે."

"શું?"

"આપ જશો, એટલે દૌલતખાન તો સુલ્તાનનો તાજ નહિ પહેરી શકે, પણ તે તાજ એક બીજું માથું પહેરશે."

"કોણ મુસ્તફા ?"

"નહિ, સરદાર હાફીઝખાન !"

"હં !" બાઝીદખાન હસી પડયો. ક્ષણભર રહીને તે બોલ્યો: "સુલેમાન ! તું એ ખટપટમાં પડતાં શીખ્યો ખરો."

"માફ કરજો સરતાજ ! હું ખટપટમાં પડતાં શીખ્યો નથી, પણ સમજતાં શીખ્યો છું."

"એટલે તું શું કહેવા માંગે છે ?"

"હું કહું છું કે કાંતો આપ સુલ્તાન બનો, અને કાંતો માળવાનું તખ્ત હાફીઝખાનના હાથમાં જવા દો; બીજો કોઇ રસ્તો નથી."

"તું એ કેવી રીતે સમજ્યો ?"

"હું સમજ્યો પેલા સરદારોની માંહોમાંહેની વાતચીત ઉપરથી. તેમની સાથે હું અહીં આવ્યો ત્યારે તેઓ જે વાતો કરતા હતા તેની છાપ મારા મન ઉપર એવી પડી છે કે હાફીઝખાને તેમની ઉપર પોતાનો કાબૂ બરાબર જમાવ્યો છે."

બાઝીદખાન વિચારમાં પડી ગયો. તેને હાફીઝખાનના શબ્દો, તેનો જુસ્સો અને ગુસ્સો સાંભર્યા. દૌલતખાન સેના સાથે આવે છે તેનો ઉલટો અર્થ કરવામાં અને બીજા સરદારોને એવું સમજાવવામાં હાફીઝખાનનો ઇરાદો સુલેમાન કહેતો હતો તેવો પણ કાં ન હોય ?

કેટલી ય વારસુધી તે મૂગો મૂગો બેસી રહ્યો. સુલેમાન પણ તેની સામે જ બેસી રહ્યો. ત્યારપછી તેઓ વચ્ચે કાંઇ વાતચીત થઈ નહિ. બાઝીદખાન કશો નિશ્ચય પણ કરી શક્યો નહિ.

એટલામાં દાસી આવી અને બોલી: "બેગમ સાહેબ આપને યાદ કરે છે, ખુદાવિંદ!"

"હા, બહુ મોડું થયું. ઠીક, સ્હવારે વાત; તું હવે જા, સુલેમાન!" બાઝીદખાન ઉઠીને સૂવા ચાલ્યો ગયો.

(૩)

મુસ્તફાખાન વહેલી સ્હવારમાં દૌલતખાનને મળવા ઉપડી ગયો હતો, પણ તે એકલો ગયો નહોતો. સાથે પોતાની બીબીને, અંગરક્ષકોને અને કેટલાક વિશ્વાસુ સૈનિકોને પણ લેતો ગયો હતો.

સ્હવાર પડતાં બાઝીદખાનને ઉંઘમાંથી જગાડીને હાશીઝખાને કહ્યું: "મુસ્તફાખાન કુટુંબ અને સૈનિકોને લઇને દૌલતખાનને મળી ગયો છે."

"મેં જ દૌલતખાનને સમજાવવા તેને મોકલ્યો છે."

"નહિ, બેઉ ભાઇ મળી ગયા છે અને તેથી જ મુસ્તફાખાન કુટુંબને પણ સાથે લઇને શુજાઉલપુર છોડી ગયો છે. બધા સરદારો માને છે કે એ બેઉ જણ આપને માળવામાંથી હાંકી કાઢવા માંગે છે. કહો, હવે આપને સારંગપુર જવું છે?"

બાઝીદખાન ચેતી ગયો. સુલેમાને કહેલી વાત તેને હાથવેંતમાં સાચી પડશે એમ ભાસવા લાગ્યું. દૌલતખાનની તાજપોશી માટે આગ્રહ રાખવો એ જેટલું ભયંકર હતું, તેટલું જ ભયંકર હતું પોતાને માટે શુજાઉલપુર છોડી જવાનું. તત્ક્ષણ કાંઈ નિશ્ચય કરી નાંખીને તે બોલ્યો: "નહિ, મારે સારંગપુર જવું નથી. લશ્કર તૈયાર કરો, આપણે દૌલતખાનની સામે કુચ કરવી છે."

"જીવતા રહો, મારા સરતાજ!" હાશીઝખાન સંતોષ દર્શાવતો બોલ્યો: "હું એજ હુકમની રાહ જોતો હતો. પણ સામે જવાની શી જરૂર છે? તેને નજીક આવવા દો!" શુજાઉલપુરના કિલ્લામાં રહીને જ લડવાનો હાશીઝખાનનો અભિપ્રાય હતો.

"નહિ, લશ્કર તૈયાર કરો, આપણે તો સામે જ જવું છે. તેને શુજાઉલપુરની નજીક પહોંચવા દેવાનો જ મારો ઇરાદો નથી." બાઝીદખાને ફરમાવ્યું.

હાફીઝખાનના મ્હોં પર સંતોષનું નૂર પ્રકટયું; પણ તેણે દલીલ કરી: "સામે ચડવામાં કશો વાંધો નથી, પણ હવે તે વધુ દૂર નથી, બહુ તો દસ–બાર કોસ હશે, અને આપણને લશ્કર લઇ જતાં એકાદ દિવસની વાર થશે."

"વાર શામાટે થાય? પહેલાં હજારેક ઘોડેસવાર રવાના કરી દો, પાછળ પાયદળની ટુકડીઓ રવાના થશે."

હાફીઝખાન બોલ્યો: "નામદાર! પહેલાં તોપો મોકલવી જોઇએ, પછી હાથીદળ મોકલવું જોઇએ અને તેની સાથે જ દારૂગોળો ને ખોરાકીનાં ગાડાં જવાં જોઇએ."

"દસ–બાર કોસ દૂર જવા માટે ગાડાંની ધમાલ શામાટે જોઇએ? કોઈ કિલ્લો તોડવાનો નથી તો પછી તોપો શામાટે જોઇએ? હાથીદળ ઉપર માત્ર ખોરાકી લાદી પાયદળની પાછળ રવાના કરો એટલે બધુંય સાથે જઇ શકશે. ઉતાવળ કરો. બપોર થતાં પહેલાં બધું રવાના થઈ જવું જોઇએ."

હાફીઝખાનને આનંદ થતો હતો કે હવે લડવાની પોતાની ઉતાવળ કરતાં તો પોતાના જમાઇને વધારે ઉતાવળ હતી. ભાઈની સામે હથિયાર ઉંચકતાં ડરતો એ જુવાન હવે ઓચિંતો હિંમતવાન થયો હતો, અને સામેથી ચડાઇ કરવા અધીરો બની ગયો હતો.

હુકમ સાંભળીને તુરત હાફીઝખાને યુદ્ધસામગ્રી લાદીને દોઢસો હાથી તુરત રવાના કર્યા. બે ઘડી પછી ઘોડેસવાર લશ્કર પણ મોકલી દીધું. બપોરનું ભોજન પૂરું થયું–ન થયું અને પાંચેક હજાર સૈનિકોની ટુકડીઓ શસ્ત્રાસ્ત્રો સાથે તૈયાર થઇ ગઇ. બાઝીદખાન અને હાફીઝખાન પાયદળની સાથે ઉપડયા. પાંચેક કોસ દૂર જઇને સાંજે એક મેદાનમાં રાવઠીઓ નાંખી લશ્કરે મુકામ કર્યો.

એટલામાં વાવડ મળ્યા કે ત્યાંથી બેએક કોસ દૂર જ દોલતખાનનો મુકામ પડ્યો છે. બાઝીદખાનને લાગ્યું કે કદાચ અહીંજ ભાઇની સાથે ભેટભેટા થઈ જવાશે. છાવણી નંખાઈ ગયા પછી બાઝીદખાન અને હાફીઝખાન ઘોડા પર બેસી છાવણીની આસપાસ ફેરો મારવા નીકળ્યા. આસપાસનો પ્રદેશ તેમણે જોયો. યુદ્ધ માટે એ સ્થાન પોતાને અનુકૂળ થશે કે સામા પક્ષને અનુકૂળ થઈ જશે તેની તપાસ તેમણે કરી જોઈ. એટલામાં બાઝીદખાને તોપખાનાની સામગ્રી જોઇ અને તેની ભ્રૂકુટી ચડી. પોતે ના કહી હતી, છતાં હાફીઝખાને તોપો અને તે માટેની સામગ્રી સાથે લીધી હતી તે તેને ન ગમ્યું. તેણે પૂછ્યું: "કયા કિલ્લા તોડવા માટે તમે આ તોપો લાવ્યા છો?"

"નામવર! તમને ખબર નથી. દુશ્મન કોઇ આડની પાછળ છુપાઇને લડે તો એ આડ જ તેનો કોટ બની જાય. તે વખતે તોપો વિના કાંઇ ચાલે?"

બાઝીદખાનના ચહેરાએ અણચિંતવી ગંભીરતા ધારણ કરી. ક્ષણભર તેણે શબ્દો હૃદયમાં ઘૂંટીને પછી બહાર કાઢ્યા: "એ દુશ્મન નથી, મારો ભાઇ છે."

હાફીઝખાન ચમક્યો પણ ગમ ખાઈ ગયો. તે બોલ્યો: "હા, નામવર! પણ લડવાને સામે આવે તે ભાઇ પણ દુશ્મન જ લેખાય!"

બાઝીદખાન કશો જવાબ આપી શક્યો નહિ અને મનમાં જ સમસમી રહ્યો. પોતે ભાઇની સામે લશ્કર લઇને ચડ્યો હતો, પરંતુ પોતાનો ઇરાદો શો હતો તે હજી તેણે હાફીઝખાનને જણાવ્યો નહોતો.

રાત્રે બાઝીદખાનની રાવઠીમાં સરદારો એકઠા થયા. સ્હવારમાં અહીંથી કૂચ ન કરતાં દોલતખાનના લશ્કરને જ સામે આવવા દેવું અને રાતોરાત મોરચાઓ તથા આડ–બચાવો તૈયાર કરવા

એમ ઠર્યું. એ રીતે મંત્રણા પૂરી થઇ એટલે તુરત સૌ પોત-પોતાને કામે વળગ્યા.

(૪)

બાઝીદખાન પોતાના તંબૂમાં જાગતો સૂતો હતો અને મનમાં મુંઝાઇ રહ્યો હતો. સરદારો અને લશ્કરનું વાતાવરણ સમજી લઇને તે ભાઈની સાથે યુદ્ધ કરવા રાજધાનીમાંથી નીકળ્યો હતો. એ યુદ્ધનું સંચાલન પોતાની ધારણા મુજબ કરવાનો તેનો મનોભાવ હતો; પરન્તુ અહીં તો હાશીઝખાનનું માથાભારેપણું પોતાને દબાવી રહ્યું હતું એમ તેણે જોયું. તેને લાગ્યું કે કદાચ યુદ્ધ પોતાની ધારણા પ્રમાણે નહિ લડાય.

તેની ધારણા શી હતી? તે ઉજ્જનની સેનાના સરદારોની વચ્ચેથી દૌલતખાન અને મુસ્તફાખાનને ઉપાડી લેવા માગતો હતો. તેમને ભૂલ ખવાડનારા સરદારો પાસેથી તેને છોડાવવા માગતો હતો. તેમ કરવા માટે લડાઈ કરવી પડે તો તેને વાંધો નહોતો. બેઉ ભાઇઓને કેદ કરવા પડે તોય ફીકર નહોતી. તેમને કેદ કરીને શુજાઉલપુરમાં લાવ્યા પછી પોતાને જ હાથે દૌલતખાનને માથે તાજ પહેરાવતાં પોતાને કોણ રોકનાર હતું? હાશીઝખાન પણ તે વખતે શું કરી શકવાનો હતો?

પણ આ બેત પાર પડશે કે કેમ તે સંબંધે હવે તેને કેટલીક શંકા ઉપજતી હતી. ઉજ્જનમાંથી લશ્કર નીકળ્યું ત્યારે જેટલું હતું તે કરતાં તે અત્યારે દોઢું થયું હતું; દૌલતખાનની બાજુએ રહીને લડનારા નવા સૈનિકો તેને માર્ગ પરનાં ગામડાંમાંથી મળ્યા હતા; પરન્તુ તેની પાસે નહોતા હાથી કે નહોતું તોપખાનું. બાઝીદખાનનું લશ્કર તેથી બમણું હતું, પુષ્કળ સામગ્રીવાળું હતું; અને જો બરાબર લડાઇ ચાલે તો ઉજ્જનના લશ્કરનો જરૂર ઘાણ નીકળી જાય. તો શું દૌલતખાન અને મુસ્તફાખાન સલામત રહી શકે? શું બાઝીદખાનને એ બેઉ ભાઇઓને ગુમાવવા ન પડે?

હારીઝખાન તો દૌલતખાનનું કાસળ જ કાઢવા માંગતો હતો, એ વિષે બાઝીદખાનને જરાએ શંકા નહોતી.

બાઝીદખાનને ઉંઘ ન આવી. તે ઉઠ્યો, પડદો હટાવીને તંબૂની બહાર નીકળ્યો. તેણે જોયું કે ચોમેર મશાલો સળગી રહી છે, તેના પ્રકાશમાં મોરચા બંધાય છે, ધૂળકોટ રચાય છે, તોપો ગોઠવાય છે, અને ધમાલ ચાલી રહી છે. બાજુમાં જ હાફીઝખાનનો તંબૂ હતો. અંદર તાપણું સળગતું હતું તે બહારથી દેખાતું હતું. બાઝીદખાન ઓચિંતો તંબૂમાં પેઠો. હાફીઝખાન પથારી પર જરા આડો પડ્યો હતો તે ઊભો થઈ ગયો. તાપણામાંથી અંગારા વીણીને હુક્કો ભરતો ચાકર આઘો ખસી ગયો.

"કેમ નામવર, અત્યારે?" હારીઝખાને પૂછ્યું.

"વાલીદ! એક વાત કહેવા આવ્યો છું." બાઝીદખાને વડીલને ઘટે તેવા સંબોધનનો ઉપયોગ કર્યો.

"બિરાજો!"

હારીઝખાને ચાકરના હાથમાંથી હુક્કો લીધો એટલે ચાકર બહાર ચાલ્યો ગયો. બાઝીદખાનને જોઇતી એકાંત મળી. તે થોડી વાર ચૂપ બેસી રહ્યો, તે દરમ્યાન હારીઝખાન પોતાના જમાઈના ચહેરા પરથી તેના આગમનનો હેતુ કળી લેવા યત્ન કરવા લાગ્યો.

બાઝીદખાને ધીરે સ્વરે કહ્યું: "મને એક યુક્તિ સૂઝી છે, સાપ મરે નહિ અને લાકડી ભાંગે નહિ તેવી."

"કહો, કહો, લડાઇ લડવી ન પડે તો તેમ કરવા હું ય રાજી છું."

"તમે દૌલતખાનની છાવણી પર પાછલી રાત્રે છાપો મારવા ઉપડો, અને કોઇ પણ રીતે દૌલતખાન અને મુસ્તફાખાનને કેદ કરીને લઇ આવો!"

"હા...આ!"

"તે આપણા કેદી થશે એટલે ઉજ્જનનું લશ્કર કશું કરી શકવાનું નથી."

"જોખમનું કામ છે નામવર! પણ પછી?"

"પછી...." જરા વિચાર કરીને બાઝીદખાન બોલ્યો: "તેમને જીંદગીભર કેદ ભોગવવી પડશે; અને વીંછીનો આંકડો કપાઇ ગયા પછી તેનું બધું બળ નાશ પામે છે તે તમે જાણો છો."

"તો ભલે, તેમ કરૂં." હાફીઝખાને જવાબ આપ્યો.

"પણ જુઓ, એઉને કેદ કરીને સહીસલામત અહીં લાવવાના છે."

"હા, એમ જ કરીશ. પણ આપ જાણો છો ને કે લશ્કરની વચ્ચેથી તેમને પકડવાના છે?"

"હા, ઝપાઝપી થશે, પણ બહુ ખુવારી નહિ થાય. ઓચિંતો છાપો મારવાનું પણ હું એટલા માટે જ કહું છું."

"બસ, એ જ હુકમ છે ને? હું આપના હુકમને તાબે છું. આપ નિરાંતે તંબૂમાં જઇને પોઢી જાઓ, સ્હવારે બેઉને કેદી બનાવીને આપની આગળ હાજર કરીશ."

"એ જ યુક્તિ હું તમને કહેવા આવ્યો હતો."

"કશી ફીકર નહિ. હું અત્યારથી જ તે માટેની ગોઠવણ કરૂં છું."

"હાં, તો ઉઠો; પણ જુઓ, બેઉને પકડીને સલામત રાખવાના છે."

"આપનો હુકમ હું બરાબર સમજ્યો છું."

"ત્યારે હવે હું જઉં છું."

"ભલે પધારો."

બાઝીદખાન ઉઠ્યો અને તંબૂની બહાર નીકળી ચાલતો થયો. એ એક ક્ષણ રહીને તે પાછો આવ્યો અને હાફીઝખાનને ફરીથી

યાદ આપી: " ખાનસાહેબ ! મેં કહ્યું તે ભૂલતા નહિ, બે૯
જરાએ ઈજા ન થાય તેની સંભાળ રાખજો. "

" હા, નામવર ! એની આપે જરાએ ચિંતા ન રાખવી.'

બાઝીદખાન સંતોષ પામીને પાછો ફર્યો અને તંબૂમાં જઈ સ
ગયો. તે સમજી ગયો હતો કે પોતાનો સસરો પોતાને જ તખ્તનશ
કરવા માંગે છે અને દોલતખાન તથા મુસ્તફાખાનનો કાંટો કા
નાંખવા ઇચ્છે છે. પોતે પણ તેને એવી સૂચના આપી હતી
જેથી છેવટે તો પોતાની મકસદ પાર પડશે એમ જ હાશીઝખા
લાગે. જો આ યુક્તિ ન કરવામાં આવે તો ખરેખર યુદ્ધ મ
અને તેમાં બેઉ ભાઇઓનો જાન જવાનો ભય રહે; આ યુક્તિ
તેઓ માત્ર કેદ પકડાય, પણ જીવતા રહે: બાઝીદખાનને અત્ય
જોઈતું હતું પણ એટલું જ.

તેના મનની મુંઝવણ હવે મટી ગઈ. તે નિરાંતે ઉંઘી ગયે

(૫)

સ્હવાર પડયું અને તુરત તેને ખબર પડી કે દોલતખાન
લશ્કર પર હાશીઝખાને પરોઢમાં જબ્બર છાપો માર્યો હતો.
હાથીદળ અને ઘોડેસવારોની બધી સેના સાથે લઈ ગયો હતો.

થોડી વાર થઇ અને સમાચાર મળ્યા કે દોલતખાનનું લશ્
વીંખાઇ પીંખાઇ ગયું છે અને તેના સૈનિકો ચોમેર નાસવા લાગ્યા

પણ બાઝીદખાનનું હૃદય ભડથી ધબકી રહ્યું હતું. દોલતખા
અને મુસ્તફાખાનનું શું થયું તે જાણવા તે અત્યંત આતુર હતો.

વળી થોડી વારે ખબર આવી કે દોલતખાન બરાબર સપડા
ગયો છે અને મુસ્તફાખાન છટકી ગયો છે. તે પૂર્વ તરફ નાસ
લાગ્યો છે, ને કેટલુંક સૈન્ય પણ તેની સાથે ગયું છે.

બાઝીદખાન વિહ્વળ બન્યો. તેની આતુર આંખો દોલતખાન
પોતાની સમક્ષ આવતો જોવાને તાકી રહી.

પહોર દિવસ ચડયે તેની સમક્ષ દૌલતખાન રજુ થયો, પણ ધડને વળગી રહેલા કપાયલા માથા સાથે !

ભાઈની એ દુર્દશા થયેલી જોઇને બાઝીદખાન કકળી ઉઠયો. તેણે ત્રાડ નાંખી: "હારીઝખાન ! હારીઝખાન !"

લાગલો જ તેનો હાથ તલ્વારની મૂઠ પર ગયો, અને તે મ્યાનમાંથી તલ્વાર ખેંચી કાઢી દોડ્યો. ભાઈના મૃત્યુના આઘાતથી તે ઉશ્કેરાઈ ગયો હતો—ઘેલો બની ગયો હતો. સૈનિકો સ્તબ્ધ બનીને ક્ષણભર જોઈ રહ્યા અને પછી તેની સાથે સાથે દોડ્યા. કોઇએ કહ્યું: "નામવર ! સરદાર સાહેબ હજી પાછળ છે, આ તરફ જ આવે છે." પણ તેણે તે ન સાંભળ્યું. સૈનિકો સમજતા નહોતા કે બાઝીદખાન હારીઝખાનને કેમ શોધે છે.

ખુલ્લી તલ્વારે તેણે દોડ્યા જ કર્યું. સૈનિકો હજી છાવણી તરફ આવતા જ હતા, તેઓ બાઝીદખાનની સાથે પાછા ફરવા લાગ્યા. "ક્યાં છે હાફીઝખાન ? ક્યાં છે એ બેવફા ખૂની... હજી કેટલેક દૂર છે ?" એવી તે વારંવાર ત્રાડ નાંખતો હતો.

"નામવર ! અહીં થોભો, આ રસ્તે જ તે આવે છે." એક સૈનિકે કહ્યું.

બાઝીદખાન શ્વાસ ખાવા થોભ્યો, પણ પાછળ રહેલા હાફીઝખાનને ખબર મળી ગઈ હતી કે બાઝીદખાન તેના પર ઉશ્કેરાઈ ગયો છે અને ખુલ્લી તલ્વારે ધસી આવે છે. તેણે બાઝીદખાનની મનાઇ છતાં દૌલતખાનને પોતાને હાથે બેજાન કર્યો હતો, તેની અસર જોવા માટે તે ઇરાદાપૂર્વક પાછળ રહ્યો હતો. એ સમયસૂચકતા તેને ખરેખર ઉપયોગી થઇ પડી. તેણે બાઝીદખાનને મ્હોં બતાવ્યા સિવાય પોતા સાથેના ઘોડેસવારોની સાથે આડફટો માર્ગ લીધો. તેને પોતાના જીવના જોખમના ભણકારા વાગતા સંભળાતા હતા.

"ક્યાં છે હારીઝખાન ? ક્યાં છે મારા ભાઇનો ખૂની ? કોઇ તેનું માથું લાવો, એક લાખ દિનાર બક્ષીસ આપું !"

બાઝીદખાને ઘેરો વળી ઉભેલા સૈનિકોની સામે જોયું અને તેની આંખોમાંથી આંસુની ધાર સરી પડી.

સૈનિકોને હવે સમજ પડી કે સરદારે બાઝીદખાનના હુકમની સામે થઇને આ કામ કર્યું હતું. બાઝીદખાનની આંખમાં આંસુ જોઇને સૈનિકોની આંખોમાં પણ કરકર આવી ગઇ.

કેટલીક વારે તેને માહિતી મળી કે હાફીઝખાન ચેતી જઇને નાસી ગયો છે. છાવણીમાં પાછા ફરીને તેણે સરદારોને એકઠા કરી કહ્યું: "તમારામાંના જેઓ હાફીઝખાનને વફાદાર હો, તેઓ અહીંથી જીવતા ચાલ્યા જાઓ!" કોઇ બોલ્યું નહિ, કોઇ સળક્યું નહિ. તુરત તેણે હુકમ કર્યો: "તો છાવણી ઉઠાવો અને કુચ કરો."

"સુલ્તાનનો હુકમ શુજાઉલપુર તરફ કુચ કરવાનો છે?" મહમદખાન નામના એક સરદારે પૂછ્યું.

"નહિ, દૌલતખાનના શબને જ શુજાઉલપુર લઇ જાઓ અને તેને કિલ્લામાં પૂરા માનમર્તબાથી દફનાવવાનો વઝીર સાહેબને સંદેશો મોકલો. મારે હાફીઝખાનને પકડવા તેની પાછળ જવું છે." બાઝીદખાન ભાઈના શબને પગે હાથ અડાડી આંસુભરી આંખે બોલ્યો: "ભાઈ! તારો તાજ મેં ઝૂંટવી લીધો નથી, તે ઝૂંટવનાર મારો નાપાક સસરો છે, પણ હું એ બેવફા પર તારા ખૂનનું વેર લીધા વિના શુજાઉલપુરનું પાણી નહિ પીઉં!"

બાઝીદખાનની પ્રતિજ્ઞાએ સૌને સ્તબ્ધ બનાવી મૂક્યા.

ખટપટી રાજકારણથી અજાણ્યા અને માત્ર લડવાનીજ કુશળતા-વાળા સરદારો તથા સૈનિકો તે કાળે સ્હેજ સ્હેજમાં આવા પ્રપંચોના ભોગ થઇ પડતા. તેઓ સેનાપતિ કે સરદારોને દોરડે બાંધેલા ભાડૂતી લડવૈયાઓ જ મોટે ભાગે હતા. સેનાની જમાવટ મોટે ભાગે જૂદી જૂદી લડાયક ટોળીઓને નોકરીમાં રાખી લેવાથી થતી. એ ટોળીઓના સરદારો જાગીર કે વેતનના બદલામાં પોતાની ટોળીઓની નોકરી રાજા–બાદશાહને આપતા. વેતન,

જાગીર, લૂંટનો હલ્લો કે ઇનામ–અકરામ મેળવવાનું મોટા ભાગના સૈનિકો તથા સરદારોનું ધ્યેય હતું. પોતાના અન્નદાતાની નિમકહલાલીથી નોકરી કરવી એ એમની વફાદારીની સમજ હતી. ઇન્સાફ–ગેરઇન્સાફ, ધર્મ–અધર્મ, વાજબી–ગેરવાજબી, એ બધું સમજવાનો ભાર તેઓ બાદશાહ, સેનાપતિ કે સરદારને માથે જ રહેવા દઇને માત્ર લડી જાણતા, તેમાં પરાક્રમ માનીને આત્મસંતોષ અનુભવતા અને યુદ્ધને અંતે જીવતાં રહેવાય તો પારાવાર સુખ-ચેન ભોગવવાની લાલસા સાથે તેઓ લશ્કરમાં દાખલ થતા. પોતે એવા લશ્કરમાં દાખલ થઇને ન્યાયને પક્ષે લડશે કે અન્યાયને પક્ષે, દેશના કલ્યાણ માટે લડશે કે વિનાશ માટે, એની સમજ થોડાક જ ધરાવતા. આથી જ જ્યારે પરદેશી આક્રમણકારોએ હિંદના નાનામોટા પ્રદેશો કબ્જે લીધા ત્યારે તેમને હિંદમાંથી હિંદુ–મુસ્લીમ લડાયક ટોળીઓની નોકરી લડવા માટે મળી રહેલી. મોટે ભાગે એ ટોળીઓ તીર અને તલ્વારને જ યુદ્ધના આયુધ તરીકે વાપરતી.

હાફીઝખાનની સરદારી હેઠળ જે નાના સરદારો અને સૈનિકો તેની સલાહ અને હુકમને માનની દૃષ્ટિથી જોતા હતા, તેઓને હવે સમજાતું હતું કે પોતે કેવો ભુલાવો ખાઇ ગયા હતા. હાફીઝખાન બાઝીદખાનનો સસરો હતો તેથી તેનો પ્રભાવ બીજા સરદારો પર પડતો હતો અને તેઓ હાફીઝખાનના હુકમને બાઝીદખાનનો જ હુકમ માનતા હતા. જેઓએ બાઝીદખાનની સાથે એકાંતમાં દૌલતખાનને લશ્કર સાથે શુજાઉલપુરમાં નહિ આવવા દેવાનો પોતાનો નિશ્ચય દર્શાવ્યો હતો, તેઓએ પણ હાફીઝખાનની સલાહનો જ પડઘો પાડ્યો હતો. તેઓ માનતા હતા કે બાઝીદખાનને રૂચતી વાત જ પોતે કહે છે; પરંતુ અત્યારે તેમને સમજાયું કે હાફીઝખાને પોતાના જમાઇની ઇચ્છા અને આજ્ઞાનો અનાદર કર્યો હતો અને પોતાને પણ તેણે જ ભયંકર ભૂલ ખવડાવી હતી.

હવે તો ખુદ સુલ્તાન બાઝીદખાને જ લશ્કરની સરદારી હાથમાં લીધી હતી, એટલે સેનાએ તેના હુકમને જ વફાદારીથી માન આપવાનું હતું. થોડા વખત પહેલાં જે હાફીઝખાનના હુકમને તેઓ

માર્ગ આપતા હતા, તેજ હારીઝખાનને પકડવા જવાનો સુલ્તાનનો હુકમ છૂટ્યો હતો, એટલે તેઓએ છાવણી ઉઠાવીને સુલ્તાનની સાથે હારીઝખાનની પૂઠ પકડવાની હતી.

દૌલતખાનની સેના વિખરાઇને નાસી ગઈ હતી પણ ઝપાઝપીમાં મરેલા સૈનિકોનાં મુડદાં ખુલ્લા મેદાનમાં પડયાં હતાં. બાઝીદખાને તેમને દફનાવવા માટે વ્યવસ્થા કરી અને પડી રહેલો માલ અસબાબ એકઠો કરીને પાછળ મોકલવો એવો હુકમ આપ્યો. પછી તુરત તેણે લશ્કરને પૂર્વ દિશા તરફ દોર્યું.

(૬)

જે દિશામાં હારીઝખાન ઘોડેસવારો સાથે નાઠો હતો તેજ દિશામાં માર્ગમાં શુજાઉલપુર આવતું હતું, પણ બાઝીદખાને લશ્કરને ત્યાં થોભાવ્યું નહિ. સાંજે તેણે શુજાઉલપુરથી કેટલેક દૂર પડાવ નાંખ્યો અને હારીઝખાન કઈ દિશામાં ગયો છે તે જાણવાને ઘોડેસવાર બાતમીદારોને ચોમેર રવાના કર્યા.

પરોઢમાં તેને ખબર મળી કે હારીઝખાનને રાયસનના મિયાણાઓએ આશ્રય આપ્યો છે. રાયસનનો કિલ્લો ત્યાંથી બે દિવસની મજલ જેટલો દૂર હતો. બાઝીદખાને સ્હવારમાં જ છાવણી ઉપાડી ને આખો દિવસ ક્યાંય થોભ્યા વિના કુચ ચાલુ રાખી, એટલે સાંજે કિલ્લો ત્રણેક કોસ દૂર રહ્યો. જો ત્યાં જ પડાવ નાંખવામાં આવે તો મિયાણાઓ ચેતી જાય એવો સંભવ જણાતો હતો, તેથી તેણે રાત્રે મુસાફરી ચાલુ રાખી અને મધરાત થતાં પૂર્વે કિલ્લાને ઘેરો ઘાલ્યો.

બાઝીદખાને કિલ્લેદારને કહાવ્યું કે તેઓએ ગુનેહગાર હારીઝખાનને પોતાને સોંપી દેવો, પણ કિલ્લેદારે એ કહેણુ માન્ય રાખ્યું નહિ. સ્હવારમાં કિલ્લા પર હુમલો શરૂ કરવામાં આવ્યો. મિયાણાઓએ કિલ્લા પરથી યુદ્ધ શરૂ કર્યું પણ કિલ્લો વધુ વખત ટકી શક્યો નહિ. બાઝીદખાનની તોપોએ કિલ્લામાં ગાબડાં પાડયાં

અને હાથીઓએ દરવાજા તોડ્યા. મિયાણાઓને પાછા હઠવું પડ્યું અને બાઝીદખાનના સૈનિકોએ કિલ્લામાં પેસી હારીઝખાનને પકડીને તેની સમક્ષ રજુ કર્યો.

"હારીઝખાન! તમે મારા ભાઇનું ખૂન કર્યું..." બાઝીદખાન ટગર ટગર જોઈ રહીને બોલ્યોઃ "તમે મારા હુકમને પગ તળે કચડી નાંખીને ખૂન કર્યું..."

"નામવર!" હારીઝખાને સમયોચિત નમ્રતાથી જવાબ આપ્યોઃ "આપ મને ગેરઇન્સાફ કરો છો. મેં ખૂન કર્યું નથી."

"એમ? ત્યારે કહો તો તમારી બહાદૂરીની વાત!"

"લડાઇ ચાલે છે ત્યારે કોઈ પણ લડવૈયો પોતાની જાતનો બચાવ કરે છે અને તે માટે દુશ્મન ઉપર ઘા પણ કરે છે."

"એટલે તમે એમ કહો છો કે તમે તમારો બચાવ કરતાં દૌલતખાન ઉપર ઘા કર્યો હતો?"

"હા, નામવર!"

બાઝીદખાનની આંખોમાં લોહી ધસી આવ્યુંઃ "માથે મોત ભમે છે, છતાં જૂઠું બોલો છો? દૌલતખાનને પકડનાર સૈનિકોએ મને કહ્યું છે કે તેને સહીસલામત પકડ્યા પછી જરૂર ન હોવા છતાં તમે તેની ઉપર તલ્વાર ચલાવી હતી. પણ જવા દો એ વાત! તમે કહો છો કે તમે તમારી જાતના બચાવમાં તલ્વાર ચલાવી હતી, કેમ?"

"એ તો મેં આપને કહ્યું જ છે."

ઉશ્કેરાટથી ધ્રૂજતો બાઝીદખાન બોલ્યોઃ "તો ઓ બેમુરવ્વતખોર સરદાર! માળવાના સુલ્તાનને હાથે તું શહીદ કેમ ન થયો અને તેની સામે તલ્વાર ચલાવી! મારો હુકમ બજાવવાને તું જીવ આપતાં કેમ પાછો પડ્યો, ઓ બેવફા?" બાઝીદખાન ક્રોધાવેશમાં તેની સામે ચાર ડગલાં ધસી જઇને બોલ્યોઃ "સુલ્તાનના

જાનને સસ્તો માની તારા જાનને બચાવવા માટે તલ્વાર ચલાવનાર કાયર ખૂની! તું હવે જીવવાલાયક નથી રહ્યો...જાન બચાવવા માટે તરફડનાર બેવફા ગુનેહગારે સમજવું જોઇએ કે તેનો પોતાનો જાન સુલ્તાનના જાન આગળ કેટલો નાચીઝ છે! લે એ હું જ તને સમજાવું..."

તત્ક્ષણ બાઝીદખાને જુસ્સાપૂર્વક ભેટમાંથી કટાર ખેંચીને હાફીઝખાન ઉપર ફેંકી. હાફીઝખાન બહાવરો બનતો એક ડગલું પાછો હઠ્યો, પણ કટારની ચોટ નિષ્ફળ ન થઈ શકી. તે તેના કલેજામાં આબાદ રીતે પેસી ગઇ અને હાફીઝખાન ભોંયે પછડાયો.

"હત્ બેકદર છોકરા!" હાફીઝખાન કાળજામાંથી કટાર ખેંચીને ફેંકી દેતો તુચ્છકારથી બોલ્યો: "તને તાજ પહેરાવવા માટે જોખમ ખેડનારની તેં આવી કિંમત આંકી?"

"મેં તારી બરાબર કિંમત આંકી છે. મને તાજ પહેરાવવાની વાત કરનારની પોતાની નજર એ તાજ ઉપર કેવી ચોંટી હતી તે મારાથી અજાણ્યું નથી, બેવફા સરદાર!"

તુરત બાઝીદખાન ત્યાંથી મ્હોં ફેરવીને ચાલ્યો ગયો અને હાફીઝખાન થોડી વાર તરફડીને ત્યાં જ મૃત્યુ પામ્યો.

(૭)

હાફીઝખાનને બાઝીદખાને પોતાને હાથે ઠાર કર્યો, જમાઇએ ખુદ સસરાનો જાન લીધો, સુલ્તાને પોતાના જ બેવફા સરદારની પાછળ પડીને તેને પકડી બેજાન કર્યો: એ બનાવે બાઝીદખાનના આખા લસ્કરમાં સન્નાટો છાઈ દીધો. બાઝીદખાન એક કરડો જુવાન છે, વફાદાર અને બેવફાને ઉંડી નજરથી પિછાણીને તે કામ લે છે, તેના ધ્યાનમાં આવ્યું તે કામ ગમે એટલી જહેમતે અને હરકોઈ જોખમ ખેડીને પણ પાર ઊતારે તેવો બહાદુર છે, એમ આજે પહેલી જ વાર માળવાની સેનાએ જોઈ લીધું. તેના સંબંધમાં આજસુધીનો સૈનિકોનો જે ખયાલ હતો, તેથી ઉલટો જ

આ અનુભવ હતો. સૈનિકો જાણતા હતા કે તે લડી જાણે તેવો અને સેનાની જમાવટ કરી જાણે તેવો હોશિયાર છે, પણ તેઓની માન્યતા એવી હતી કે તેની બધી હોશિયારી તેના ગાનતાનમાં ડૂબી જતી હતી; હવે તેઓએ જોયું કે તે લડાઇના વ્યૂહો રચી જાણે તેવો ચાલાક છે, ખટપટો અને કાવતરાને પારખી જાણે તેવો ઉંડી નજરનો છે, ધાર્યાં કામ માટે ખંતીલો છે, ગેરઇન્સાફથી ડરે તેવો અને ઇન્સાફ માટે ગમે તેવો ભોગ આપી દે તેવો છે. શુજાઅતખાન પછી માળવાના તખ્ત પર હવે એ જ બિરાજવાનો છે એમ જાણીને સૈનિકોની દૃષ્ટિને તે એક રંગીલો જુવાન જ દેખાતો નહોતો, પરન્તુ બહાદુર સુલ્તાન પણ દેખાતો હતો. બાઝીદખાનમાં સૈનિકોએ બાઝ પક્ષીની ચપળતા જોઇ, બાઝની વેગીલી દોડ જોઇ, છટકીને નાસી જતા શિકારને તોડી પાડનારી બાઝની ચોટ જોઇ અને ત્યારથી 'સુલ્તાન બહાદુર બાઝીદખાન' સૈનિકોનો લાડકો 'બાઝ બહાદુર' બન્યો.

મોટા ભાઇનું તો મૃત્યુ થયું, પણ હવે નાના ભાઇને મનાવી–સમજાવીને પાછો લાવવો જોઇએ, એમ બાઝ બહાદુરને લાગ્યા કરતું હતું. પિતાના મૃત્યુ પછી ખટપટ, અવિશ્વાસ, કાવતરાં અને ચાલબાજીથી ભરપૂર બનેલા થોડા દિવસના વાતાવરણમાંથી કેવાં ગંભીર પ્રકરણો ઊભાં થયાં હતાં, તેનો જ્યારે બાઝ વિચાર કરતો હતો ત્યારે તેને એક પ્રકારનો વિષાદ ઉપજતો હતો. આવી સુલ્તાની અને બાદશાહી કેટલી ભયંકર હોય છે, કેટલી લોહિયાળ હોય છે, જીંદગીને કેવી અશાંત કરી મૂકનારી હોય છે, કેવો શ્રમ ઉપજાવનારી હોય છે, તેનો અનુભવ તેને આ થોડા દિવસની અંદર જ થઇ ગયો. પરન્તુ હવે તો માથે જે ભાર પડ્યો હતો તે ઉઠાવવામાં જ બાઝ બહાદુરની બહાદુરી હતી, તેને અવગણવાથી કશું વળે તેમ નહોતું.

રાયસનના કિલ્લાને કબ્જે લઇને ત્યાં બંદોબસ્ત જમાવવાને બાઝ થોડા દિવસ રોકાયો. ત્યાંથી રાજધાનીમાં પાછા ફરવાની તેને સરદારોએ સલાહ આપી, પણ જ્યાંસુધી પોતે મુસ્તફાખાનને મળી,

સમજાવી, શુજાઉલપુરમાં પાછો ન લાવે, ત્યાંસુધી તેને ચેન પડે તેમ નહોતું. તેનો ઇરાદો મુસ્તફાખાનને શોધવા જવાનો હતો. તેને મળેલા સમાચાર એવા હતા કે મુસ્તફાખાન સોએક ઘોડેસવારોની સાથે વિંધ્યાચળના ડુંગરામાં ક્યાંક ભરાઇ ગયો છે.

રાયસનમાં જ પડાવ રાખીને બાઝે મુસ્તફાખાનની ભાળ કાઢવાને ચોમેર જાસૂસો મોકલ્યા. પાંચ–સાત દિવસ સુધી જાસૂસોએ ખૂબ ભ્રમણ કર્યું. પહાડની તળેટીમાં વસેલાં ગામડાં તેઓ ખૂંદી વળ્યા. જૂના કિલ્લા અને પડી ગએલાં ખંડેરોમાં તેમણે તપાસ કરી. નર્મદાના કિનારા સુધી તેઓ ફરી આવ્યા. એક પછી એક જાસૂસો પાછા આવવા લાગ્યા પણ તેઓ મુસ્તફાખાનની ચોક્કસ બાતમી લાવી શક્યા નહિ. તેઓને મળેલી ખબર માત્ર એટલી જ હતી કે માળવાનો એક શાહજાદો દૂર ને દૂર પૂર્વના ડુંગરાઓ તરફ થોડા ઘોડેસવારો સાથે ચાલ્યો જતો કોઈ કોઇના જોવામાં આવ્યો હતો ખરો. છેલ્લે એક જાસૂસ આવ્યો અને તેણે એવી ખબર આપી કે રાયસનથી સો–સવાસો કોસ જેટલે દૂર આવેલા ગઢમંડલાના કિલ્લામાં ગોંડ લોકોના એક રાજાએ મુસ્તફાખાનને આશરો આપ્યો છે.

"ગઢમંડલા તો દલપતસાહનો* કિલ્લો." તુરત બાઝ બોલ્યોઃ "મહમદખાન! આપણે હવે છાવણી ઉઠાવો, અને પૂરવ તરફ ચાલો!"

સરદાર મહમદખાન દાઢીના વાળ ચંચવાળતો બોલ્યો : "નામવર! એટલે બધે દૂર લશ્કરને લઇને જવું, એ મોટા જોખમનું કામ છે. તે માટે આવી નાની સેના અને આટલી થોડી સામગ્રીથી ન ચાલે."

"કેમ ન ચાલે? આપણે કોઇની સાથે લડવું નથી. આપણે કોઇને લૂંટવા કે સતાવવા નથી. આપણને યુદ્ધની વધુ

* ઈતિહાસપ્રસિદ્ધ વીરાંગના દુર્ગાવતીનો પતિ.

સામગ્રીની જરૂર નથી. ખોરાકી જોઇશે તે માર્ગમાંથી મળી રહેશે." બાઝે ટૂંકમાં પોતાનો હિસાબ સમજાવ્યો.

"પણ નામવર! મુસ્તફાખાન એટલા દૂર ગયા છે તો એમને જવા દો. પછીથી આપણે તેમને સમજાવવા અને તેડી લાવવા માણસો મોકલીશું."

"એમ કેમ ચાલે, સરદાર? મારે મારી જાતે તેને તેડી લાવવો છે અને ઉજ્જનની જાગીર સોંપવી છે."

"પણ આમ લશ્કર સાથે જઈશું તો તેમને ભરોસો કેવી રીતે આવશે? હજી તો દોલતખાનનો બનાવ તાજો છે. મુસ્તફાખાનના દિલમાં ભય અને અવિશ્વાસ હશે. તે અત્યારે નહિ સમજે, આપ તેમને ગમે તેવી લાલચ આપશો તોપણ તે માનશે કે પોતાને ફસાવવાની એ કરામત છે."

"આપણું દિલ પાક હોય તો સામાનું નાપાક દિલ પણ પાક બની જાય, એવી પાક દિલની તાકાત હોય છે, એ તમે નથી જાણતા, મહમદખાન? એટલે આપણે છાવણી જરૂર ઉઠાવો અને પૂરવ તરફ ઉતાવળે ચાલો."

સુલ્તાનનો હુકમ થયો એટલે લશ્કરે છાવણી ઉપાડી લીધી. બાઝે શુજાઉલપુર કાસદ મોકલીને વઝીરને બધા સમાચાર મોકલ્યા. માળવા ઉપર કોઈ પરપ્રદેશના અધિપતિના આક્રમણનો ભય નહોતો, એટલે બાઝ એ બાબતમાં નિશ્ચિંત હતો.

બાઝની સેના જેમ જેમ આગળ વધતી ગઇ તેમ તેમ આસપાસના પ્રદેશમાં અનેક પ્રકારની અફવાઓ ફેલાવા લાગી. રાયસનના કિલ્લાની બાઝે કરેલી જીતની વાતો ચોપાસ ફેલાઇ હતી અને તેની સેના હવે ગઢમંડલા તરફ જતી હતી એટલે ગોંડ લોકોનો પ્રદેશ પણ કબ્જે કરવાની તેની મહત્ત્વાકાંક્ષાની વાતો ઉડતી હતી. ગામડાં સેનાને આવતી જોઇને ફફડી ઉઠતાં, પરંતુ વિનાભંજવાડે તેને પસાર થતી જોઇને છૂટકારાનો દમ લેતાં.

પખવાડિયાનો ડુંગરાળ પ્રદેશનો પ્રવાસ કરીને બાઝ ગઢ-મંડલાથી પાંચેક કોસ દૂર રહ્યો, ત્યારે તેણે ગોંડ લોકોની મોટી સેનાને એક લાંબી પહાડી પર મોરચો નાંખીને પડેલી જોઈ અને તે થોભ્યો. તેણે તપાસ કરી તો જણાયું કે દલપતસાહ પોતે માળવાની સેનાને આગળ વધતી અટકાવવાને હજાર હાથીની સેના સાથે તૈયાર થઇને ઊભો હતો.

બાઝે દલપતસાહ તરફ કાસદ મોકલીને કહાવ્યું કે પોતે મુસ્તફાખાનને માનમર્તબાથી પાછો તેડી જવા આવ્યો છે, લડવાનો કે કોઇને જરાએ ઇજા કરવાનો પોતાનો ઈરાદો નથી. પણ દલપતસાહે તેનો જે જવાબ વાળ્યો તેથી બાઝીદખાન મૂંઝવણમાં પડી ગયો.

દલપતસાહે કહાવ્યું હતું કે મુસ્તફાખાન ગઢમંડલાનો આશ્રિત મહેમાન છે અને માળવાની સુલ્તાની આપવાની લાલચથી પણ મુસ્તફાને ફસાવવાની આશા હવે બાઝે ન રાખવી. દૌલતખાનને દગાથી મરાવી નાંખનાર બાઝ શું મ્હોં લઇને પોતાના નાના ભાઇને ફોસલાવવા આવ્યો છે ?

પોતે ખરેખર મુસ્તફાખાનને માનભેર તેડી જવા આવ્યો હતો, તે દલપતસાહને કેવી રીતે સમજાવવું ? દૌલતખાનને પોતે દગાથી મરાવ્યો નહોતો એ વાત તેના મનમાં કેવી રીતે ઠસાવવી ? એક એક ભાઇને ગુમાવીને પોતે ગરીબ બન્યો હતો અને બીજો જતો રહેવાથી પોતાનું દિલ બળી રહ્યું હતું તેની પ્રતીતિ કેવી રીતે ઉપજાવવી ?

તેણે ફરીથી કાસદ મોકલીને દલપતસાહને કહાવ્યું કે પોતે કોઈ જાતના બૂરા ઇરાદાથી આટલે દૂર આવ્યો નથી; માત્ર મુસ્તફાખાનને માળવામાં પાછો લઇ જવા જ આવ્યો છે અને એ માટે પોતે ખુદાના કસમ ખાય છે. છતાં જો હજી પોતાની વાત પર દલપતસાહને ઇતબાર ન આવતો હોય તો માત્ર પોતાની અને મુસ્તફાખાનની એકાંત મુલાકાતની જો દલપતસાહ ગોઠવણ કરી આપે તો પોતે પોતાના ભાઇને પોતાની ભલી નિષ્ટાની જે જોઇએ તે ખાત્રી આપી શકે તેમ છે.

પણ એ માંગણીનોય દલપતસાહે અસ્વીકાર કર્યો, તેથી બાઝ ખૂબ ગુસ્સે થઇ ગયો. તેને લાગ્યું કે પોતાની અને પોતાના ભાઇની વચ્ચે આ જંગલી લોકોનો રાજા જ એક લોખંડી દિવાલ બનીને ઊભો છે, એટલે તેને મહાત કર્યા વિના પોતે ભાઇનું મ્હોં પણ જોઇ શકે તેમ નથી. તેણે આવેશમાં આવી જઇને મહમદખાનને બોલાવ્યો અને દલપતસાહ ઉપર આક્રમણ કરી ગઢમંડલાને ઘેરો ઘાલવાનો ઇરાદો પ્રકટ કર્યો.

મહમદખાને બીજા સરદારોને બોલાવ્યા. તે બધાએ એ સાહસ કેટલું વિનાશકારક હતું તે બાઝને સમજાવ્યું. સાહસની ગંભીરતા તો તેથી બાઝને સમજાઇ, પરન્તુ તેના દિલમાં જે અપમાનની આગ બળી રહી હતી અને બીજા ભાઇને પણ આ રીતે ગુમાવવાનું દર્દ થયા કરતું હતું, તેથી ઉશ્કેરાઇને તે મરણિયો થવા તૈયાર થયો હતો. સરદારોની વાતો સાંભળીને તે શૂન્યમૂન્ય જેવો બનીને બેસી રહ્યો.

"ત્યારે મહમદખાન! હું એકલો દલપતસાહને મળવા જઉં અને તેને વિનંતિ કરૂં..."

"સરતાજ! એ આપ શું બોલો છો?" મહમદખાનના મ્હોં ઉપર ગંભીરતા છવાઇ, અને તે આગળ બોલ્યો: "ગુસ્તાખી માફ કરજો નામવર, પણ માળવાના સુલ્તાનને દુશ્મનની છાવણીમાં અમે એકલા જવા દઇશું નહિ...સુલતાન! અત્યારે આપ ખામોશ રાખો, અને પાછા ફરો. આમ તાતે ઘાએ આપ દલપતસાહને કે મુસ્તફાખાનને નહિ સમજાવી શકો. એ માટે વખત જોઇએ, અને તે તો શુજાઉલપુર પહોંચ્યા પછી જ બની શકશે."

છેવટે મહમદખાનની સલાહ જ બાઝને માન્ય રાખવી પડી. પરાજયના દર્દ કરતાં ય વધારે આકરી વેદના અનુભવતો અને બેઉ ભાઇઓને ગુમાવી બેસવાથી નિરાશાની તીવ્ર આગમાં બળતો તે છાવણી ઉપાડીને પાછો ફર્યો.

* * *

## પ્રકરણ ૬ ઠું . . . . . . . . . . . જ્ઞાતયૌવના

(૧)

ભારતની શિરાઓમાં ભક્તિરસનું વહન કરાવનારા સંપ્રદાયોનાં મૂળ એ કાળે દૃઢ થયાં હતાં. રામાનુજ, નિંબાર્ક, મધ્વ, બિલ્વમંગળ અને જયદેવને સૈકાં વીતી ગયાં હતાં. તેમના કાળમાં વવાએલાં વૃક્ષો કેવળ વધ્યા જ કર્યાં હતાં, પણ એ વૃક્ષોએ વસંત જોઇ ચૈતન્ય તથા વલ્લભાચાર્યના સમયમાં અને ત્યારપછી.

વિક્રમની સોળમી સદીનો ઉત્તરાર્ધ ભક્તિરસની ધારાઓને અસ્ખલિત રીતે વહાવનારા આચાર્યો, ભક્તો, ગોંસાઇઓથી છવાયલો હતો. એ કાળમાં વલ્લભાચાર્યે ગોલોકસ્થ કૃષ્ણની ભક્તિરસધારા વહાવનારો સંપ્રદાય સ્થાપ્યો અને વ્રજભૂમિ તેથી પરિપ્લાવિત થઇ. એ જ કાળમાં ચૈતન્યની પ્રેમલક્ષણા ભક્તિની વેલી ખીલી નીકળી અને તેના પુષ્પપમરાટથી વ્રજ તથા બંગાળાનો પ્રદેશ મહેકી ઉઠ્યો. એ પ્રદેશમાંથી ઉડેલા રસસીકર તથા રસપરાગ ઉત્તર તથા મધ્ય ભારત ઉપર પથરાયા અને ચોમેર કૃષ્ણભક્તિની વસંત છવાઇ ગઈ. વર્ષોથી વેરાયલાં પડેલાં અને નવેસરથી વેરાતાં ભક્તિબીજો એ કાળે મોટા પ્રમાણમાં અંકુરિત થયાં, પાંગર્યાં અને એથી ખીલી નીકળેલી હરિયાળી દિગંતો સુધી વ્યાપી રહી.

ભક્તાણી મીરાંબાઇએ મેવાડ, વ્રજ અને નરસૈંયાના સૌરાષ્ટ્રમાં ઠેઠ દ્વારકા સુધી જઇને ભક્તિરસને સિંચ્યો. રૂપ અને જીવ જેવા ગોસ્વામીઓએ કૃષ્ણભક્તિના રસાયનમાં રહેલાં દ્રવ્યો ગૌડ પ્રદેશમાં વહેતાં કર્યાં. મેવાડ, માળવા અને ગુજરાતમાં વલ્લભાચાર્યના પુત્રો તથા શિષ્યોએ ભક્તિસંપ્રદાયને નવપલ્લવિત કર્યો. એ કૃષ્ણભક્તિની રસભરતીમાં કેટલાક જીર્ણ ધર્મસંપ્રદાયોના અનુયાયીઓ પણ ભળ્યા.

પ્રાગૈતિહાસિક કાળથી ધર્મને જન્મ–મૃત્યુના ફેરામાંથી મુક્ત કરનાર સખા તરીકે સ્વીકારનાર ભારતની જનતા ધર્મને તદ્દન

અળગો કરી શકે જ નહિ, એટલે એક ધર્મનું તત્ત્વ ન પામી શકવાથી ઇતર ધર્મસખાનો હાથ પકડવા તે તત્પર રહેતી આવી છે. અનેક ધર્મો તથા સંપ્રદાયોની ચડતીપડતીના ઇતિહાસનું દર્શન તેનું સાક્ષી છે. વૈષ્ણવ સંપ્રદાયોની કંઠી એ જ રીતે અનેક ઇતરધર્મીઓએ બાંધી હતી અને પ્રેમલક્ષણા ભક્તિનું આકર્ષણ ઉત્તરોત્તર જ્વલંત બનતું જતું હતું.

ધર્મ જ્યારે સંપ્રદાયોમાં નિબદ્ધ થવા લાગે છે, ત્યારે તેમાં સહેજે આકર્ષણ તથા પ્રચારની દૃષ્ટિ મોખરે આવે છે. બૌદ્ધ, જૈન અને વેદાંત એ ત્રણે મુખ્ય ધર્મો એ દૃષ્ટિથી પોતપોતાનું કાર્ય કરી ચૂક્યા હતા અને તેમનાં આકર્ષણ તેમની પૂર્વ સ્થિતિના પ્રમાણમાં ઓસરવા લાગ્યાં હતાં. કૃષ્ણભક્તિના વૈષ્ણવ સંપ્રદાયોએ એ સ્થિતિનો લાભ લેવા માંડ્યો હતો. એનો પ્રચાર તથા નવાં આકર્ષણો ભક્તો તથા જનતાને ખેંચી રહ્યાં હતાં. વલ્લભાચાર્ય તથા ચૈતન્યના ભક્તોની સંખ્યામાં તેમના અવસાન પછી જંગી ભરતી ચડવા લાગી હતી, ઠેરઠેર મંદિરો સ્થપાવા લાગ્યાં હતાં, સેવાભક્તિના ઉત્સવો થવા લાગ્યા હતા, વૈષ્ણવ ગૃહસ્થોની સાથે ત્યાગી ભક્તોનાં પણ પૂર ચડવા લાગ્યાં હતાં : એ બધી સંપ્રદાય-નિબદ્ધ ધર્મભરતીની અસર હતી.

શંકરાચાર્યે દિગ્વિજય કરીને તત્કાલીન અનેક ધર્મોનાં મત–ક્રિયા–સંસ્થાનો વેદાંત–ધર્મસંસ્થામાં સમન્વય કરી લીધો હતો. શંકરાચાર્યના પરંપરાગત શિષ્ય–પ્રશિષ્યોએ એ ધર્મસંસ્થાને ટકાવવા તથા પ્રચારવાના યત્નમાં ઇષ્ટ સાથે કેટલાંક અનિષ્ટ તત્ત્વોનો પ્રવેશ થવા દીધો હતો, તેની અસર સાંપ્રદાયિક શુદ્ધતાનો હ્રાસ કરનારી નીવડવા લાગી હતી. એવી જ શિથિલતા ક્રમેક્રમે બૌદ્ધ તથા જૈન સંપ્રદાયોમાં પણ દાખલ થઈ રહી હતી. પરિણામે સંન્યાસીઓ મઠાધિપતિ થયા હતા, ભિક્ષુઓ વિહારવાસી થઇને સ્થિર થાણાં જમાવી બેઠા હતા, જૈન સાધુઓ ચૈત્યવાસી બનીને શિથિલ બની રહ્યા હતા. એ મઠ–વિહાર–ચૈત્યવાસી સંપ્રદાયોની ઊતરતી કળા ક્યારની બેસી ચૂકી હતી અને તેમાંથી અનેક

પેટાસંપ્રદાયો નીકળીને પોતપોતાના વાડા–અખાડા બાંધવા તથા બીજાના વિખેરવા મંડી ગયા હતા. એ કાળે પ્રેમલક્ષણા ભક્તિવાળા સંપ્રદાયોની ચડતી કળા ઇતર સંપ્રદાયોને, તેમના અનુયાયીઓને અને ભક્તજનતાને આંજી રહી હતી. ભક્તિના અધિકાર માટે વર્ણાશ્રમનો કે જાતિનો ભેદ નહોતો. શૂદ્રો તથા અસ્પૃશ્યો, પુરુષો તથા સ્ત્રીઓ, કૃષ્ણભક્તિના આલંબનથી પવિત્ર જીવનચર્યા ગાળી શકતાં, સંતોનો સમાગમ કરી શકતાં અને તીર્થક્ષેત્રોમાં વસી શકતાં.

આચાર્યો તથા ગોસ્વામીઓ મુમુક્ષુઓને કંઠી બાંધી વૈષ્ણવ ધર્મની દીક્ષા આપતા. એવી રીતે નવદીક્ષા લેનારાઓમાં બૌદ્ધ ભિક્ષુઓ તથા ભિક્ષુણીઓ, શાંકરમતના સંન્યાસીઓ તથા સંન્યાસિનીઓ, સંન્યાસ છોડીને ગૃહસ્થ બનેલાં સાધુકુટુંબો તથા શાક્ત મતાનુયાયી સ્ત્રીપુરુષો, સામાન્ય ગૃહસ્થો તથા ભિક્ષાર્થી ત્યાગીઓ પણ હતાં. એમ અનેક પ્રકારની જનતા આ ભક્તિ-સંપ્રદાયના તેજથી આકર્ષાઇને કૃષ્ણને શરણે જવા માટે કંઠી બંધાવતી થઈ હતી. તેમાં, ભક્તિતત્ત્વને સત્યાર્થમાં સમજીને વૈષ્ણવધર્મની દીક્ષા લેનારાં હતાં, ગતાનુગતિક રીતે દેખાદેખીથી આકર્ષાઇને કંઠી બંધાવનારાં હતાં, તેમજ પ્રભુને શરણે જઇને આત્મનિવેદન કરવાથી–દોષ અપરાધની ક્ષમા માંગવાથી પ્રભુ ભક્તની બાંહ્ય ગ્રહી તારી લે છે એવી સમજવાળાં શિથિલાચારી છતાં પાપભીરૂ સ્ત્રીપુરુષો પણ હતાં. સમાજની દૃષ્ટિએ અધમ લેખાય તેવી વ્યક્તિઓને પણ કૃષ્ણભક્તિએ તારીહોવાની કથાઓ પ્રભુની ભક્તવત્સલતાની સાક્ષીભૂત બની રહેતી.

એવી એક પાપભીરૂ વારાંગનાએ એક વાર વૈષ્ણવ ધર્મની દીક્ષા લઇને વ્રજનિવાસ કર્યો હતો. તેનું નામ સુંદરી. માધવ ગોસાંઇએ તીર્થયાત્રા દરમ્યાન સુંદરીની ઇચ્છાથી સ્વહસ્તે પોતાના શિષ્ય જદુરાયનો સંસાર સુંદરીની પંદર વર્ષની વયની પુત્રી ગોપી સાથે જોડી આપ્યો હતો અને પછી પોતે શિષ્યને પત્નીસમેત સ્વદેશમાં–માળવામાં વિદાય કરી પોતે પણ વારાંગનાની પેઠે જ

વ્રજનિવાસ કર્યો હતો. માધવ ગોસાંઈ અને સુંદરી પ્રભુસેવા કરતાં કરતાં એ તીર્થભૂમિમાં જ અવસાન પામ્યાં હતાં.

(૨)

જદુરાય અને ગોપીનો સંસાર ગરીબાઇમાં પણ સંતોષપૂર્વક ચાલતો હતો. માતાએ વૈષ્ણવ ધર્મની દીક્ષા લીધા પછી ગોપી પોતાની ભાવી જીંદગી ભજન ગાઇને પેટ ભરતી વેરાગણ કે વૈષ્ણવી જેવી જ કલ્પતી હતી, પરંતુ માતાએ તેને એ સ્થિતિમાં ન મૂકતાં પરણાવીને ગૃહવાસિની કરી, તેથી તેને સંતોષ થયો હતો. ગોપી સરસ ગાઈ જાણતી, થોડું બજાવી જાણતી અને નૃત્ય પણ કરી જાણતી. પરણ્યા પછી તે નવાં ભજનો શીખી હતી, એટલે ભજન ગાનાર ભગવદીય તરીકે જદુરાયની કિંમત ગોપીને લીધે પહેલાં કરતાં વધી હતી. બંસીધરજીના મંદિરની ચાકરી તેને મળી હતી તે ગોપીનાં મધુરાં ભજનોનો પણ પ્રતાપ હતો.

ગોપીને ત્રણ સંતાન થયાં હતાં પરન્તુ એ ત્રણેમાં રૂપી ઉપર ગોપીનું હેત વિશેષ હતું. કોઇ કોઇ માતાને પુત્ર કરતાં પુત્રી વિશેષ વહાલી લાગે છે, પણ ગોપીના સંબંધમાં એવું કશું નહોતું. રૂપી કરતાંય મોટો તેનો પહેલો પુત્ર ગોવિંદ માતાનાં વધુ લાડ પામ્યો હતો, નાનો સુંદર મોટા ભાઈ કરતાં વધારે ચકોર હતો, છતાં ગોપીનું હેત રૂપી પર જેટલું વરસતું તેટલું પુત્રો પર વરસતું નહિ.

એક વાર મધરાત વીતી ગઈ હતી અને રૂપી તથા ગોપી ઓરડામાં ઉંઘતાં હતાં, તે વખતે જદુરાય ધીરે ડગલે અંદર આવી ગોપીની સોડમાં ભરાયો. ઉંઘમાંથી ઝબકીને જાગતાં જ ગોપીની નજર જાળિયામાંથી આવતી ચંદ્રની જ્યોત્સ્નામાં વિરાજી રહેલા રૂપીના વદનમંડળ ઉપર પડી. તત્ક્ષણ તેને ભ્રમ ઉપજ્યો કે પોતે પોતાની માતાની બાજુમાં જ સૂતી છે! તેણે રોષથી અને દબાતે સ્વરે પતિને કહ્યું: " અત્યારે હવે જતા રહો! " બસ, એ જ ક્ષણથી

ગોપીના ચિત્તમાં એક કલ્પના જાગી કે પોતાની માંતાએ જ પોતાને પેટ અવતાર લીધો છે, નહિતો માતાનું જ હુબહૂ પ્રતિબિંબ રૂપીમાં કેમ પડવા પામે ? ગોપીને ખબર હતી કે પોતાની માતા પોતા કરતાં વધારે સ્વરૂપવતી હતી, પણ રૂપીને તો તેની માતામહી સુંદરીની જ ખૂબસૂરતી વારસામાં મળી હતી. જાણે એ જ નાક, એ જ આંખો, એ જ ઓઠ, એ જ કપાળ અને એ જ લંબગોળ વદનમંડળ. ત્યારપછી ગોપી જ્યારે જ્યારે રૂપીના વદન ભણી સ્થિર દૃષ્ટિએ જોઇ રહેતી, ત્યારે ત્યારે તેને ભાસ થયા કરતો કે સુંદરી અને રૂપી બેઉ ચહેરે–મહોરે સરખાં હતાં.

અને જ્યારે રૂપી નવેક વર્ષની થઇ, માતાપિતાની પેઠે ભજન ગાતાં શીખવા લાગી, ત્યારે ગોપીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. બાળકનું ગળું વધારે સૂરીલું તો હોય જ, પરન્તુ જાણે વર્ષો પૂર્વે શીખેલું સંગીત થોડા સ્મરણ માત્રથી–ત્વરિત કંઠસ્થ થઇ જતું હોય, તેવી રીતે રૂપી ભજનના ઢાળને સહજમાં શીખી લેતી, નવી–નવી રાગણીઓ અને નવાં–નવાં પદ–કીર્તન થોડી વારમાં જ હલકપૂર્વક ગાવા લાગતી, ત્યારે તો ગોપીને એમ નિશ્ચિત લાગતું કે રૂપીનો અને સુંદરીનો એક જ જીવ છે, માત્ર એ જીવે જૂનું ખોળિયું છોડી નવું ખોળિયું પહેર્યું છે. પછી રૂપી સીતાર બજાવતાં શીખી, વીણા બજાવતાં શીખી, નૃત્ય કરતાં શીખી, અને ગોપીએ જાળવી રાખેલી પોતાની કલા પુત્રીની કલા પાસે ફીકી પડવા લાગી, ત્યારે ગોપીની વત્સલતાના બારે મેઘ રૂપી ઉપર ત્રૂટે એમાં શી નવાઇ ?

તે દિવસે રૂપીએ મંદિરમાં ભજન ગાવાની ના કહી, પરંતુ બાઝીદખાન પાસે ભજન ગાવાનું થતાં તેણે હા કહી, એટલું જ નહિ, પણ તેનું શરીર સારૂં નહોતું છતાં તેણે ભજન એટલું સારૂં ગાયું કે જાણે તે જરાએ અસ્વસ્થ ન હોય. ગોપીને પુત્રીની માંદગી બાબતનો ભય હતો પણ તે ભય ખોટો પડ્યો, તે સાથે તેને જરા આશ્ચર્ય થયું હતું ખરૂં. પછી તો બે વાર રૂપીનાં ભજન બાઝીદખાને સાંભળ્યાં હતાં અને તે ખુશ થયો હતો. છેલ્લી વાર

સુલ્તાન પોતે આવી પહોંચતાં ભજન અધૂરૂં રહ્યું અને પછી બાપ–દીકરો શુજાઉલપુર જતા રહ્યા એટલે ફરીથી બાગ્રીદખાન પાસે જવાનું બન્યું નહોતું. પરન્તુ ત્યારપછી રૂપીનો ભજન ગાવાનો રસ જ જાણે ઉડી ગયો હતો. મંદિરમાં તો તે ગાવાની સાફ ના કહેતી, અને ભજનમંડળીમાં કોઇ વાર ભજન ગાવાની હા કહેતી, તોપણ તેનામાં પહેલાંનો ઉત્સાહ કે ઉલ્લાસનો છાંટો પણ દેખાતો નહિ. પ્રબોધિની એકાદશીને દિવસે જદુરાયને આંગણે જ જબ્બર ભજનમંડળી જામી હતી, તેમાં જદુરાય, તેનો ભાઇ કેશવ, તેના પુત્રો સુંદર અને ગોવિંદ, ગોપી, એ બધાંએ ભજન ગાયાં અને સાંભળનારાઓએ વાહવાહ કરી. પણ રૂપીનાં એકાદ બે ભજન તદ્દન નીરસ નીવડ્યાં. તેણે નીચી દૃષ્ટિએ માત્ર ગાયું, બજાવ્યું, પણ તેના વદન પર નરી શુષ્કતા હતી. અગાઉ જેમણે રૂપીનાં ભજનો સાંભળ્યાં હતાં, તેઓ તે દિવસે ખિન્ન અને આશ્ચર્યચકિત થઈ ગયાં.

બીજે દિવસે જદુરાયે પત્નીને પૂછ્યું: "રૂપીને કાંઈ થયું છે કે શું? ભજન ગાવા ઉપર તેને પહેલાં જેવો ભાવ હતો, એવો જ હવે જાણે એને અભાવો આવી ગયો છે."

"મને ખબર છે. તેને ગાવાનું હવે ગમતું નથી. હું તેને પૂછું છું ત્યારે તે કશોય જવાબ આપતી નથી, અને બહુ કહું છું તો રડી પડે છે ને કહે છે કે મને આવડે છે તેવું ગાઉં છું."

"તો તેને જરૂર કોઇની નજર લાગી, નહિતો એકદમ આવું કેમ થઇ જાય? પહેલાં તો તે વગરકહ્યે ગાવા મંડી જતી. સુલ્તાનજાદા પાસે તેણે કેવું સરસ ગાએલું?"

તે દિવસે જદુરાયના આગ્રહથી ગોપીએ થાળી વાડકો લઇને નજર બાંધી, તે ત્રણ દિવસે પણ ઉખડી નહિ. જદુરાય બોલ્યો: "કેટલી આકરી નજર! પેલા હીજડા સુલેમાનની નજર લાગી છે હોં!"

ગોપીએ કશો જવાબ ન આપ્યો.

"કેમ ખરૂં કે નહિ?" જદુરાયે પૂછ્યું: "બાઝીદખાન તો દુલ્લો માણુસ છે, તેની નજર મેલી ન હોય; એ તો એ ખોજાની જ નજર. હું જઉં શુજાઉલપુર અને બાઝીદખાન પાસે એ ચંડાળ ખોજા સામે ફરિયાદ કરૂં."

"એવું કાંઇ કરવું નથી. નકામી વાએ વાત ચડાવવી?"

"પણુ આમ ને આમ ચાલ્યા કરશે તો કાંતો રૂપી માંદી પડશે ને કાંતો ગાંડી થઇ જશે."

ગોપીએ પતિનું કથન સાંભળ્યું–ન સાંભળ્યું કરી નાંખ્યું. ગોપીના મનમાં શી વાત હતી તે જદુરાય ક્યાંથી જાણે? સુંદરીનો જીવ જ રૂપી રૂપે અવતર્યો હતો એમ ગોપી પતિને કહે તોપણુ તે શાનો માને? પણુ રૂપીનાં રૂપ–ગુણુ–સ્વભાવ બધુંય પોતાની માતાનું જ છે એ આજસુધી ઉંડી નજરે ગોપીએ જોયું-જાણ્યું હતું અને તેને ખાત્રી હતી કે રૂપીને કોઇની નજર લાગી નથી.

માતાની બધી જીવનચર્યા ગોપી જાણુતી નહોતી. એ પાપ-ભીરૂ વારાંગનાએ પોતાના પૂર્વજીવનની કાંઇ વાત પુત્રીને સ્વમુખે કહેવાની જરૂર જોઈ નહોતી, છતાં ગોપી સમજણી થઈ અને માતાની જીવનચર્યા જોતાં તથા તેની પાછળના કાર્ય–કારણુ સમજતાં શીખી, ત્યારથી માતાનું મૃત્યુ થતાં સુધીમાં કાંઇક કાંઇક તેના સાંભળવામાં આવ્યું હતું અને કેટલુંક તેના સમજ-વામાં આવ્યું હતું.

સુંદરી કિશોર વયથી એક ગૌડીય શાક્ત ધર્મગુરૂની સેવિકા બની હતી અને મંદિરમાં તે રહેતી હતી. ત્યાં તે ફૂલે પૂજાતી એમ કહીએ તો ચાલે. વખત જતાં યૌવન, સૌંદર્ય અને સંગીત તેની એવી મૂડી બની કે જે મંદિરમાંની કાલિકાની અપાર્થિવ શક્તિ કરતાં તેને વધારે શક્તિમતી બનાવી રહી. પરન્તુ એક દિવસ તેને મંદિરની મહારાણીનું પદ તુચ્છ લાગ્યું અને તેણે મંદિર છોડી દેવા ઇચ્છયું. તેને જવા દેવા ગુરૂવર્ય

રાજી નહોતા. ભક્તોએ તેને ખૂબ સમજાવી, પછી તેને તરેહતરેહની લાલચો આપી, છેવટે તેને ધમકાવીને કેટલાય દિવસ સુધી ઓરડામાં પૂરી મૂકી, પણ તેનું મન ડગ્યું નહિ. એક વાર તે લાગ જોઇને નાઠી. ત્યારપછી માતાએ શાં શાં સુખદુઃખ ભોગવ્યાં તેની ગોપીને બહુ ખબર નહોતી, પણ એટલું તો તે જાણતી હતી કે ત્યારપછી કેટલેક વર્ષે એક ધનવાન ક્ષત્રિયની ભોગિની તરીકે સુંદરી રહી હતી અને તે ક્ષત્રિયની જ પુત્રી પોતે હતી. જનકના ખોળામાં પોતે રમેલી એ સંભારણાં આજે પણ ગોપીને મીઠાં લાગતાં હતાં. એ ક્ષત્રિય સુંદરી પાસે આવતો બંધ થયો ત્યારે ગોપીની વય સાતેક વર્ષની હતી, અને તેનું મૃત્યુ થતાં તેની પાસેથી મળતી આવક બંધ થઇ ત્યારે ગોપી બારેક વર્ષની હતી. આજીવિકાનું સાધન બંધ થવાથી પોતાની પાસે જે કાંઇ ધન–સંપત્ હતી તે લઇને સુંદરી જીવન પૂરૂં કરવા જ વ્રજમાં જઇને વસી હતી.

નાની વયમાં, નવોઢાવસ્થામાં કે માતૃત્વના પ્રાથમિક કાળમાં ગોપીને જે કાંઇ નહોતું સમજાતું તે વર્ષો વીતતાં, વિવિધ અનુભવોમાંથી પસાર થતાં અને બુદ્ધિ તથા કલ્પનાનો વિકાસ થતાં સમજાતું જતું હતું. પહેલાં જે વસ્તુઓ તેના ચિત્તમાં સ્થૂળરૂપે સંગ્રહાઇ રહેતી હતી, તે વસ્તુઓનું પૃથક્કરણ હવે તેની બુદ્ધિ કરતી હતી. માતાએ મંદિર કેમ છોડયું હશે, ત્યાંનાં સુખસંપત્ તેને કેમ અળખામણાં લાગ્યાં હશે, તેને મંદિરના કોટની બહાર શું જોઇતું હશે, મંદિરની સેવિકાનું પદ છોડીને તેણે ઠેર ઠેર ભટકવાનું ને ભોગિની બનવાનું કેમ ઇચ્છયું હશે, એવા એવા પ્રશ્નો તેના મનમાં કોઇ કોઇ વાર ઉઠતા; તે પ્રશ્નોના ઉત્તરો પહેલાં તેનું મન આપી શકતું નહિ, પણ હવે તે આપવા લાગ્યું હતું. તેને સમજાતું હતું કે મંદિરમાં રહેતી વખતે માતા એક પ્રકારનું દેહજીવન ગાળતી હોવી જોઇએ, પાર્થિવ સુખોમાં રચીપચી રહેતી હોવી જોઇએ, અને દેહભાવના તિરોહિત થતાં તેનામાં જાગેલી સ્નેહભાવનાએ જ તેને એ સ્થાનમાંથી છૂટવાની પ્રેરણા કરી હોવી જોઇએ. એ જાગેલી સ્નેહભાવનાને સંતોષવાનાં ફાંફાં મારતાં તેણે

પછાડો ખાધી હશે, સુખદુઃખ અનુભવ્યાં હશે અને છેવટે તેને ક્ષત્રિય પ્રેમિકની પ્રાપ્તિ થતાં જીવનની સ્થિરતા અનુભવવાની મળી હશે. સ્નેહરસે છલકાતું હૃદયપાત્ર રસ ઝીલનારને અભાવે કેવું વ્યાકુળ બને છે, એ વ્યાકુળતા અને અતૃપ્તિ કેવી ઝંખના જગાવે છે; એ ઝંખનાથી હૃદય કેવી પરવશતા અનુભવે છે: તે કશો અનુભવ ગોપીએ જાતે કર્યો નહોતો; તેનો સ્નેહરસ સંસાર-સરિતાની બાંધેલી પાળોની વચ્ચે થઇને સીધો વહ્યો જતો હતો, પરન્તુ બીજાઓના તેવા અનુભવો તેણે જોયા હતા અને સાંભળ્યા હતા. સ્વાનુભવ વિનાની ગોપીને પહેલાં એવી પરાનુભવની વાતો આશ્ચર્ય પમાડતી અને વિચિત્ર લાગતી, પણ ધીરે ધીરે તેને તે પાછળનું સત્ય સમજાતું હતું, અને તે સાથે તેને માતાની જીવન-ચર્યાનું રહસ્ય પણ સમજાતું જતું હતું. માતાનું જે વ્યક્તિત્વ માતાના જીવનકાળમાં ગોપી અનુભવી શકી નહોતી, તે વ્યકિતત્વ હવે તેને, જૂનાં સંસ્મરણો તાજાં કરતાં અને તેની અંદર ઉંડી ને ઉંડી દૃષ્ટિ પરોવતાં, પરિચિત થતું જતું હતું. માતાના જ રૂપ–ગુણને રૂપીમાં પ્રતિબિંબિત થતાં જોઇ ચૂકયા પછી હવે તેને માતાના સ્વભાવનું પણ પ્રતિબિંબ રૂપીમાં સ્પષ્ટ થતું હોય એમ ભાસવા લાગ્યું હતું.

ગોપીને હવે સમજાઈ ગયું કે પોતાની માતામાં જે સ્નેહ-ભાવના કાંઇક મોડી ઉદ્દીપ્ત થઇ હતી તે ભાવના રૂપીમાં વહેલી ઉદ્દીપ્ત થઇ છે. તેના પર સ્નેહરસ સિંચાવા લાગશે એટલે તેની કરમાવા માંડેલી પાંખડીઓ પાછી પ્રફુલ્લિત થઇ જશે અને તેનામાં ઉલ્લાસ તથા ઉત્સાહ જાગશે: માટે તેને હવે પરણાવી દેવી જોઇએ.

ગોપીએ એક વાર એકાંતમાં પતિને કહ્યું કે રૂપીને માટે હવે વર શોધી કાઢવો જોઇએ. જદુરાયે તે વખતે એ વાત માત્ર સાંભળી. બીજી વાર ગોપીએ તેને કહ્યું: "દીકરી ઉમરલાયક થાય ત્યારે તેને પરણાવવી જોઇએ, નહિતો તેનું મન ખિન્ન રહ્યા કરે, અને રૂપી ગમગીન રહ્યા કરે છે તેનું કારણ એ જ છે." જદુરાયે એ વાત આશ્ચર્ય સાથે સાંભળી. તેને મન રૂપી હજી

બાળક જેવી હતી, અને રૂપીનીં ગમગીનીનું કારણ સુલેમાનની મેલી નજર સિવાય બીજું કશું નથી એ સંબંધે તેને જરાએ શંકા નહોતી. ત્રીજી વાર તો ગોપીએ પોતે જ ગામના મધુસૂદન ગોસાંઈના દીકરા બળદેવ વેરે રૂપીને આપવાનો પોતાનો વિચાર પતિ પાસે પ્રકટ કર્યો, એટલે જદુરાયે જવાબ આપ્યો: "મધુસૂદન સીધો માણસ નથી, પૂછવા ગયે આડું જોશે; તોય હું કોઈની પાસે આડકતરી રીતે તેને પૂછાવી લઈશ, પછી વાત."

મધુસૂદન ગોસાંઇને ઘેર ખેતી હતી. બળદેવ તેનો એકનો એક છોકરો હતો અને વીસેક વર્ષની તેની ઉંમર હતી. ઘણાં ય માગાં આવતાં પણ હજી તેણે છોકરાને વરાવ્યો નહોતો તેનું ખરૂં કારણ કોઇ કળી શકતું નહોતું. કોઇ એમ માનતું કે બળદેવની ઓરમાન મા છોકરાને પરણાવવા દેતી નહોતી. કોઇ એમ કહેતું કે છોકરો ઉછાંછળો છે અને બાપના કહ્યામાં નથી તેથી જ મધુસૂદન તેને પરણાવતો નથી. મધુસૂદનને કોઇ પૂછતું તો તે એવો જવાબ આપતો કે "પૂરાં વીસ વર્ષ સુધી પુરૂષે બ્રહ્મચર્ય પાળવું જોઇએ, એટલે બળદેવને એકવીસમું વર્ષ બેઠા પહેલાં હું તેને પરણાવીશ જ નહિ." પંદર–સોળ વર્ષના છોકરાઓને પરણાવવાનો લ્હાવો લેનારાં માબાપો મધુસૂદનના એ જવાબને હસી કાઢતાં અને માનતાં કે ઘરના ખટરાગને એ ઘરડો ગોંસાઈ શુદ્ધ બ્રહ્મચર્યાશ્રમના અસ્તરથી માત્ર મઢી બતાવે છે.

જદુરાયે કોઈની સાથે જ્યારે બળદેવ વેરે રૂપીને આપવાનું કહેણ મોકલ્યું, ત્યારે પણ મધુસૂદને એ જ જવાબ આપ્યો હતો. પણ અત્યારે વેવીશાળ કરીને ચાર–છ માસ પછી, બળદેવને વીસ વર્ષ પૂરાં થયા પછી લગ્ન કરવાની જ્યારે માંગણી કરવામાં આવી ત્યારે તેણે કાંઈક સીધો જવાબ આપ્યો: "ઠીક છે, હું વિચાર કરીને જવાબ આપીશ."

જદુરાયને લાગ્યું કે રૂપી ભાગ્યશાળી તો ખરી. મધુસૂદને બીજા કોઇને આવો આશાજનક જવાબ આપ્યો નહોતો. થોડા

દિવસમાં વેવીશાળ થઈ જશે અને પછી નજીક આવતા લગ્ન-સમારંભના આનંદના વાયરાથી રૂપીના વદન પરની ગમગીનીની રેખાઓ ઉડી જશે, એવી આશાએ ગોપીને પણ સંતોષ ઉપજાવ્યો, પણ એ વાત રૂપીને જાણવા દેવાને હજી થોડી વાર હતી. કદાચ મધુસૂદન ના પણ પાડે.

(૩)

રૂપીના ચિત્તનો ઉલ્લાસ ખરેખર ખોવાઈ ગયો હતો. તેને ઉપવાસ કરવા પડ્યા હતા ત્યારથી તે મંદિરના અધિકારી ઉપર જ નહિ પણ મંદિરમાંના બંસીધરજીના પાષાણસ્વરૂપ ઉપર પણ ગુસ્સે થઈ હતી. તેથી ઉલટું બાઝીદખાનની સહૃદયતા ઉપર, તેના સંગીત-પ્રેમ ઉપર અને પોતાની કલા પ્રત્યેની તેની સમસંવેદનશીલતા ઉપર, તે પ્રસન્ન થઈ હતી. રૂપીને ભજનકીર્તન ગાવા ઉપર પ્રેમ હતો. વીણા તેની માનીતી સહચરી હતી. પોતાની સંગીતકલા અને વાદન-કલાથી તે ચોમેર ઉલ્લાસમય વાતાવરણ પ્રકટેલું જોતી ત્યારે તેની પ્રસન્નતાનો પાર રહેતો નહોતો. પરંતુ સંગીતપ્રેમી તથા સંગીતનો જાણકાર એવા બાઝીદખાનમાં પોતાના સંગીત તથા વાદનથી જે ઉલ્લાસ તથા પ્રસન્નતા પ્રકટતાં રૂપીએ જોયાં હતાં, તે ઉલ્લાસ તથા પ્રસન્નતા તેણે આજસુધી બીજા કોઈનાય વદન ઉપર ક્યારેય જોયાં ન હતાં.

તેણે કલ્પના કરી હતી કે જો બંસીધરજી સાક્ષાત્–બોલતા ચાલતા પ્રભુ હોય, તો પોતાનાં ભજન–કીર્તન સાંભળીને તે એટલા પ્રસન્ન થાય કે જેટલો પ્રસન્ન થતો તેણે એક બાઝીદખાનનેજ જોયો હતો. પરંતુ બંસીધરજી તો બોલતા ચાલતાજ નહોતા, પોતે ઘણી વાર તેમની કીર્તના કરીને ગળું શોષવી ચૂકી હતી પણ તેમની પ્રસન્નતા તેણે કોઇવાર જોઈ નહોતી. તેને એ પ્રભુ ઉપર જ કંટાળો આવતો હતો અને હવે એ કંટાળો વધી ગયો હતો. તે કરતાં તો તેનું ભજન સાંભળનારાં બીજાં માનવીઓ તેને વધારે પ્રિય લાગતાં હતાં. છતાં એ શ્રોતાઓ પણ કેવા હતા? તેઓ માત્ર

સંગીતથી કર્ણરંજન પામતા, પણ કર્ણથી અને હૃદયથી સંગીતનું ઉત્કટ સંવેદન કરતો હતો માત્ર બાઝીદખાન. પહેલાં બાઝીદખાનની સહૃદયતા તથા અનુકંપાએ રૂપીના દિલમાં પ્રશંસાભાવ જગાડ્યો હતો, પરંતુ પછી જ્યારે તેણે પોતાનાં ગાયન–વાદન તેને સંભળાવ્યાં, ત્યારે તેને લાગ્યું કે તે જ એક પોતાની કલાનો સમસંવેદનશીલ ઉપભોક્તા છે. ત્યારથી રૂપીને મન મંદિરમાંના બંસીધરજી તુચ્છ હતા, પોતાનાં ભજન સાંભળનારાઓ તુચ્છ હતા, પોતાનું વીણાવાદન જોઇને વાહવાહ કરનારાઓ પણ તુચ્છ હતા.

પરન્તુ રૂપીના સંગીતનો એ એક સમસંવેદક ભોક્તા હવે ક્યાં હતો? તે સારંગપુર છોડીને શુજાઉલપુર ગયો હતો, ત્યાં તેણે બીજી બેગમ કરી હતી, સુલ્તાનના મરણ પછીની રાજખટપટમાં તે ઘેરાયો હતો, યુદ્ધે ચડ્યો હતો, જીત્યો હતો છતાં નિરાશ પણ થયો હતો, અને હવે માળવાના સુલ્તાનનો તાજ પહેરીને તે મોજ કરતો હતો; પોતાનાં ભજન, પોતાનું સંગીત, પોતાનું વાદન એ બધું હવે કદાચ તેના સ્મરણમાંથી પણ ભુંસાઇ ગયું હોય! પુનઃ કોઈ વાર બાઝીદખાન પોતાનું સંગીત સાંભળીને પ્રસન્ન થશે કે નહિ, તેની પ્રસન્નતાથી પોતાના ચિત્તનો ઉલ્લાસ પુનઃ જ્વલંત થશે કે નહિ, એક વાર હૃદયતંત્રીના તારનું જે સુખદ કંપન પોતે અનુભવ્યું હતું તે કંપન પુનઃ માણવાનો પ્રસંગ આવશે કે નહિ, તેની રૂપીને ખબર નહોતી. અત્યારે તો તેનો ઉલ્લાસ વણસી ગયો હતો, રહ્યાં હતાં માત્ર અનુભવેલા ઉલ્લાસનાં સંભારણાં. અને એ સંભારણાનો નશો રૂપીને કોઇ વાર ચડતો ત્યારે પણ તે કાંઈ ઓછો સુખદ લાગતો નહોતો.

રૂપી જ્યારે એકલી બેઠી બેઠી કાંઇ ગૂંજી રહી હોય, ત્યારે બાઝીદખાન જાણે કાન દઇને એ ગૂંજનને સાંભળી રહ્યો હોય; જ્યારે રૂપી કોઇ નવો રાગ વીણાના તારમાં બેસાડવા મથી રહી હોય, ત્યારે બાઝીદખાનની આંખો જાણે તેની આંગળીઓ ઉપર જ સ્થિર બની ગઈ હોય; જ્યારે રૂપી માતાએ ચીંધ્યા કાંઇ ઘરકામમાં ગૂંથાઈ હોય, ત્યારે રૂપીને સુલેમાનનો સ્વર એકાએક ચમકાવી

મૂકતો જાણે તે બાઝીદખાન પાસે ભજન ગાવાને પોતાને બોલાવવા આવ્યો હોય; અને કોઈ કોઇ વાર અર્ધ ઉંઘમાં કે ઉંઘમાંથી જાગતી વખતે રૂપીને બાઝીદખાનના શબ્દોના જ ભણકારા વાગતાઃ “ રૂપી જીવતી તો રહી છે ને ? ”

રૂપી ઘરકામ કરતી, નદી પર કપડાં ધોવા જતી, કૂવામાંથી પાણી ખેંચતી, પણ બોલતી બહુ જ ઓછું. એક શબ્દના જવાબથી પતે તો તે બે શબ્દો બોલતી નહિ. સુંદર અને ગોવિંદ થોડો વખત જ બહારગામ જઇને ઘેર આવ્યા હતા, પરંતુ તેમને બહેનનો સ્વભાવ એકદમ બદલાઈ ગએલો લાગતો હતો. પહેલાં ત્રણે જણાં માંહોમાંહે લડતાં-ઝઘડતાં, કોઈ ચીજ-વસ્તુ માટે હુંસાતુંસી કરતાં, કોઇ વાર તોફાની સુંદર બહેનને ચીડવતો અને રૂપી તેને મારવા દોડતી, કોઈ પ્રસંગે ભજનના તાલ-તાન વિષે ભાઇ-બહેન વચ્ચે મતભેદ જાગતો અને સાચા-ખોટાનો ચુકાદો ગોપીને આપવો પડતો, પણ એવું કશું હવે બનતું નહિ. બેઉ ભાઇ હરવખતે બહેનને ગંભીર ને ગંભીર જોયા કરતા.

એકવાર સુંદરે પૂછ્યું: “ બહેન ! શિવરાતનો મેળો ઉજ્જનમાં સારો ભરાય છે કે ઓંકારેશ્વરમાં ? ”

રૂપીએ જવાબ આપ્યો: “ મેં એકકે મેળો જોયો નથી. ”

“ ત્યારે હું કાકા સાથે ઉજ્જન જઉં કે ગોવિંદ સાથે ઓંકારેશ્વરમાં જઉં ? ”

“ તે તું જાણે. ”

“ કહે છે કે મહાકાળેશ્વરના મેળા કરતાં ઓંકારેશ્વરનો મેળો સરસ ભરાય છે. આખા નદીકાંઠા પર કીડીઓની પેઠે માણસો ઉભરાઇ નીકળે છે અને ત્યાં વિષ્ણુ ભગવાનનું મંદિર પણ છે. ”

“ હંઅ. ”

“ પણ ઉજ્જન નજીક અને ઓંકારેશ્વર બહુ આઘું. બાબા કહે છે કે તું ઉજ્જન જજે, મને ઓંકારેશ્વર જવાની ઇચ્છા છે.”

"હંઅ !"

"અને ઓંકારેશ્વર જઉં તો બીજું ઘણું જોવાય. ભોજરાજાની ધારાનગરી જોવાય, પાતાળપાણીનાં ઝરણાં જોવાય, રેવાજીમાં સ્નાન કરાય, માંડવના પહાડ પર મોજ કરાય, કેમ ખરું કે નહિ ?"

"હંઅ !"

સુંદર ચ્હીડાઇને બોલ્યો: "શું હં હં કરે છે ? તને મૂગો દેવ વળગ્યો છે કે શું ?"

"તેં શું પૂછ્યું ?"

"સાંભળતી નથીને પૂછે શું ?" અને સુંદર ગુસ્સો કરીને જતો રહ્યો.

રૂપી મૂગી મૂગી બેસી રહી. સુંદરને જે માંડવના પહાડ પર મોજ કરવી હતી તેજ માંડવના પહાડ પર બાઝ બહાદુર તાજપોશી પછી થોડા દિવસે જઇને રહ્યો હતો એમ રૂપીએ સાંભળ્યું હતું. માંડવનો પહાડ રૂપીએ જોયો નહોતો, તોપણ પહાડની ખીણો, શિખરો, કિલ્લો, તેની કલ્પનાએ ઉઠાવ્યાં અને તેની વચ્ચે બાઝ બહાદુરને ઘોડા પર ઘૂમી રહેલો તેણે જોયો. તેના વદન પર પહેલાંની મૃદુતા રૂપીએ ન જોઈ, પણ તીવ્રતા જોઇ. રબાબના તાર છેડીને ગુંજારવ કાઢતી તેની આંગળીઓને રૂપીએ ઘોડાની રેન પકડીને તેને દોડાવતી જોઈ. ભજનમાં સૂર પુરાવતા મંજુલ કંઠસ્વરને બદલે સૈનિકોને યુદ્ધનો હુકમ સંભળાવતો કરડો સ્વર તેણે સાંભળ્યો. જાણે દૃષ્ટિની સમીપે ભજવાઇ રહેલું એક અણગમતા નાટકનું દૃશ્ય જોઇ રહી હોય, તેમ રૂપી વિષાદયુક્ત મુખમુદ્રા કરીને બેસી રહી અને બબડી: "તમે બાઝ મટીને બાઝ બહાદુર થયા અને સાવ બદલાઇ ગયા !"

સાચી વાત ! સીતારના જે મુખ્ય તારમાંથી મંજુલ ઝંકાર નીકળે છે તે 'બાઝ' ને બદલે હવે રૂપીને મન બાઝીદખાન ચપળ ગતિનો 'બાઝ' પક્ષી–બાઝ બહાદુર બની ગએલો લાગતો હતો.

કોમળતાનું સ્થાન કઠોરતાએ લીધું હતું. રૂપીના દિલ પર તેથી આઘાત થતો હતો.

"રૂપી! બે ઘડા પાણી ખેંચી લાવ!" માતાની આજ્ઞાએ તેના એ જાગ્રત સ્વપ્નનો અંત આણ્યો.

બહાર ઓસરીમાં ગોપી અને જદુરાય ઉજ્જનના અને ઓંકારેશ્વરના મેળામાં કોને કોને મોકલવા તે સંબંધી વાતચીત કરતાં હતાં. રૂપી ઓરડામાં બેઠી બેઠી ચુપચુપ સાંભળતી હતી. તે નાની હતી ત્યારે તો તે પિતા અને કાકાની સાથે ઘણી વાર મેળામાં જતી. તેમના જેવાં ભજનિક ગોસાંઇ કુટુંબોની આજીવિકાનું સારૂં સાધન મેળો થઈ પડતું. આજે તેને ઓંકારેશ્વરના મેળામાં જવાનું મન થયું હતું. નર્મદા મૈયાનું દર્શન, તેના પવિત્ર જળમાં સ્નાન, અસંખ્ય ભક્તજનોની ભક્તિનો સાક્ષાત્કાર, બ્રહ્મા–વિષ્ણુ–મહેશ એ ત્રણે દેવોનાં ભવ્ય મંદિરોની ઝાંખી, એ કેવો સુયોગ હતો! જેવી રીતે બંસીધરજીનું સ્વરૂપ તેનાં ભજન સાંભળીને પ્રસન્ન થતું દેખાતું નહોતું, તેવી રીતે ઓંકારેશ્વરનાં મંદિરોમાંનાં બ્રહ્મા–વિષ્ણુ–મહેશનાં સ્વરૂપો પણ તેનાં ભજનો સાંભળીને પ્રસન્નતા દાખવવાનાં નહોતાં એ ખરૂં, છતાં ત્યાં જવાની રૂપીને ઇચ્છા તો થતી જ હતી.

તે ઓસરીમાં આવીને માતાની પાસે બેઠી અને કાંઇક સંકોચથી પણ લાડભેર માતાની સામે દૃષ્ટિ કરીને બોલી: "બા! હું ઓંકારેશ્વરને મેળે જઉં?"

તુરત જદુરાય બોલ્યો: "ગાંડી થઈ છે શું? તારાથી એટલે બધે દૂર જવાય! ત્યાં તો ગોવિંદને મોકલવો છે."

"એમાં શું! હું મોટા ભાઇની સાથે સાથે સંભાળીને જઇશ."

ગોપીએ કહ્યું: "ઓંકારેશ્વર કાંઇ અહીં પડ્યું છે? ગોવિંદને પહોંચતાં જ મહિનો–દોઢ મહિનો થશે અને તું સાથે હોય તો શિવરાત સુધીમાં ત્યાં પહોંચી શકાય જ નહિ. જવું હોય તો તારા કાકાની સાથે મહાકાળેશ્વરને મેળે જા."

રૂપીનું મ્હોં ઊતરી ગયું. પ્રવાસ ભલે લાંબો હોય, મુશ્કેલી ભર્યો હોય, પણ તેને તો ઓંકારેશ્વર જ જવું હતું. રૂપીએ કશો જવાબ ન આપ્યો એટલે જદુરાયે પૂછ્યું: "બોલ, ઉજ્જન જવું છે? તો હું તજવીજમાં રહું."

"અંહં!"

"ત્યારે ઓંકારેશ્વરમાં શું દાટયું છે?"

ઓંકારેશ્વરમાં શું દાટયું હતું તેની તો રૂપીને પોતાને પણ ખબર નહોતી. અત્યારે પણ તેને તેનું મન કહી શકતું નહોતું કે મહાકાળેશ્વરમાં શું નહોતું અને ઓંકારેશ્વરમાં શું વિશેષ હતું. પણ તેના ઉંડા અંતરમાંથી ઇચ્છા પ્રકટતી હતી કે "હું ઓંકારેશ્વર જઉં!"

સાંજે તે કપડાં ધોવા નદી પર ગઇ ત્યારે પણ તેને બ્રહ્મા વિષ્ણુ અને મહેશ એ ત્રણે દેવો જાણે પોતા પાસે બોલાવી રહ્યા હોય અને કાલીસીંધ નદીનાં ખળખળ વહેતાં જળ નર્મદા મૈયાનું નિમંત્રણ સુણાવી રહ્યાં હોય એવો ભાસ તેને થયા કર્યો.

(૪)

સૂર્ય ક્ષિતિજમાં ડૂબવાની તૈયારી કરતો હતો. ગાયોનાં ધણ ગામ ભણી વળતાં હતાં. ખેડૂતો ખેતરમાંથી હળ કે ઘાસ ભરેલાં ગાડાં હાંકતા ઘર તરફ આવતા હતા. નદીનાં આછાં નીર અને બેઉ કાંઠા લાલ તેજે રંગાઇ ગયાં હતાં.

ગોવિંદ મંદિરની ગાયો ચારવા ગયો હતો તે ઘર ભણી આવતાં આવતાં એક સીતાફળીના ઝાડ ઉપર ચડીને સીતાફળ ખાતો હતો અને ગાયો ઝાડ હેઠળ વાગોળતી ઊભી હતી. એટલામાં બળદેવ ખેતરેથી ગાડું હાંકતો નદીકાંઠે આવી પહોંચ્યો. તેણે એક બાજુએ ગોવિંદને સીતાફળી ઉપર ચડેલો જોયો અને બીજી બાજુએ આથમતા સૂર્યના તેજે રંગાયલી અપ્સરા સમી દેખાતી

રૂપીને સામે કાંઠે નાહીને વસ્ત્ર બદલતી જોઈ. બળદેવને ખબર હતી કે એ જ અપ્સરા સાથે પોતાનું વેવીશાળ થવાની વાત ચાલે છે. તેનું મન તનમનાટ કરી ઉઠયું. રૂપીની દૃષ્ટિ પોતા ભણી આકર્ષવાનું તેને મન થયું. તેણે હાક મારી ગોવિંદને બોલાવ્યો: "અલ્યા ગોવિંદ! ઝાડ ઉપર કેમ ચડયો છે?"

ગોવિંદે ઉપરથી જવાબ આપ્યો: "તારેય સીતાફળ ખાવા હોય તો આવ ઉપર."

"અંહ! એ ઠળિયામાં શું ખાવું છે? આ ખજૂરી ઉપર તો જો, પાકી મજાની ખજૂરનાં ઝૂમખાં બાઝયાં છે!"

"ના ભાઈ! આપણને તો ખજૂરી ઉપર ચડતાં ના આવડે." ગોવિંદ બોલ્યો.

"બસ કે? બ્હીકણ! જો, હું ચડું છું, ને હમણાં ખોળો ભરીને ખજૂર લઈ આવું છું!"

બળદેવના શબ્દોએ ક્યારનું ય રૂપીનું ધ્યાન પોતાની તરફ આકર્ષ્યું હતું, એ બળદેવના ખ્યાલમાં હતું, અને તેથી તેનામાં ઉત્સાહનું પૂર ચડયું હતું. ઉંચી ઉંચી ખજૂરી પર ચડીને ખજૂર લઇ આવવાનું અનેરૂં પરાક્રમ રૂપીની દૃષ્ટિ સમક્ષ કરી બતાવવાનો તેને ઉમંગ સ્ફુર્યો. તે ચડપ કરતો ગાડા ઉપરથી ઊતરીને ખજૂરી પાસે ગયો.

ખજૂરીના થડ અને પોતાના કમરની આસપાસ પીછોડીનો ગાળો કરીને પીછોડીને થડીયાની ખોભણોમાં ભેરવતો તે સડસડાટ ઉપર ચડવા લાગ્યો. રૂપી આશ્ચર્યચકિત દૃષ્ટિએ તેને ચડતો જોતાં સ્થિર બની ગઈ. બળદેવ પોતાના પરાક્રમ વડે પોતાની ભાવી પત્નીની પ્રશંસા જીતવાના તાનમાં મશગુલ હતો.

પણ ખજૂરનાં ઝૂમખાં સુધી પહોંચવાને માત્ર એક જ ક્ષણની વાર હતી, એટલામાં રૂપીની મૂગી પ્રશંસાને પોતાના સ્મિતથી અભિનંદતો બળદેવ ભાન ભૂલ્યો, પીછોડીની ગાંઠ

સરકતી હતી તેની તેને ખબર રહી નહિ, અને ગાંઠ છટકતાં જ તે ભોંયે પટકાયો!

રૂપીના મ્હોંમાંથી ચીસ નીકળી ગઇ. ગોવિંદ ગભરાઇને "દોડો દોડો"ની ત્રાડ નાંખતો તુરત ઝાડ પરથી નીચે કૂદી પડ્યો, પાછળ આવતા બે ખેડૂતો હળ છોડીને દોડી આવ્યા, પણ નીચેની પથરાળ ભોં પર પછડાતાં જ બળદેવની ખોપરી ફાટી ગઇ હતી અને તેના રામ રમી ગયા હતા!

મધુસૂદન ગોસાંઇનો એકનો એક છોકરો એમ ફાટી પડ્યો. ગોસાંઇએ સ્મશાનમાં કપાળ કૂટતાં કહ્યું: "અરેરે! તેને વીસમે વર્ષે ઘાત હતી, પણ મને શી ખબર કે એનું મોત આ રીતે થશે?!"

આ દૃશ્યે રૂપીના દિલ પર કારમી ચોટ લગાવી. બળદેવને તે ઓળખતી હતી પણ તેને પહેલાં જે ખબર નહોતી તે ખબર હવે પડી કે તેને જ પોતાનાં માતાપિતાએ પોતાના પતિ તરીકે પસંદ કર્યો હતો. પહેલાં તેને નહોતું સમજાયું તે હવે સમજાયું કે બળદેવ પોતાના તરફ વારંવાર કેમ જોતો હતો અને ખજૂરી પર ચડતાં કેમ આછું આછું હસી રહ્યો હતો. પણ તેનું એ એ હસવું કારમા કાળે ઝડપી લીધું. રૂપીના દિલમાં વેદના થવા લાગી.

તે દિવસે રૂપીને ખાવું ભાવ્યું નહિ. બળદેવની પછાડનું ભયંકર દૃશ્ય તેની આંખો સામે તરવા લાગ્યું. પોતાને જોતો જોતો તે ખજૂરી પર ચડ્યો હતો અને મૂઓ હતો, એટલે હવે તે અવગતિયો થશે અને તેની અવગતિનું નિમિત્ત પોતે જ હતી એ વિચાર તેને ભયભીત કરી રહ્યો.

"બા, હું તારી પાસે સૂઇશ, મને બીક લાગે છે." રાત્રે તેણે માતાને કહ્યું.

"બીક શાની વળી?"

જે વાત કોઇ નહોતું જાણતું, માત્ર રૂપી એકલી જ જાણતી હતી, તે વાત તેણે એ વખતે માતાને કહી. ગોપી પણ મનમાં તો બીધી. બળદેવ અવગતિયો થશે તો રૂપીને વળગશે એવી તેને ચિંતા થઇ, પણ રૂપીને તેણે સમજાવ્યું: "તને પોતાની બહાદુરી દેખાડવા જ એ ખજૂરી પર ચડેલો, એટલે એ તેનો જ વાંક. પોતાના વાંકે એ ભાન ભૂલ્યો અને મૂઓ, એમાં તને શું? ખજૂરી પર ચડવું તો દોહ્યલું છે. ઠેઠ પહોંચે તે મેવો ખાય ને ભોંય પછડાય તે મશાણે જાય, એ કાંઈ અમસ્થું કહ્યું હશે?"

માતાના એ શબ્દોએ રૂપીના દિલમાં એક નવીન પ્રકાશ-કિરણ પ્રકટાવ્યું. બળદેવ પોતા તરફ જોતો–હસતો ખજૂરી પર ચડ્યો હતો, તે અમસ્થો નહિ, પણ પોતાને આકર્ષવા મથતો હતો. પોતામાં એવું શું હતું કે જે બળદેવને જોવું ગમતું હતું, તે માટે બળદેવ જીવનું જોખમ ખેડવા ઘેલો બન્યો હતો, તે ઘેલછામાં જ તે ભાન ભૂલ્યો હતો અને પછડાયો પણ હતો!

તેણે પોતાની હથેળી જોઈ, પોંચો જોયો, બાહુ લાંબો કરીને જોયો, બેઉ બાહુ ઉપર લોલ-વિલોલ દૃષ્ટિ કરી. તેને સહજ આશ્ચર્ય થયું. તેણે ઉઠીને ગોખલામાંથી કાંસાની આરસી લીધી ને તેમાં પોતાના મ્હોંનું પ્રતિબિંબ જોયું; તેને વિશેષ આશ્ચર્ય થયું. તેને આજસુધી નહોતું ભાસ્યું તે હવે ભાસ્યું કે પોતે રૂપાળી હતી! અને એ રૂપની લાલસાએ જ બળદેવને સાહસ ખેડવા પ્રેર્યો હતો, એટલું જ નહિ પણ જીવના જોખમ પ્રત્યેનું ભાન પણ ભુલાવ્યું હતું!

તે મનમાં બોલી: "ઠેઠ પહોંચે તે મેવો ખાય ને ભોંય પછડાય તે મશાણે જાય! અને બળદેવ શું મેવો ખાવા ચડ્યો હતો? ના, તે મારી સુંદરતા માટે ઘેલો બન્યો હતો, મને પોતાની બહાદુરીથી આકર્ષવા માંગતો હતો!"

રૂપીને એ રાતે ઉંઘ ન આવી. બળદેવના મનમાં શું શું આવ્યું હશે, તેણે કેવી કેવી કલ્પનાઓ કરી હશે, તેણે કેવા મનોરથ ઘડ્યા હશે, તેના જ વિચારમાં રૂપીના ત્રણ પહોર ઉજાગરે

વહી ગયા. રાતને પાછલે પહોરે તેને જરા ઉંઘ આવી, પણ સ્વપ્નમાં તેને ખજૂરી પર ચડતા બળદેવનું હસતું મ્હોં જ વારંવાર દેખાયા કર્યું અને પરોઢમાં તેની આંખ ઉઘડી ગઈ.

રૂપી જાગીને પથારીમાં બેઠી થઈ ત્યારે શાંત અને સ્વસ્થ હતી. અનિદ્રાનો થાક જરાય નહોતો. પરોઢની ઠંડી વાયુલહરિ સુખદ લાગતી હતી. આકાશમાં પ્રસરતો આછો પ્રકાશ મનોહર લાગતો હતો. પડોશમાં બોલતા કૂકડાનો સ્વર રોજ તેને કર્કશ લાગતો હતો, પરંતુ આજે જાણે એ સૂર્યદેવનો છડીદાર ખરેખર સૂર્યની નેકી પોકારી રહ્યો હોય એવો ગંભીર લાગ્યો: પણ તેનું ચિત્ત તો બળદેવ ચડયો હતો તે ખજૂરીમાં જ પરોવાઇ ગયું હતું.

જાણે પોતે ખજૂરી પાસે ગઇ ને થડ પાસે ઊભાં રહીને ઉંચે જોયું: અધધધ! કેટલી ઉંચી હતી એ ખજૂરી! નહોતી તેને એકકે ડાળી કે જેના ઉપર પગ મૂકીને ધીરેધીરે ચડી શકાય. સીધો સોટો ઊભો હતો અને તેની છેક ટોચ પર ખજૂરનાં મીઠાં પણ દુર્લભ ઝૂમખાં હતાં!

"કેટલું કઠણ છે ચડવું!?" તે મનમાં બોલી અને તેને બળદેવનું હસતું મ્હોં ફરી દેખાયું. એ વખતે બળદેવની આંખોમાં તેણે નશો જોયો. એ જ નશો શું પ્રેમનો હશે?

રૂપીને ગુસ્સો ચડયો—બળદેવની મૂર્ખતા પર. તેની આંખોમાંથી રોષ ઝર્યો અને ઓઠ ટપકાની વાણીથી ફફડયા.

અને જ્યારે રૂપીનું એ જાગ્રત સ્વપ્ન પૂરૂં થયું, ત્યારે એના ક્ષુબ્ધ હૃદયના મૌન ઉદ્ગાર કવિતાવાણીનો ઘાટ પામી ચૂકયા હતા.

"કઠીન ચઢિબો પ્રેમતરૂ,
ડાલીબીન ખજૂર,
ચઢે તો પાવે મિષ્ટ ફળ,
પડે તો ચકના ચૂર!"

* * *

# પ્રકરણ ૭ મું . . . . . . . માળવાનો બગીચો

## (૧)

દોલતખાન મૃત્યુ પામ્યો, મુસ્તફાખાને ભય પામીને દેશવટો લીધો, હાફીઝખાનને બાઝે પોતે ઠાર કર્યો, લઢાઇઓમાં અનેક સૈનિકો મરાયા, રાયસનમાં જીત મેળવી તો ગઢમાંડલામાં હારથીએ બુરૂં અપમાન વેઠીને બાઝને પાછા ફરવું પડયું: એ બધા વિષાદ-જનક વાતાવરણને બાઝ બહાદુરના તાજપોશીના સમારંભે ડુબાવી દીધું ખરૂં, પરંતુ ત્યારપછી બાઝને શુજાઉલપુરના કિલ્લામાં ગમતું નહોતું.

સંગીતના ઉસ્તાદો અને ગાયકોની મહેફીલમાં બાઝ બેઠો હોય અને રંગ જામ્યો હોય, ત્યાં કાંઇ રાજ્યકાર્યને અંગે તેને વઝીર ખીઝરખાનનું તેડું આવતું અને રંગમાં ભંગ પડતો. તે ઘોડા પર બેસી પાસવાનો સાથે ફરવા નીકળ્યો હોય ત્યાં વટેમાર્ગુઓ અને વણઝારાઓ ચોકીદારોની કનડગતની ફરિયાદ કરવા તેને ઘેરી વળતા. તે જનાનખાનામાં આવતો, ત્યાં પિતાને ગુમાવી બેસવાથી ખિન્ન રહેતી હમીદા બેગમનું આંસુભર્યું મ્હોં તેની નજરે પડતું.

બાઝે શુજાઉલપુર છોડીને લગભગ બે માસ સુધી લશ્કરની સાથે વગડામાં દિવસો ગાળ્યા હતા, લડાઇઓ કરી હતી, યુદ્ધ-કૌશલ્ય દાખવ્યું હતું, સરદારો, લશ્કર અને પ્રજા ઉપર દાબ બેસાડયો હતો, છતાં સ્વભાવે તો પોતાનો માલીક મોજીલો જ હતો એ સુલેમાન સારી પેઠે જાણતો હતો. યુધ્ધે ચડે ત્યારે જે બાઝ કરડો બની શકતો તે જ બાઝ યુદ્ધનો ઉત્સાહ ઊતરતાં બેચેન બનવા લાગ્યો હતો અને ચહેરા પર જાણે ગમગીનીનો બુરખો ઓઢીને ફરતો હતો. બાઝને હંમેશાં ખુશખુશાલ જોવાને ટેવાયલો સુલેમાન તેને એમ ગમગીન જોતો ત્યારે તેના દિલમાં ઉંડો ચીરો પડતો હતો.

એક વાર એકાંત જોઇને સુલેમાને બાઝને પૂછ્યું: "ખુદાવિંદ! હમણાં હું આપને બેચેન રહેતા કેમ જોયા કરૂં છું? કાંઈ તકલીફ છે?"

"આ બધી તકલીફ નથી ત્યારે બીજું શું છે સુલેમાન? આ સુલ્તાની જ એક મોટી તકલીફ છે; આ કરતાં તો હું જ્યારે સારંગપુરમાં હતો ત્યારે વધારે સુખી હતો."

સુલેમાને હસીને જવાબ આપ્યો: "અરે નામવર! સુલ્તાની માટે તો રાજાઓ અને સરદારો લડે છે તથા એક બીજાનાં લોહી પીએ છે, અને આપને તો સુલ્તાની સામેથી આવીને ભેટી છે, તોય આપને એ તકલીફ લાગે છે?"

"ખરેખર, એ તકલીફ જ છે. જ્યાં જ્યાં નજર કરૂં છું, ત્યાં ત્યાં મારે ઉપાડવા માટેનો બોજો જાણે તૈયાર થઈ રહ્યો હોય એમ જ હું જોઉં છું. વઝીર સાહેબ ડરતાં ડરતાં મારા આરામમાં ભંગ કરે છે એ હું જાણું છું, પણ તોય મને ક્યાંય ચેન પડતું નથી. જાણે ક્યાંક નાસી-ભાગી જઉં એમ થયા કરે છે."

"નામવર! ત્યારે તો જરૂર આપને થાક લાગ્યો છે."

"નહિ, મને થાક લાગ્યો નથી. તું કહે તો એક દિવસમાં પચાસ ગાઉ ઘોડા પર બેસીને ફરી આવું...પણ આ બધી જંજાળ મને ગમતી નથી."

સુલેમાન સમજ્યો કે બાઝને તનનો નહિ તો મનનો થાક જરૂર લાગ્યો છે. તેણે સૂચવ્યું: "નામવર! તો આપણે થોડા દિવસ ઉજ્જન જઈ આવીએ. શુજાઉલપુરથી દૂર જઇશું એટલે કામની જંજાળ ઓછી રહેશે."

"ઉજ્જન તો આ રહ્યું! ત્યાં ય વઝીર સાહેબના રૂક્કા ઊંટ કે ઘોડા પર સવાર થઇને આવ્યા કરવાના."

"તો આપણે માંડવના કિલ્લામાં જઇ થોડા દિવસ રહીએ."

"હા, સુલેમાન! એ ઠીક છે હોં! એટલે દૂર મને જંજાળ અડકવા નહિ આવે; પણ રાજ્યનો બધો ભાર વઝીર સાહેબ ઉપાડી શકે તેમ નથી. તેમનીય હવે અવસ્થા થઇ છે. મને એક વિચાર સૂઝે છે, સુલેમાન! વઝીર સાહેબનો બેટો આલમખાન હોશિયાર છે, નહિ?"

"હા, હોશિયાર છે, કરડો છે, જુવાન છે."

"તો હું વઝીર સાહેબને કહીશ કે તમારૂં કામ તેને સોંપીને ચલાવજો પણ મને થોડો વખત છોડો, ખરૂં ને?"

"ગમે તે કરો નામવર, પણ આપને હવે નિરાંતની જરૂર છે. મને આપની તબિયતની ચિંતા થાય છે."

માળવાનું અસલ પાટનગર તો ઉજ્જન હતું અને પછી ધારા* હતું. અલાઉદ્દીન ખીલજીએ માળવા ઉપર ચડાઇ કરીને ધારા, માંડવ, ચંદેરી ને ઉજ્જન કબજે કરેલાં ત્યારથી માળવા ઉપર મુસલમાનો રાજ્ય કરવા લાગ્યા, પણ તે વખતે ય પાટનગર તો ધારા જ હતું. માળવાના સુલ્તાન હોશંગશાહ ઘોરીએ ઇ. સ. ૧૪૦૫ માં માળવાની રાજધાનીનું સ્થાન ધારાને બદલે માંડવને બનાવેલું. તેણે એ પહાડ પર મોટો કોટ બંધાવ્યો હતો અને એક કિલ્લો પણ બંધાવ્યો હતો. હોશંગશાહે માંડવને ખૂબ આબાદ કર્યું હતું અને તેને 'શાદિયાબાદ' અથવાતો 'આનંદનગર' એવું નામ આપ્યું હતું. તેણે મસીદો બંધાવી હતી, રાજમહેલો બંધાવ્યા હતા અને વાવો ખોદાવી હતી. એવા સરસ સ્થાનમાં ગાદીનું સ્થાન રાખવાને બદલે શુજાઅતખાને શુજાઉલપુર ખાસ વસાવ્યું હતું અને લશ્કરો સાથે પોતાના પુત્રોને સારંગપુર તથા ઉજ્જનમાં ગોઠવ્યા હતા, તે કેવળ દિલ્હીની દિશામાંથી માળવા ઉપર આક્રમણ થવાના સંભવને લીધે જ.

માળવાની દક્ષિણની સરહદ પર–ઘણે દૂર દૂર આવેલું, ચોમેર નદી–ઝરણાંના જળથી તથા વૃક્ષ–વનસ્પતિથી રમણીય લાગતું,

* હાલનું ધાર.

શિકારની મોજ આપે તેવું અને બધી ઋતુઓમાં ખુશનુમા હવા વહાવનારૂં માંડવનું પહાડી નગર બાઝ બહાદુરની આંખોને તથા મનને લલચાવી રહ્યું. રાજ્યની વ્યવસ્થા ખીઝરખાન તથા આલમખાનને સોંપીને પોતાના જનાના તથા રસાલા સાથે તે માંડવ તરફ ઉપડી ગયો.

(૨)

માંડવ એટલે માળવાને કુદરતે બક્ષેલો અને તેના રસીલા સુલ્તાનોએ શણગારેલો બગીચો.

ધારાથી દસેક કોસને અંતરે માંડવનું ચઢાણ શરૂ થતું હતું. વિંધ્યાચળની હારમાં આવેલા એ પહાડનો ઘેરાવો ૨૦ કોસનો હતો અને તેની ઉપરના કોટનો પરીઘ ૧૮ કોસનો હતો. કોટે ઘેર્યાં એ પહાડી નગરમાં ૨૨૫૮ વીઘામાં* વસતી હતી, ૨૨૩૫ વીઘામાં નમાઝગાહો હતી, ૨૧૫૦ વીઘામાં ઉંચીનીચી ટેકરીઓ ડોકિયાં કરતી, ૭૦૫ વીઘામાં રોજા–મસ્જીદો ખડાં હતાં, ૧૪૭ વીઘામાં રસ્તાઓ પથરાયા હતા, ૮૪૫ વીઘામાં ખેતી થતી હતી, ૩૦૦ વીઘામાં તળાવો લહેરાતાં હતાં, ૩૦૦ વીઘામાં સરાઇઓ અને ધર્મશાળાઓ હતી, ૫૦૦ વીઘામાં રજવાડી મહેલો–મકાનો ઊભાં હતાં, ૪૦૦ વીઘામાં નહાવાના ઘાટ અને જમીનની ઉપર તથા અંદર બાંધેલાં હમામખાનાં હતાં, અને ૩૬૩ વીઘામાં બાગબગીચા ખીલી રહ્યા હતા : બાઝ બહાદુરના મનના વિલાસ અને તનના આરામ માટે જ જાણે તેના પૂર્વગામી સુલ્તાનો એ બગીચાને શણગારી–સજ્જ કરીને ચાલી નીકળ્યા હતા.

શુજાઉલપુર તથા સારંગપુરના કિલ્લાઓમાંના નાના સરખા રજવાડા ક્યાં અને માંડવના જહાજ મહેલ તથા હિંડોળા મહેલ ક્યાં ?

એ સુંદર તળાવોની વચ્ચે જાણે જંગી જહાજ તરતું હોય એવો વિશાળ જહાજ મહેલ હતો. તેનો એક ભાગ કમાનદાર

* ૬૦ ચોરસ વારના માળવી વીઘા મુજબનું માપ.

નાના ઓરડાઓનો હતો, બીજા ભાગમાં બે મજલા હતા, ત્રીજામાં ત્રણ અને ચાર મજલા હતા તથા ઉપર પત્થરની બાંધેલી છત્રીઓ હતી.

હિંડોળાને આકારે પાસાદાર ઢળતી દિવાલોનો બાંધેલો હિંડોળા મહેલ હતો. વચ્ચે જંગી દિવાનખાનું હતું. મહેલની એક બાજુના ખૂણા પર એક સુંદર છજું હતું જેની અંદર બેસાડેલી પત્થરની નકસીદાર જાળીઓમાંથી પડદાપોશ શાહી સુંદરીઓ આસાનીથી બહારની રમણીયતા નિહાળી શકતી, પરન્તુ બહારથી કોઇ તેમને જોઈ શકતું નહિ. એ મહેલની બાજુએ એક આરસનો બાંધેલો ભવ્ય *ઝરૂખો હતો. માંડવના આગલા સુલ્તાનો એ ઝરૂખાની બારીમાં બેસીને પ્રજાની અરજો સાંભળતા અને સલામો ઝીલતા.

એક ઉંચી ટેકરી પર પચાસેક વર્ષ ઉપર ગ્યાસુદ્દીન ખીલજીએ એક નવો સુંદર બે મજલાનો મહેલ બંધાવ્યો હતો.†

વર્તુળાકારે બાંધેલો, વિસ્તારમાં નાનો પણ ઉંચાઇમાં સાત મજલાનો એક અશરફી‡ મહેલ હતો, તે ઉપર ચડવા માટેની સીઢીને ૧૭૦ પગથિયાં હતાં.

એ ઉપરાંત ઠેરઠેર બાંધેલા નાના નાના મહેલો, મસ્જીદો, રોજા, મકરબા, મદ્રેસા, મંદિરો, વાવો, તળાવો અને કુંડો હતાં. એક પછી એક આવતા એવા ત્રણ દરવાજાનો બનેલો દેદીપ્યમાન દિલ્હી દરવાજો હતો; બીજો તારાપુર દરવાજો હતો અને ત્રીજો લવાણી દરવાજો

---

* તે નાહાર ઝરૂખાને નામે ઓળખાય છે.

† આ મહેલ આજે "બાઝબહાદુરના મહેલ"ને નામે ઓળખાય છે, પણ તે તેણે બંધાવેલો નહોતો.

‡ આ હપ્ત મંજલ અશરફી મહેલ ઈ. સ. ૧૪૪૩ માં મહમુદ ખીલજીએ ચિત્તોડના કીર્તિસ્થંભના અનુકરણ રૂપે એ જીતના સ્મારક તરીકે બંધાવ્યો હતો, પરન્તુ આજે તે જમીનદોસ્ત થઈ ગએલો જોવામાં આવે છે. એ ઇમારતના ભંગાર નીચે મહમુદ ખીલજીની કબર દટાયલી નીકળી છે.

હતો. રોજો, મસ્જીદ કે મંદિરને મુકુટ પેઠે પહેરીને ઠેરઠેર ગોઠવાઇ ગએલી ઉંચીનીચી ટેકરીઓ હતી. મંદિરો તથા મસ્જીદોની હેઠળ ભોંયરાં હતાં અને મહેલોની હેઠળ બાંધેલાં હમામખાનાં હતાં. ભોંયમાંથી ફૂટતાં, થોડે દૂર સુધી જમીન પર રસળતાં અને પાછાં જમીનમાં જ સમાઇ જતાં ઝરણાં જાણે હસતાં કલ્લોલતાં વહી જતાં હતાં.

સુલ્તાન બાઝ બહાદુર માંડવમાં થોડો વખત રહેવા માટે પધારે છે એવી ખબર મળતાં જ કિલ્લેદારે સુલ્તાનને હાથીને હોદ્દે બેસાડી ઠાઠમાઠથી દિલ્હી દરવાજા વાટે પ્રવેશ કરાવ્યો. બેઉ બેગમોને પણ બે જૂદાજૂદા હાથીઓ પર પડદાવાળી અંબાડીઓમાં બેસાડી લાવવામાં આવી અને તેઓ ઠેઠ હિંડોળા મહેલના બીજે મજલે આવેલા જનાનખાનામાં પહોંચીને હાથી પરથી ઊતરી. હાથીઓ પણ એટલે ઉંચે ચડીને જઇ શકે એવી સુંદર વ્યવસ્થા એ મહેલમાં હતી. બાઝ બહાદુરે થોડે દૂર આવેલા નવા મહેલમાં પોતાનો નિવાસ રાખ્યો અને બેગમોએ હિંડોળા મહેલમાં રહેવાનું ઠર્યું.

ત્યાંથી થોડે દૂર સોનગઢનો કિલ્લો* આવેલો હતો. તેમાં પાંચસોક સૈનિકોની નાની સેના પડી રહેતી હતી અને સુસ્તીમાં દિવસો ગાળ્યા કરતી હતી, પરન્તુ સુલ્તાનનો મુકામ માંડવમાં થતાં જ તે તેજીમાં આવી ગઈ. ભુલાઈ જતી તિરંદાજી તાજી થવા લાગી અને ઘોડેસવારીની શરતો ખેલાવા લાગી. હાથીખાનામાં ખાઇપીને પડી રહેતા હાથી પાછા ફરતા થવા લાગ્યા અને સુલ્તાનને ખુશ કરવાને હાથીની સાઠમારીઓ થવા લાગી. વખતે વખતે વાઘ, વરૂ અને હરણાંના શિકારની પણ ગોઠવણ

* ગુજરાતના સુબેદાર બહાદુરશાહે જ્યારે માંડવનો કબજો લીધો ત્યારે આ કિલ્લામાં રહીને મહમુદ ખીલજી લડયો હતો; અને ત્યારપછી ત્રણ વર્ષે હુમાયુને માંડવ પર હલ્લો કર્યો હતો, ત્યારે તે પણ એ કિલ્લામાં જ રહીને લડયો હતો. સોનગઢના કિલ્લાનો દરવાજો ઓગણીસમી સદીમાં નવો બંધાવવામાં આવેલો માલૂમ પડે છે.

કરવામાં આવતી, અને શિકારની ગમત પાછળ કોઈ કોઈ વાર બે ચાર સળંગ દિવસો વીતી જતા.

બાઝ બહાદુરના ઉસ્તાદ અને ગવૈયા તેની સાથે જ માંડવમાં આવ્યા હતા. તેઓની મહેફીલ વખતોવખત જામતી. વખત જતો હતો તેમ તેમ ગવૈયા વધતા જતા હતા. કોઈ કોઈ ગાયિકાઓ—નર્તિકાઓ આવતી, સુલેમાન તેમને દૂર રાખવા ઇચ્છતો, પરંતુ અહીં સુલ્તાન પોતાના મગજનો ભાર હળવો કરવા અને આનંદ કરવા આવ્યા છે તે યાદ આવતાં સુલ્તાનના આનંદની ખાતર તેમને સુલ્તાનની મુલાકાત તે લેવા દેતો. અને એકવાર મુલાકાત થયા પછી સુલ્તાન તરફથી તેમને જવાની રજા મળતી જ નહિ! જહાજ મહેલમાં તેમને નિવાસ મળતો, ખાતર–બરદાસ્ત થતી, પૈસા મળતા, ભેટ–સોગાદો મળતી, તેમની કલાનાં એ રીતે મૂલ્ય ઉપજતાં એટલે તેઓ જવાનું નામ જ શા માટે લે?

સુલેમાન જનાનખાનાનો જમાદાર હતો, તેવી જ રીતે એ ગાયિકાઓના નિવાસસ્થાનનો પણ ઉપરી હતો. તેઓ ચ્હીડાય, કંટાળે અને ચાલી જાય તો સારૂં એમ તે મનથી ઇચ્છતો. તે ઘણી વાર તેમની સામે તોછડાઈથી વર્તતો, તેમને પજવતો, અને તેટલી હેરાન કરતો; પણ તેઓ જતી નહિ તેથી તે લાચાર બની જતો. છતાં સુલેમાનના મનમાં એક નિરાંત હતી. પૈસા નહિ મળે એટલે એ બધી આપોઆપ નાસી જશે, ઝાડ સુકાઈ જશે એટલે પંખીડાં પોતાની મેળે ઉડી જશે, એવી તેને ખાત્રી હતી. લાગ મળ્યે એકાદ એવી ચાવી ફેરવવાની તેની દાનત હતી કે જેથી એ બધીય માંડવમાંથી પલાયન કરી જાય. સુલેમાન સુલ્તાનને નાખુશ કરવા માંગતો નહોતો, પણ મનથી આ રાંડોને નસાડી મૂકવાની તક શોધ્યા જ કરતો હતો.

માંડવમાં સુલ્તાનનો વાસ થયા પછી માંડવની રોનક વધવા લાગી હતી, તેમ ફરતા વેપારીઓની આવજા પણ વધવા લાગી હતી. કાશ્મીરથી અંબર, કસ્તુરી, કેસર વેચનારાઓ આવતા. કાબૂલથી

મેવાના વેપારીઓ આવતા. ઉંચી કીસમનાં અત્તર વેચનારા ઈરાની વેપારીઓ આવતા અને અત્તરનો સોદો પાર પાડયા પછી સુલ્તાન પાસે ઉંચી કીસમના શરાબ રજુ કરતા અને તેનોય વેપાર કરી જતા. ઘોડાના દેશી–પરદેશી સોદાગરો માંડવ પર વખતો વખત ચાલ્યા આવતા અને સુલ્તાન તેમની પાસેથી ય સારી પેઠે ખરીદી કરતો. શુજાઅતખાનના વખતમાં નહોતાં થતાં એવાં ખર્ચો બાઝ બહાદુર છૂટે હાથે કર્યે જતો હતો. શુજાઉલપુરથી અશરફીની થેલીઓ આવ્યે જતી અને માંડવમાં વપરાયે જતી. પણ સુલેમાન સમજતો હતો કે આવાં ખર્ચો લાંબો વખત ચાલી શકવાનાં નથી, અને જ્યારે નાણું આવતાં અટકશે કે ઓછાં થશે ત્યારે સૌથી પહેલાં પોતે પેલી રાંડોને હાંકી કાઢયા વિના રહેશે નહિ.

(૩)

"છોટી બેગમ!" સુલેમાન હસતો હસતો હમીદા બેગમના ઓરડામાં આવીને બોલ્યો : "આપની ખુશનસીબીની શી વાત કરૂં!"

"મારી ખુશનસીબી? એવું શું બન્યું છે? મને તો કશી ય ખબર નથી."

"વાહ! એ તે કાંઇ વાત છે?" સુલેમાન ખૂબ આશ્ચર્ય પામતો બોલ્યો : "સુલ્તાને કાલે તરેહ તરેહનાં અત્તરો ખરીદ્યાં હતાં, તે બધાંય આપને મળ્યાં. તે કાંઇ સુલ્તાન સાહેબ આપના પર ખુશ હોયા વિના?"

"ઓહ! એ મારી ખુશનસીબી?! કદાચ મારા કરતાં પેલી તવાયફોની વણઝારને વધારે સારાં અત્તર મળ્યાં હશે!" હમીદાએ સુલેમાનને રોકડો જવાબ આપ્યો.

"પણ બેગમ સાહેબા! આપને ઓરડે સુલ્તાન સાહેબ રાત્રે કેટલા વહેલા આવ્યા હતા? બડી બેગમને ઓરડે તો તે કોઇક જ વાર જાય છે અને જાય છે ત્યારે કાંતો મધરાત પછી અને કાંતો છેક પાછલે પહોરે."

"ઠીક...ઠીક..." હમીદાએ મ્હોં ચડાવીને જવાબ આપ્યો.

"પણ માફ કરજો બેગમ સાહેબા! મેં તો કાંઇ જૂદી જ આશા રાખી હતી."

"શાની?"

"મેં ધારેલું કે સુલ્તાન આપને ઓરડે આવ્યાં પછી એકાદ ગાણું આપના સુરીલા ગળામાંથી નીકળતું મારે કાને પડશે, પણ હું નિરાશ થઇ ગયો."

"સુરીલા ગળાવાળી આટલી બધી તો તારા સુલ્તાને એકઠી કરી છે."

"હા, પણ તેમાં વાંક તમારો છે."

"મારો વાંક?" હમીદા ચમકી, તેની આંખમાં રોષ તગતગ્યો.

"હા, બેગમ સાહેબા!" સુલેમાન હિંમતથી બોલ્યો: "બડી બેગમને ગાતાં બજાવતાં આવડતું નહોતું, તમને તે આવડતું હતું એટલે સુલ્તાન આપના પર ખુશ રહેશે અને તવાયફોની જાળમાં નહિ સપડાય એવી મારી ગણત્રી હતી. પરંતુ આપે એ ગણત્રી ખોટી પાડવા માંડી છે."

હમીદાની આંખોમાંથી દડદડ આંસુની ધારાઓ સરી પડી, અને મ્હોં લાલ લાલ થઈ ગયું.

સુલેમાન બેગમને પગે પડી દીનતાથી બોલ્યો: "માફ કરજો બેગમ સાહેબા! મેં આપને નાખુશ કરવા નથી કહ્યું; સહેજ ઇશારો કરવા કહ્યું હતું કે આપ જો ગાઓ, બજાવો..."

"સુલેમા...ન! મારા પેદરનો જાન લેનાર સુલ્તાનની પાસે ગાણું ગાવાને મારો કંઠ ખુલી શકે ખરો?"

"એ હવે ભૂલી જાઓ, બેગમ સાહેબા!"

"નથી ભુલાતું, સુલેમાન ! એ નથી ભુલાતું. મારા બાબાનો કશો વાંક નહોતો છતાં સુલ્તાને તેમનો જાન લીધો એ કેમ ભુલાય? મેં તો સુલ્તાન બહાદુરને પણ કહ્યું છે કે મારાથી એ નહિ ભુલાય ત્યાંસુધી મારા ગળામાંથી ગાણું નહિ નીકળી શકે."

"પણ હાશીઝખાન સરદારનો શો વાંક હતો, એ તો સુલ્તાને આપને કહ્યું જ હશે."

"સસરો પોતાના જમાઇનું ભલું કરવા ઇચ્છે, તે વાંક ?"

"બેગમ સાહેબા ! આપ ભૂલો છો. લડાઇના મેદાનમાં સસરો ને જમાઈ નથી હોતા, સુલ્તાન ને સરદાર હોય છે... પણ એ બધું આપે હવે ભૂલી જવું જોઇએ. જુઓને, સુલ્તાન બહાર ફર્યા કરે છે એટલો વખત જનાનખાનામાં બેસતા નથી. ગાયકો ને તવાયફો તેમને ગાઇ બજાવીને ખુશ કરે છે, ત્યારે આપ તેમને ગાણાથી રીઝવવાનો યત્ન પણ કરતાં નથી. એટલે જ હું કહું છું કે એ રાંડોની જાળ ફેલાતી જાય છે તે માટે આપ પણ કાંઇક તકસીરવાર છો."

"એ સંબંધે હવે હું બેપરવા બનતી જઉં છું, સુલેમાન!" હમીદાએ આંસુ લૂછતાં કહ્યું.

સુલેમાનની આંખો આશ્ચર્યથી ફાટી રહી. તે બબડયો: "માત્ર પંદર જ વર્ષની છોટી ઉમરની આ બેગમ! પણ દિલમાં કેવી કાતિલ ગાંઠ વાળીને બેઠી છે! ઓહ ઔરત જાત!"

(૪)

એટલામાં "મિયાં સુલેમાન"ના નામની બૂમ પડી. સુલેમાન બેગમના ઓરડામાંથી નીકળીને ગોખમાં આવ્યો અને જોયું તો એક ચોકીદાર તેને બોલાવી રહ્યો હતો અને તેની પાસે સત્તર-અઢાર વર્ષની વયનો એક છોકરો ઊભો હતો. સુલેમાને પૂછ્યું: "કેમ, શું છે?"

"આ છોકરો કહે છે કે મારે સુલ્તાન સાહેબને મળવું છે." ચોકીદારે કહ્યું.

"ક્યાંથી આવ્યો છે?"

છોકરો બોલ્યો: "રેવાજીને મેળેથી આવ્યો છું."

સુલેમાન છોકરાને ક્ષણભર એકી ટશે જોઈ રહ્યો અને પછી તેણે ચોકીદારને કહ્યું: "ઠીક, તેને ઉપર આવવા દે."

છોકરો ઉપર આવ્યો એટલે સુલેમાને પૂછ્યું: "તારૂં નામ શું?"

"મારૂં નામ ગોવિંદદાસ. તમે મને નથી ઓળખતા, પણ હું તમને ઓળખું છું." છોકરાએ જવાબ આપ્યો.

"તેં મને ક્યાં જોએલો?"

"અમારા સારંગપુરમાં જ."

"ત્યારે તું સારંગપુરનો રહીશ છે, એમ કે?"

"હા."

"સુલ્તાન સાહેબનું તને શું કામ છે?"

"મારે તેમને મળવું છે."

"પણ હું તને ઓળખતો નથી, તો સુલ્તાન તને કેવી રીતે ઓળખશે? અને ઓળખ્યા વિના સુલ્તાન કોઇને મળતા નથી."

"તમે મને એકવાર સુલ્તાન સાહેબ પાસે લઈ જાઓ, હું તેમને એક પત્ર આપીશ એટલે તે મને તુરત ઓળખશે."

"તારે સુલ્તાનને પત્ર આપવાનો છે? કોનો પત્ર લઇને આવ્યો છે?"

"મારી બહેન રૂપમતીનો."

સુલેમાનની છાતીમાં એકદમ ગુંચળાં વળવા લાગ્યાં. તે દિલમાં ધ્રૂજી ગયો. એ ધ્રૂજારી ગોવિંદના કળવામાં ન આવે તે માટે તેને ખૂબ પ્રયત્ન કરવો પડ્યો.

"લાવ, ક્યાં છે તે પત્ર?"

ગોવિંદે જવાબ આપ્યો: "એ તો સુલ્તાન સાહેબને જ આપવાનો છે."

સુલેમાને મિહાશથી જવાબ આપ્યો: "તો, તું આ જાજમ પર આરામથી બેસ. હું સુલ્તાન સાહેબ પાસે જઇને તેમને ખબર આપું છું."

સુલેમાન દોડતો હમીદા પાસે ગયો અને ગંભીર બનતો બોલ્યો: "છોટી બેગમ! તમે રૂપમતીને ઓળખો છો?"

"ઓળખતી તો નથી, પણ મેં તેનું નામ સાંભળ્યું છે.' પેલી સારંગપુરવાળી છોકરી ને?"

"હા...આ!" સુલેમાન ભયથી આંખો ફાડતો બોલ્યો: "એ છોકરીએ પોતાના ભાઇને એક રૂક્કો આપીને સુલ્તાનને મળવા માટે મોકલ્યો છે."

"તો લઈ જા તેને સુલ્તાન પાસે."

"એ શું બોલો છો બેગમ સાહેબા? માંડ માંડ એ છોકરીને સુલ્તાનના મગજમાંથી ભુલાવી દીધી છે, અને હવે પાછી તેને સંભારી આપવી?"

"તેથી વધુ શું બગડી જવાનું છે?"

"અજબ મોહિની છે એ રૂપમતીના રૂપમાં, ગજબ મોહિની ભરી છે તેના સુરીલા ગળામાં, અને અજબ–ગજબ છે એની વીણાના તારનો ગુંજાર!"

"તેથી શું?"

"સુલ્તાનને તે સાંભરે તો કદાચ તેને અહીં બોલાવે."

"તો આ તવાયફોના ટોળામાં એકનો વધારો થશે, એજ ને?"

હમીદાની આ બેપર્વાઇ ઉપર સુલેમાન ગુસ્સે થઇ ગયો. તે ભ્રૂકુટી ચડાવતો બોલ્યો: "બેગમ સાહેબા! આ તવાયફોના ટોળાની

મને જેટલી બીક નથી, તેટલી એ રૂપમતીની છે. તેની મોહિની મુકાવવા માટે તો બેહેસ્તનશીન સુલ્તાન સાહેબે આપને પોતાના બેટાનાં બીજાં બેગમ બનાવ્યાં છે, તે જાણો છો?"

"હા, જાણું છું, પણ હવે તો પોતે જ સુલ્તાન છે. એ મોહિની મુકાવવા હવે કોઇથી શું કરી શકાય તેમ છે? અને જ્યાં આટલી બધી ગાનારી–નાચનારી ભેગી થઈ છે ત્યાં એકનો વધારો થવાથી......"

બેગમની વાતને કાપી નાંખતો સુલેમાન બોલ્યોઃ "હજી આપ સમજતાં નથી. આ બધી તવાયફો છે તે સુલ્તાનના પૈસા પર જીવે છે, રૂપમતી તેવી નથી."

"છે તો એક વેરાગીની છોકરી ને?"

"હા, પણ તે પૈસાની પરવાવાળી નથી......"

"ઠીક, તારે કહેવું છે શું તે બોલ ને."

"મારૂં કહેવું એમ છે કે એ છોકરા પાસે એક બાંદીને મોકલો અને કહેવડાવો કે સુલ્તાન સાહેબ જનાનખાનામાં બિરાજે છે, અને રૂપમતીનો રૂક્કો મંગાવે છે. એ રૂક્કો આપણે ફોડીને વાંચીશું. તેમાં શું લખ્યું છે તે વાંચ્યા પછી શું કરવું તેનો વિચાર કરીશું."

"ત્યારે તું જ રૂક્કો લેતો કેમ ન આવ્યો?"

"મને આપવાની તેણે ના કહી. પેલી ગુલાબને સમજાવીને મોકલો, એટલે તે એવી રીતે વાત કરશે કે છોકરો તેને જરૂર રૂક્કો આપશે."

હમીદાએ ગુલાબને બોલાવી. સુલેમાને તેને બધું સમજાવ્યું અને ગોવિંદ પાસે મોકલી. ગોવિંદ સુલેમાનને રૂક્કો આપવાની ના કહી શકયો પણ સુલ્તાનના જનાનાની એ રૂઆબદાર બાંદીના મ્હોંથી સુલ્તાનનું ફરમાન સાંભળીને એ સરલ સ્વભાવનો છોકરો

રૂક્કો આપવાની ના કહી શકયો નહિ. તેણે ગુલાબને રૂક્કો આપ્યો અને ગુલાબે પાછાં આવીને તે હમીદાના હાથમાં મૂકયો.

રેશમી ચુંદડીના એક કકડામાં લપેટીને સીવી લીધેલો એ પત્ર હતો. હમીદાએ તેના ટાંકા તોડી નાંખીને અંદરથી પત્ર કાઢયો. નાના સરખા કાગળના ટુકડામાં કંકુના કાચા અક્ષરે લખેલા બે દોહા માત્ર તેમાં હતાઃ

> કમલનકો રવિ એક હૈ રવિકો કમલ અનેક,
> હમસે તુમકો બહુત હૈ, તુમસેં તુમ મોહિ એક.
> કઠીન ચઢિબો પ્રેમતરૂ, ડાલીબીન ખજૂર,
> ચઢે તો પાવે મિષ્ટ ફલ, પડે તો ચકના ચૂર.

હમીદા તે વાંચીને હસી, પણ સુલેમાન છાતી પર હાથ મૂકી ખુદાનો અહેશાન માનવા લાગ્યો કે આ રૂક્કો સુલ્તાન પાસે પહોંચવા દીધા વિના વચ્ચે અટકાવી શકાયો, નહિતો. તેનું પરિણામ કેવું ય આવત! તો જરૂર સુલ્તાન રૂપમતીને બોલાવત અને પછી શું થાત તેની કલ્પના કરતાં જ સુલેમાન ગભરાઇ જતો હતો. બાઝને રૂપમતીનું ગાણું સાંભળીને ગાંડો–ઘેલો બની જતો તેણે પોતાની આંખે જોયો હતો, તેને ગાતી જોઇને બાઝ ભાન ભૂલી જતો એ સુલેમાન જાણુતો હતો, તેને વારંવાર બોલાવી લાવવા માટે બાઝ અધીરો થતો એ સુલેમાનના અનુભવની વાત હતી. અને સુલેમાન આજસુધી નહોતો જાણતો તે આ પત્ર ઉપરથી હવે તેણે જાણ્યું હતું કે બાઝ જ રૂપમતીથી આકર્ષાયો નહોતો, રૂપમતી પણ બાઝ તરફ આકર્ષાઇ હતી! એક વાર તેણે ગાયું હતું: "મને ચાકર રાખોજી." અને હવે–આટલા મહિના પછી દૂર બેઠાં–બેઠાં પણ તેણે બાઝ ઉપર આ દુહા પોતાની ચુંદડીના બંધે બાંધીને મોકલ્યા હતા, અને તેમાં લખ્યું હતું: "તુમસે તુમ મોહિ એક!"

સુલેમાન બોલ્યો: "ખુદાએ ખેર કરી, બેગમ સાહેબા! કે આ રૂક્કો સુલ્તાન સુધી ન પહોંચ્યો. પહોંચ્યો હોત તો તમે, બડી બેગમ, હું અને બીજાં બધાંય સુલ્તાનને ગુમાવી બેસત!"

(૫)

હમીદા જ્યારે બાઝને પોતાના ખાવિંદ તરીકે પામી ત્યારે તે પોતાને ખરેખર ખુશનસીબ માનતી હતી. સંગીતના શોખીન અને પોતાને ગાતાં–બજાવતાં શીખવનાર એ જુવાન શાહજાદા ઉપર તે ફીદા થતી. પરંતુ બાઝે તેના પિતાનો જાન લીધો ત્યારથી તેનું મન ખાવિંદ ઉપરથી ઊતરી ગયું હતું. માળવાના સુલ્તાન અને પોતાના સરતાજ જેવા બાઝના મ્હોં પર તે પોતાના દિલનો અણગમો પ્રકટ કરતી નહિ, તોપણ બાઝ પોતાને ઓરડે આવતો તેથી તે દિલમાં રાજી–રાજી થઇ જતી એમ કાંઇ નહોતું. પોતાને નવાં નવાં ઘરેણાં, કપડાં અને વિલાસની વસ્તુઓ ખાવિંદ પાસેથી મળતી તેથી તે ખુશ પણ થતી નહિ. બાઝ ઉપર તેની દૃષ્ટિ પડતાં જ હારીઝખાનનું મ્હોં હમીદાની આંખો સામે તરવરતું, જાણે અદૃશ્ય દુનિયામાંથી તેનું રૂહ આવીને પુત્રીને ફરમાવી રહેતું હોય : એ નાપાક આદમીને ભલે તું તારૂં શરીર આપે, પણ દિલ ન આપતી !

ખુલાજાન હમીદા ઉપર ઈર્ષ્યાથી બળતી, પરંતુ હમીદાને ખુલાજાન ઉપર જે ઈર્ષ્યા પ્રકટતી નહિ, તે ઇર્ષ્યા રૂપમતીનો પત્ર વાંચ્યા પછી તેના દિલમાં પ્રકટી. સુલેમાને રૂપમતી સંબંધી જે વાતો કરી હતી તે વાતોથીય હમીદાની લાગણી ખળભળી નહોતી, પરંતુ “ તુમસે તુમ મોહિ એક ” એ રૂપમતીના શબ્દો વાંચવાથી તેના દિલમાં ખળભળાટ થયો. પોતાને બાજુએ હડસેલી મૂકવા અને બાઝનું દિલ જીતવા પોતાના જેવડી જ એક બીજી છોકરી દૂર બેઠીબેઠી લડે છે એ જાણ્યા પછી તે સળવળી ઉઠી.

એ આખો દિવસ તેને રૂપમતીના જ વિચારો આવ્યા કર્યા. સુલ્તાનના પૈસા ઉપર જીવતી તવાયફો ભયંકર નથી હોતી, કારણકે તેઓ તો પોતાની કળાથી સુલ્તાનનું દિલ જીતે છે, અને એ કળા ભજતી હોય છે સુલ્તાનના પૈસાને; પરંતુ પૈસાની પરવા વિના પોતાના દિલથી સુલ્તાનનું દિલ જીતીને કબ્જે કરી લેનારી સુંદરી

ખરેખર વધુ ભયંકર હોય છે: એ વાત સુલેમાને હમીદાને કહી ત્યારે તેને સમજાઇ નહોતી, પરન્તુ હવે દિલમાં જાગેલી અસૂયાની ચીનગારીથી તેને તે વાત બરાબર સમજાતી હતી.

તે વારેવારે રૂપમતીનો પત્ર વાંચતી અને પાછો કબજાના ખિસ્સામાં મૂકી દેતી. ચાર લીંટીની કવિતામાંય એ છોકરીએ કેટલી મોટી વાત કહી નાંખી હતી તેનો તેને વિચાર થતો, અંતરમાં આંદોલન જાગતું, ચિત્ત ચંચળ થતું અને તે ફરી પાછો પત્ર ઉકેલીને વાંચતી. સાંજ પડતાં સુધીમાં તો તેને અનેક વારના વાચનથી બેઉ દોહા કંઠસ્થ થઇ ગયા.

એ અસૂયાએ સુલ્તાન ઉપર હમીદાની શિથિલ થએલી મમતાને સતેજ કરી. રૂપમતી જેના ઉપર પોતાનું દિલ ન્યોછાવર કરી રહી હતી તે બાઝ બહાદુર જ પોતાનો ખાવિંદ હતો અને પોતે તેને બેપર્વાઇથી જોઇ રહી હતી એ હવે તેને મૂર્ખતા લાગતી હતી.

સાંજ પડી, રાત પડી, પણ બાઝ ઓરડે ન આવ્યો. બીજે દિવસે સ્હવારમાં જ તે શિકારે ઉપડ્યો. એક દિવસ ગયો, બે દિવસ ગયા, ચાર દિવસ ગયા અને તે પાછો ન આવ્યો. દૂરદૂર જ્યારે શિકારની છાવણી પડતી, ત્યારે ઘણી વાર એમ દિવસો વહી જતા, પરન્તુ આ વખતે હમીદાને એ દિવસો બહુ લાંબા લાગ્યા.

તેણે રબાબ અને સિતાર બેઉ સજ્જ કરી રાખ્યા હતા. તેણે આ વખતે તો મન મૂકીને ગાઇ–બજાવી ખાવિંદને ખુશ કરવાનો સંકલ્પ કરી રાખ્યો હતો. બાઝને શું ગમશે, કયું ગાણું તેને ખુશ કરશે, કયા વાદ્યનો સ્વર મધરાતની હવાને માદક બનાવશે, એ સંબંધે તેણે પોતાના મનથી ઘણી ય ઘડભાંજ કરી રાખી હતી. પરંતુ તે કયારે આવશે તેની તેને ખબર નહોતી.

“સુલેમાન! તું જરા તપાસ તો કર, સુલ્તાન શિકારેથી કયે દિવસે પાછા ફરવાના છે?” એક વાર તેણે સુલેમાનને કહ્યું.

સુલેમાનની આંખો ચમકવા લાગી.

"આ તે કેવી વાત!" સુલેમાન બોલ્યો: "કિલ્લેદારે મને કહ્યું છે કે તું છોટી બેગમને પૂછી જોજે કે સુલ્તાન શિકારેથી કયે દિવસે પાછા ફરશે? અને આપ તો ઉલટું મને તપાસ કરવાનું કહો છો!"

"કિલ્લેદારને કાંઇ જરૂરી કામ પડયું છે?" હમીદાએ પૂછ્યું.

"હશે ગમે તે, પણ આપના કામ જેટલું જરૂરી તો નહિ જ હોય!"

અને હમીદાએ સુલેમાનની ચાટૂક્તિથી લજાતાં આડું જોઇને સ્મિત કર્યું.

* * *

# પ્રકરણ ૮ મું . . . . . . . . . . . . . . તેડું

(૧)

દિવસો જતા હતા અને રૂપમતીના દિલનો આવેગ વધતો જતો હતો. વસંત ઋતુ તો દર વર્ષે આવતી, પરન્તુ આ વર્ષે તે ઓર બહારમાં ખીલી નીકળી હોય અને તેના વાયરામાં અનેરી માદકતા હોય એમ તેને લાગ્યા કરતું. ચાર મહિના પહેલાં નવી સીવડાવેલી ચોળી તેને બહુ ટૂંકી પડવા લાગી હતી તેથી પહેલાં તેણે માનેલું કે કપડું સારૂં નથી, જેમ જેમ વધુ ધોવાતું જાય છે તેમ તેમ તે વધુ ચડતું જાય છે તેથી ચોળી સંકોચાતી જાય છે; પરન્તુ એક વાર જોર કરીને ઓરિયું ભેરવવા જતાં તે તૂટી ગયું અને ચોળી પીઠેથી ચીરાઈ ગઈ ત્યારે તેને હસવું આવ્યું. જે નહોતું સમજાતું તે સમજાયું કે પોતે જ બદલાતી જાય છે, ચોળીના કાપડનો વાંક નથી.

શિવરાત્રિ આવી અને ગઇ, હુતાશની આવી અને ગઇ, વસંતના મધુર–માદક વાયરા વાયા અને વહી ગયા, અને હવે ગ્રીષ્મનો આકરો તાપ પડવા લાગ્યો હતો. ઉજ્જનને મેળે ગએલો સુંદર અને તેનો કાકો કેશવ કયે દિવસના ઘેર પાછા આવ્યા હતા, પરંતુ ગોવિંદ હજી આવ્યો નહોતો. હા, દૂરની વાટ હતી, પણ હવે તો તે આવી જવો જોઇએ એવી રૂપમતીએ ગણત્રી કરી હતી.

ઓંકારેશ્વરને મેળે પોતે જઇ શકી હોત તો વળતાં માંડવનાં દર્શન થાત, બાઝ બહાદુરની ઝાંખી થાત, અને તે પોતાને જોત તો જરૂર પોતાનું ભજન સાંભળવાની માંગણી કરત. પોતાનું ભજન બાઝે સાંભળ્યાને મહિનાઓ થઇ ગયા હતા અને ત્યાર-પછી કાંઇ કાંઈ બનાવો બની ગયા હતા. તે માળવાનો સુલ્તાન થયો હતો; હવે તેને પહેલાંની પેઠે પોતાનાં ભજન સાંભળવાની રૂચિ રહી હશે ? તેનું દિલ પહેલાંના જેવું કુંળું રહ્યું હશે ? દિવસ પછી દિવસ જતા અને બાઝને પોતાનું ભજન સંભળાવવાની તથા

ભજન સાંભળતી વખતના તેના વદનનું દર્શન કરવાની રૂપમતીની ઝંખના આમ વધ્યે જતી.

એ ઝંખનાએ જ રૂપમતીની પાસે પિતાની ભજનની ચોપડીમાંથી ફાડેલા કોરા કાગળના ટુકડા પર નિજ દિલમાંથી સ્ફુરેલા બે દોહા લખાવ્યા હતા, અને ગોવિંદને છાનુંમાનું સમજાવીને એ પત્ર બાઝ બહાદુરને મળી હાથોહાથ આપવા તેણે સૂચવ્યું હતું. ઘરમાં કે બહાર કોઇને પણ એ વાત ન કહેવા તેણે તેને ઠરાવી ઠરાવીને કહ્યું હતું. ગોવિંદ ગયા પછી રૂપમતીને બહુ બહુ વિચારો થયા હતા. પોતે એક સાહસ કર્યું હતું એમ તેને લાગતું હતું. કોઇ વાર પસ્તાવો પણ થતો હતો કે એક મોટા સુલ્તાનને પોતા જેવી ક્ષુદ્ર છોકરીએ છાનો પત્ર લખી મોકલ્યો તેથી સુલ્તાનને કેવું લાગશે? તે વળતો જવાબ આપશે કે માત્ર હસીને તુચ્છકારથી એ પત્ર ફેંકી દેશે?

પ્રભાત આશામાં ઉગતું, મધ્યાહ્ન મૌન ગુંજારમાં વીતતો, સાંઝ નદી કાંઠે નહાતાં કે કપડાં ધોતાં ગોવિંદના આગમનની વાટ નિહાળવામાં જતી. અને રાત? કહેવત રૂપ બનેલી માળવાની ખુશનુમા રાત રૂપમતી ઘણી વાર અખંડ ઉજાગરે વીતાડતી. આંખ મીંચાતી નહિ તોય તેને થાક લાગતો નહિ. દિલ તરફડતું—કોઇ અસ્ફુટ આશાથી વિલખતું, પરંતુ એ તરફડાટ અને વિલખાટ પણ કેટલો મીઠો હતો! એ આશાતુરતાની મસ્તી કેવી મજેદાર હતી!

ઘરમાં રોજ રોજ કાંઇ કપડાં ધોવાનાં નીકળતાં નહિ, તોય રૂપમતી કાંઇ ને કાંઇ મિષ કાઢીને સાંઝે નદી પર જતી જ, અને તે વખતે તેની નજરે પેલી ઉંચી ખજૂરી પડતી. આપોઆપ તેના મુખમાં દુહો રમતો: "પ્રેમતરૂ ચઢિઓ કઠીન......" અને પછી તે ગોવિંદને આવતો નિરખવાની આશાથી દૂર દૂર દૃષ્ટિ લંબાવતી.

"અલી રૂપી! ત્યાં શું જોઇ રહી છે?" પાણી ભરવા આવેલી એક બહેનપણીએ તેને પીઠ પાછળથી પૂછ્યું.

"ચમેલી કે? મારો ભાઈ રેવાજીને મેળે ગયો છે તે બહુએ દિ' થયા તોય હજી આવ્યો નથી. કોક ગોવિંદ જેવું આવતું દેખાતું'તું એટલે જોતી'તી, પણ એ તો કોઈ બીજો છોકરો હતો. પણ અલી, તું સાસરેથી ક્યારે આવી?"

"કાલે આવી."

"હવે પાછી ક્યારે જવાની?"

"જઇશું જવાશે ત્યારે."

"પણ આણું ક્યારે આવશે તે તો નક્કી જ હશે ને?"

"કંઇ નક્કી કર્યું નથી. હું તો હવે ચોમાસા પહેલાં જવાની જ નથી."

"એટલું બધું મોડું?"

"તો? પરણ્યો કાંઇ નથી જોયો? થોડો જ નાસી જવાનો છે!"

ચમેલીને પરણ્યે હજી પૂરૂં વરસ થયું નહોતું. રૂપીએ હસીને પૂછ્યું: "અલી, એટલી વારમાં ધરાઇ ગઈ કે શું?"

"એમાં ધરાવાનું શું? નવુંસવું લાગે ત્યાંસુધી ઠીક, પણ પછી તો સાસરૂં રોજનું છે ને!"

જેમ અંધારઘેર્યા આકાશને ભેદતો અણુચિંતવ્યો વિજળીનો ચમકારો ચોમેર પ્રકાશ પ્રસારે, તેમ ચમેલીના શબ્દોમાં સમાયલા મર્મે રૂપમતીના અંતરૂમાં નવો પ્રકાશ પ્રકટાવ્યો.

લગ્ન, પતિ, પતિગૃહ, પરિણીત સંસાર: એ બધું સ્ત્રીના જીવનમાં ચિર આનંદરોમાંચનો અનુભવ કરાવનારૂં હોય છે એવું રૂપમતી માનતી હતી. આજે ચમેલીના શબ્દોએ તેનો ભ્રમ ભાંગ્યો હતો. પરણેતર માત્ર સ્વલ્પ કાળને માટે જ આનંદરોમાંચકારક હોય છે; તેમાં નથી હોતો નિત્યનવીન આનંદ, નથી હોતી મીઠી —મધુરી ઝંખના, નથી હોતી સોનેરી આશાનું સતત સ્વૈર ઉડ્ડયન.

(૨)

રોજ ને રોજ નદીકાંઠે ગોવિંદની વાટ જોવામાં રૂપમતીની સંધ્યાઓ વીતતી હતી અને રોજરોજ આશાભર્યાં પ્રભાતો ઉગતાં હતાં. દિવસો પસાર થતા હતા પણ રૂપમતીને ખાત્રી હતી કે એક દિવસ ગોવિંદ જરૂર આવશે, અને...તેનું મ્હોં મલક્યું. પોતે ભાઇની વાટ જોતી નહોતી, ભાઇદ્વારા બાઝ બહાદુરના વળતા સંદેશાની વાટ જોતી હતી તે તેના ખ્યાલમાં આવ્યું. "લુચ્ચી રૂપી! તું તારા દિલને ફોસલાવતાં શીખી!" તે મનમાં બોલી.

દૂર–દૂરથી જે કોઇ ગામ ભણી આવતું દેખાતું તેને તે ગોવિંદ કલ્પતી, પણ તે નજીક આવતાં કલ્પના ભ્રમરૂપ નીવડતી. એક વાર એઉ ખાંધે લાદેલા ખડિયા અને હાથમાં ડાંગ લઇને આવતો એક જુવાન તેણે જોયો; તેની પાછળ એક ઘોડેસવાર આવતો હતો. રૂપીને લાગ્યું કે આગળ ચાલ્યો આવતો હતો તે ગોવિંદ હોવો જોઇએ અને પાછળ આવતો ઘોડેસવાર બાઝ બહાદુરે ગોવિંદની સાથે મોકલેલો અંગરક્ષક હોવો જોઇએ. પણ જુવાન નજીક આવતાં જણાયું કે તે ગોવિંદ નહોતો. તે નિરાશ થઇને ઘર તરફ વળવા જતી હતી એટલામાં ઘોડેસવારે બૂમ મારી: "અરે બહેન! બહેન!"

રૂપમતીએ ચમકીને જોયું તો ખરેખર ગોવિંદ ઘોડે ચડીને આવી રહ્યો હતો. તેનું મ્હોં મલકી ગયું અને તે ભાઈની સામે દોડી. તુરત ગોવિંદ ઘોડા પરથી ઊતરી ગયો અને રૂપમતીએ આનંદભર્યે વદને તેનાં ઓવારણાં લીધાં. ગોવિંદ પગપાળો ગયો હતો અને વળતાં તે ઘોડે બેસીને આવ્યો હતો, તેમાં જ રૂપમતીને પોતાની સફળ આશાના મોરલા ટહૂકતા સંભળાતા હતા.

"ભાઇ! ઘણે દિ'એ તું આવ્યો. ક્યાંય હેરાન થયો'તો ખરો કે?"

"નહિ રે, બિલકુલ નહિ."

ગોવિંદે તત્ક્ષણ ખડિયામાં હાથ નાંખીને એક ચીંથરી કાઢી, તે છોડી અને તેમાંથી દસ સોનામહોરો કાઢીને બહેનના હાથમાં મૂકી. ગોવિંદ બહેનના વદન પર આનંદનું સ્મિત જોવાને આશાભરી દૃષ્ટિ કરતો ઊભો.

"આ દિનારો શાની?" રૂપમતીએ આશ્ચર્યથી પૂછ્યું.

"કેમ વળી? તેં પત્ર આપ્યો હતો તેનું ઇનામ!"

"ઈનામ? તે તને કોણે આપ્યું?"

"સુલ્તાન બાઝ બહાદુરે."

"આ ઈનામ જ આપ્યું કે બીજું કાંઇ?"

"અને આ ઘોડો."

"એ બધું તને બાઝ બહાદુરે પોતે આપ્યું?"

"બાઝ બહાદુરના જનાનાની એક દાસીએ દિનારો આપી અને સુલેમાને ઘોડો આપ્યો."

"પણ સુલ્તાન તને મળ્યા કે નહિ?"

"એમ બન્યું કે સૌથી પહેલાં સુલ્તાનનો ખોજો પેલો સુલેમાન છે ને, તેને હું મળ્યો અને મેં તેને કહ્યું કે મારે સુલ્તાનને મળીને તેમને એક પત્ર આપવો છે. તે કહે છે કે લાવ એ પત્ર, હું સુલ્તાનને પહોંચાડીશ; પણ હું કાંઇ કાચો છું? મેં સાફ ના પાડી કે પત્ર તમને આપવાનો નથી, સુલ્તાનને જ આપવાનો છે, એટલે તે જનાનખાનામાં ચાલ્યો ગયો અને સુલ્તાનને વાત કહી. સુલ્તાને મારી પાસે એક દાસીને મોકલી અને પત્ર મંગાવ્યો એટલે મેં તેને આપ્યો. કેટલીક વાર પછી એજ દાસી અને સુલેમાન મારી પાસે આવ્યાં. દાસીએ મને દસ દિનારો ઇનામની આપી અને કહ્યું કે સુલ્તાને ફરમાવ્યું છે કે તમને એક ઘોડો પણ આપવો; તમે રૂપમતીનો પત્ર લાવ્યા અને તમને પગપાળા જવું પડે એ સારૂં નહિ. પછી સુલેમાન મને પોતાની સાથે લઇ ગયો અને એક ઘોડો કાઢી આપ્યો. સુલેમાન બહુ લાયક માણસ છે અને સુલ્તાનનો માનીતો છે."

" ત્યારે બાઝ બહાદુર તને જાતે મળ્યા નહિ ?"

" પણ તે જનાનખાનામાં બેઠા હતા તે હું જાણું છું ને ?"

" તેં જોએલા ખરા ?"

" ના, પણ દાસી તેમની પાસેથી જ આવેલી ને."

રૂપમતીએ નિઃશ્વાસ નાંખ્યો.

" અને હા, એક વાત રહી ગઈ. સુલ્તાને કહ્યું છે કે પત્રનો જવાબ પોતાના માણસ માર્ફતે મોકલી આપશે."

રૂપમતીને એવો કોઈ જવાબ મળે એવી સંભાવના જ લાગી નહિ. હિનારો અને ઘોડો મળવાથી ગોવિંદને લાગતું હતું કે એ બધું સુલ્તાને પોતે જ આપ્યું છે, પણ બાઝ બહાદુરનું પોતાપણું એ ઈનામોમાં રૂપમતીને દેખાતું નહોતું.

" ભાઇ ! ચાલો હવે આપણે ઘેર જઇએ. પણ મારી એક વાત સાંભળી લે. આ હિનારો તારી પાસે રાખ, તે કોઇને બતાવીશ નહિ; તું માંડવ પર ગયો હતો એ વાત કોઇને કહીશ નહિ અને આ ઘોડો તને સુલ્તાને આપ્યો છે એમ પણ જણાવીશ નહિ."

બહેનની સૂચના ગોવિંદ સાંભળી રહ્યો પણ મનમાં મુંઝાવા લાગ્યો. રૂપમતી તેની મૂંઝવણ કળી ગઈ અને બોલીઃ " કહેજે કે રેવાજીને કાંઠે ઘણાય વગડાઉ ઘોડા ભટકતા હતા, તેમાંથી તેં આ ઘોડાને પકડી લીધો હતો અને એક ભલા જાત્રાળુએ ઘોડાનો સામાન તને બક્ષીસ આપ્યો હતો."

(૩)

ગોવિંદ પહેલી જ વાર એકલો આટલા લાંબા પ્રવાસે કમાવા ગયો હતો તે હેમખેમ ઘેર પાછો આવ્યો, કમાઈ આવ્યો અને વળી સરસ ઘોડો પણ લેતો આવ્યો, તે જાણીને જદુરાય તથા ગોપી હરખાતાં હતાં. પડોશીઓ આવી આવીને કુતૂહલ

દાખવી જતાં હતાં. સુંદરને ભાઇના પરાક્રમી પ્રવાસની અસૂયા આવતી હતી તેથી તે બડાઇ હાંકતો હતોઃ "અરે, રેવાજી તો ટૂંકડાં રહ્યાં, પણ હું તો દીવાળી પછી સેતુબંધ રામેશ્વરને મેળે જવાનો છું, અને લંકામાંથી હાથી પકડીને લાવવાનો છું! જોજો ને બધાં!" પુત્રના પરાક્રમના મનોરથ માતાપિતાને આનંદ ઉપજાવે જ.

થોડી વાર થઇ અને ગામનો વહીવટદાર હાસમખાન જદુરાયને આંગણે આવીને ઊભો. તેણે ખબર આપી: "જદુરાય! હમણાં જ માંડવથી સુલ્તાનનો હુકમ લઇને એક ઘોડેસવાર આવ્યો છે. તમારે ને રૂપમતીને માંડવ જવાનું છે, માટે રાત્રે તૈયાર થઇને રહેજો."

જદુરાયે ચમકીને પૂછ્યું: "સુલ્તાનનો એવો હુકમ છે? કેમ વારૂ?"

"તમારાં ભજન સાંભળવાની સુલ્તાનની ખ્વાહીશ છે."

જદુરાય સ્તબ્ધ બની ગયો. રૂપમતી ઓરડામાંથી નજીક આવી દ્વારમાં ઊભી રહી ગઇ. ગોપી એટલે આવીને ઊભી રહી.

હાસમખાન બોલ્યો: "મુસાફરીમાં તમને જરાએ અડચણ પડશે નહિ. સુલ્તાને એ માટેનો બધો બંદોબસ્ત કરવા મને ફરમાવ્યું છે. તમારે માટે ઘોડો અને રૂપમતી માટે રથ તૈયાર કરાવી આપીશ, સાથે ચાર ઘોડેસવારો વળાવિયા તરીકે આવશે, પછી શી ફીકર છે?"

"પણ મંદિરનું કામકાજ?"

ગોવિંદ તુરત બોલ્યો: "તે હું કરીશ, બાબા! તમે તમારે ખુશીથી જાઓ."

ગોવિંદ ઉમંગમાં આવી ગયો હતો. પોતે પહોંચાડેલા પત્રનો જવાબ મોકલવાનું સુલ્તાને વચન આપ્યું હતું, તે જ આ જવાબ હતો, એ વિષે તેને જરાએ શંકા નહોતી. તે વારંવાર બહેન ઉપર અર્થસૂચક દૃષ્ટિપાત કરતો હતો, જાણે કહી રહ્યો હોય કે "જોયું ને બહેન! જવાબ આવતાં જરાએ વાર લાગી?"

રૂપમતીને પણ હવે લાગતું હતું કે બાઝ બહાદુરના હાથમાં પોતાનો પત્ર નહિ ગયો હોવાનો જે સંશય પોતાને રહેતો હતો તે ખોટો હતો; એ પત્ર જરૂર તેને પહોંચેલો, અને ગોવિંદ કહેતો હતો તે બધું સાચું હતું.

અને રૂપમતીનું મનપંખી આશાની પાંખે ઊડીઊડીને બાઝ બહાદુરના મહેલની આસપાસ હેરિયાં લેવા લાગ્યું. માંડવ સુધી પહોંચતાં કેટલા દિવસ જશે તેની તેને ખબર નહોતી, પણ તેને થયા કરતું હતું કે મનને જેવી પાંખો હોય છે તેવી શરીરને પણ પાંખો હોત તો કેવું સારૂં થાત!

* * *

## પ્રકરણ ૯ મું

# "જાનત નહિ, હિય હિયસે હૈ નજદિક યા દૂર!"

(૧)

સુલેમાને યુક્તિપૂર્વક ગોવિંદ પાસેથી રૂપમતીનો પત્ર મેળવી લીધો, તેને બાઝ બહાદુરને મળવા પણ ન દીધો અને હમીદા બેગમ પાસેથી દસ દિનારો કઢાવીને તે ગોવિંદને ઇનામમાં આપી; ઉપરાંત એક મામુલી ઘોડો આપીને તેને ખુશ કરીને પાછો વિદાય કરી દીધો, તેથી સુલેમાન ખૂબ આનંદમાં આવી ગયો હતો. તેને લાગતું હતું કે બાઝ બહાદુર રૂપમતીના મોહમાં પડી જાત તે પોતાની યુક્તિથી બચી ગયો.

પરન્તુ વસ્તુસ્થિતિએ જૂદો જ પલટો લીધો. બાઝ બહાદુર શિકારેથી પાછો ફર્યો અને તે રાત્રે હમીદાને ઓરડે ગયો. હમીદા તેને તદ્દન બદલાઇ ગએલી લાગી. ખાવિંદનું દર્શન થતાં જ તેના અંતરમાંથી આનંદ તથા ઉત્સાહના ફુવારા છૂટવા લાગ્યા. કોઇ દિવસ નહિ અને તે દિવસે હમીદા સીતાર લઇને ગાવા લાગી. માનિની હમીદાનો રોષ લાંબા વખતે આપોઆપ શમ્યો તે જોઇને બાઝ ખુશ થઈ ગયો અને હમીદાને બાહુમાં ઉંચકીને નાચવા લાગી ગયો! હમીદાની આનંદસરિતા કાંઠા ભેદીને વહેવા લાગી. લાંબા વખતે રોષ તૂટયા પછી જે આનંદની ભરતી ચડે છે તે ભરતીમાં હમીદા ભાન ભૂલી અને "તમને કાંઇક નવું સંભળાવું" કહી રૂપમતીના પત્રમાંના કંઠસ્થ થએલા દૂહા તેણે આલાપપૂર્વક ગાયા.

"કયા શાયરે એ તને શીખવ્યા?"

બાઝે તુરત પૂછયું અને હમીદાનું મ્હોં એકદમ ઊતરી ગયું. તે ભાનમાં આવી અને તેણે ગલ્લાં તલ્લાં કરી ઉડાઉ જવાબ આપ્યા, પણ બાઝ માન્યો નહિ. હમીદાની આનાકાની અને ભળતા

જવાબોથી બાઝ ગંભીર બનતો દેખાયો, શાયર જેવા કોઈ બીજા પુરૂષ સાથે પોતાને સંબંધ છે એવી શંકા જો ખાવિંદને પડી જશે તો કાંઈ અનર્થ થશે એવો હમીદાને ભય લાગ્યો, અને એ સ્થિતિમાં તેણે બાઝને સાચી વાત કહી દીધી. રૂપમતીનો પત્ર પણ તેણે બાઝના હાથમાં મૂકી દઈને છૂટકારાનો દમ લીધો.

હમીદાએ કાંઈ ધાર્યું હતું અને બીજું જ કાંઈ બની ગયું. રૂપમતીને ખાવિંદના દિલ પર કાબૂ જમાવતી જોઈને પોતે જ એવો કાબૂ જમાવવા અધીરી બની ગઈ હતી, પરંતુ તેમ કરતાં તે પોતેજ કુંળી લાગણીને વશ થઈ ગઇ, ભાન ભૂલી ગઈ અને જે કાંઇ છુપાવવાનું હતું તે જ પ્રકટ થઇ ગયું !

બાઝ ગુસ્સે થઇ ગયો અને તુરત હમીદા પાસેથી ચાલ્યો ગયો. રૂપમતીના એ દૂહાની અંદર તે તેનું નિર્મળ-સ્નેહાર્દ્ર દિલ છપાયલું જોઇ રહ્યો. જૂનાં સ્મરણો તાજાં થયાં, જૂના પ્રસંગો ચિત્તમાં ઉભરાયા, જૂની ઝંખના પુનઃ જાગી રહી; તેની યાદદાસ્તમાંથી રૂપમતીનાં ભજનના શબ્દો જતા રહ્યા હતા, પરન્તુ તેના તાનપલટા, તેના આલાપ, તેના મનોહર વદન પરના ભાવોદ્રેક એ બધું જાણે ગઇ કાલે જ માણ્યું હોય તેમ તાજું થયું અને તેનું દિલ રૂપમતીને પોતાની સમીપે ફરીથી ભજન ગાતી જોવાને આતુર બની ગયું. તે રાત્રે તેને બિલકુલ ઉંઘ આવી નહિ.

"હમસે તુમકો બહુત હૈ, તુમસે તુમ મોહિ એક" એ શબ્દો તેને વારંવાર સાંભર્યા કરતા હતા. પોતાના દિલની ઝંખના રૂપમતીના દિલમાં જાણે પડઘો પાડી રહી હોય અને તેમાંથી જ એ શબ્દોનો ધ્વનિ મૂર્ત થતો હોય એમ તેને લાગ્યું, ત્યારે આતુરતાએ અધીરાઈમાં પલ્ટો ખાધો અને સ્હવાર થતાં તેણે પચીસ અંગરક્ષકોને તૈયાર થવાનો હુકમ કર્યો.

સરદારે પૂછ્યું : "ક્યાં જવું છે નામવર ?"

"સારંગપુર." બાઝ બહાદુરે જવાબ આપ્યો.

બરાબર એ જ વખતે શુજાઉલપુરથી વઝીર આલમખાન રાજ્યકાર્યને અંગે સુલ્તાન સાથે કાંઇ મસલત કરવાને માંડવ આવી પહોંચ્યો.

બાઝે કહ્યું : " આલમખાન ! તમે મારી સાથે સારંગપુર ચાલો, આપણે ત્યાં કામકાજનો નિકાલ કરીશું. મારે થોડા દિવસ ત્યાં રહેવું છે."

" નામવર ! આજને બદલે કાલ પર જવાનું રાખો તો બધું કામ અહીં જ પતી જાય."

" બહુ ઉતાવળનું કામ છે ? "

" આપ જાણો છો ને નામવર ? અકબરને નામે ખાનખાનાન બહેરામખાનનો કોરડો વીંઝાય છે અને માળવા તરફ તેની સૌ કરતાં વધારે કરડી નજર છે, કોણ જાણે શાથી."

" તે શું કહે છે ? "

" તે કહે છે કે ત્રણ વર્ષથી પેશકશી તમે મોકલી નથી, બાદશાહ અકબરની તાજપોશીમાં હાજરી આપી નથી કે નજરાણું મોકલ્યું નથી, માટે તુરત તેનો જવાબ આપવા અને બધી ખંડણી એકી સાથે પહોંચાડવા હાજર થાવ ! "

" એટલું બધું ? "

" નામવર ! તેનો હેતુ છે આપણી સુલ્તાની છોડાવવાનો અને અકબરના તાબાના એક સૂબા તરીકે માળવાની કબૂલત લેવાનો. આપણે તેની તાબેદારી કબૂલ કરવાના નથી, એટલે સંભવ છે કે તે ચઢાઇ કરવા આવે. એટલે લશ્કરમાં વધારો કરવા માટે આપની પરવાનગી લેવા હું આવ્યો છું."

" ઠીક ત્યારે, સારંગપુર જવાનું કાલ પર રાખીશું."

તુરતમાં તો બાઝનું પ્રસ્થાન એ રીતે મુલતવી રહ્યું. સુલ્તાન શામાટે સારંગપુર જવા માંગે છે તેની આલમખાનને ખબર નહોતી, પરન્તુ તે ખબર તેને થોડી વાર પછી પડી.

સુલેમાન તેને મળવા આવ્યો. તેનું મ્હોં પડી ગયું હતું, જાણે ચિંતાના અત્યંત મોટા બોજાથી તે લદાઇ ગયો હોય. તેણે આલમખાનને બધી વાત કહી અને આલમખાનનું મ્હોં મલક્યું.

સુલેમાન બોલ્યો: "વઝીર સાહેબ! આ વાત હસી કાઢવા જેવી નથી. સુલ્તાનને આપે શિખામણ આપવાની જરૂર છે. એ છોકરી બહુ ભયંકર છે. એની આંખમાં સુલ્તાનને રમકડાની પેઠે નચાવવાની અજબ મોહિની ભરી છે. કોઈ પણ ઉપાયે આપ સુલ્તાનને તેનાથી દૂર રાખો તો બહુ સારી વાત."

આલમખાન ફરી હસ્યો જાણે તે સુલેમાનને મૂર્ખ માની રહ્યો હોય. તેણે કહ્યું: "સુલેમાન! સુલ્તાનોના શોખ એવા પણ હોય. એમાં બ્હીવા જેવું શું?"

"અરે સાહેબ! આપને ખબર નથી. એ છોકરીએ જો સુલ્તાન ઉપર જાદૂ કર્યો તો સમજજો કે રાજ્ય પાયમાલ થઇ જવાનું."

"બેસ, બેસ, બેવકૂફ!" આલમખાને તેને તુચ્છકારી નાંખ્યો: "રાજ્ય જાળવનારા અમે બેઠા છીએ કે નહિ? એવી નાની વાતમાં સુલ્તાનની મરજી વિરૂદ્ધ કાંઈ કહેવાય જ નહિ."

સુલેમાન નાસીપાસ થઈ ગયો. થોડી વાર પછી તે બોલ્યો: "અહીં કેટલીય ગાનારી–નાચનારીઓ જમા થઇ છે. એ બધી પાછળ કેટલું નાણું ખર્ચાય છે તે આપ જાણતા હશો."

"હા, પણ સુલ્તાનને નાચ–ગાનનો શોખ છે, એટલે બીજો શો ઉપાય?"

"આપ જો નાણાં ઓછાં મોકલો તો એ બધીને હું હાંકી કાઢવા ઇચ્છું છું. નકામી પડી રહીને રાંડો ખાધા કરે છે..."

સુલેમાનને ખબર નહોતી કે આલમખાન જ ઇચ્છતો હતો કે સુલ્તાન મોજ કર્યા કરે અને પોતે માળવાનું ધણીપદું માણ્યા

કરે. તેથી આલમખાને ઠંડો જવાબ આપ્યો: "નાણું ખૂબ ખર્ચાય છે એ ખરું, પણ રાજ્યની આવક સુલ્તાન પોતે ન વાપરે તો બીજું વાપરે પણ કોણ? એવી બાબતમાં સુલ્તાનનું મન દુ:ખવવાની વાત મને ગમતી નથી."

સુલેમાન એ જવાબથી વધુ નાસીપાસ થયો, અને તેને આશ્ચર્ય પણ થયું. જ્યાં સુલ્તાન અને વઝીર બેઉ એક જ મતના હોય, ત્યાં પોતા જેવા અદના ગુલામની બુદ્ધિ શા કામમાં આવે? તે વીલે મ્હોંએ પાછો ફર્યો. પેલી રાંડોના ટોળાને હાંકી કાઢવાની તેની હામ પણ હવે ભાંગી ગઈ.

પણ આલમખાનની સલાહથી એટલો ફેરફાર થયો કે સુલ્તાને સારંગપુર જવાનું માંડી વાળ્યું અને તેણે સારંગપુરના વહીવટદાર ઉપર એક રૂક્કો લખી ઘોડેસવાર સાથે રવાના કર્યો જેમાં રૂપમતી તથા તેના પિતા જદુરાયને પૂરી સગવડ સાથે માંડવ પહોંચાડવાનું ફરમાન હતું.

(२)

ચૈત્ર માસ પૂરો થવા આવ્યો હતો, પરંતુ માંડવ પર વસંત વિલસી રહી હતી. આખો પહાડ નવપલ્લવિત વૃક્ષોથી ઢંકાઇને ગ્રીષ્મનું સ્વપ્ન પણ આવવા દેતો નહોતો. નાલછા આવ્યું અને રથનો પડદો ખસેડીને રૂપમતીએ માંડવ ઉપર દૃષ્ટિનિક્ષેપ કર્યો. વનસ્પતિથી ઘેરાયેલી ટેકરીઓ ઉપર ઘુમ્મટો ને શિખરોથી શોભતાં મકાનો તેની નજરે પડ્યાં. શીતળ સુગંધિત વાયુલહરિ તેના વદનમંડળને સ્પર્શતી વહી રહી, અને દસ દિવસના સતત પ્રવાસનો બધો શ્રમ ઓસરી ગયો.

ઘોડા પર આટલી લાંબી મુસાફરી જદુરાયે કોઇ વાર કરી નહોતી. તેને ખૂબ થાક લાગ્યો હતો. દિવસનો છેલ્લો પહોર હતો એટલે સાંઝ પડવાને બહુ વાર નહોતી. નાલછાને પાધર થોભવાની તેને જરાએ ઇચ્છા નહોતી. માંડવ ભેગાં થવાય ત્યારે નિરાંત થાય એમ હતું, પરંતુ રૂપમતી રથમાંથી એકદમ ઊતરી ગઇ, અને

"બાબા ! હું જરા હાથ મ્હોં ધોઇ આવું" એમ કહી પાસે વહેતા એક વહેળા તરફ ચાલી.

જદુરાય બબડયો: "ઠેકાણાસર પહોંચ્યા પછી બધું ન થાત ?"

રૂપમતીએ પિતાના બબડાટ ઉપર લક્ષ ન આપ્યું. હાથ મ્હોં ધોઇ આવ્યા પછી મેલાં થએલાં કપડાં કાઢીને તેણે બીજાં કપડાં પહેરવા માંડયાં. પિતાએ તેને ટપારી: "રૂપી! મોડું થાય છે હોં !"

પુત્રીના દિલમાં જાગેલો સૌંદર્યસાધનાનો નૈસર્ગિક મનોભાવ જદુરાય ક્યાંથી જાણે !

માંડવ પર પહોંચતાં રાત પડી ગઇ, પરંતુ બાઝ બહાદુરનો તો દિવસ ઉગ્યો હતો. મહેલ ઝળાંઝળાં થઈ રહ્યો હતો, મહેફીલ જામી હતી, ગાનતાન ચાલતાં હતાં. રૂપમતી આવી પહોંચ્યાની ખબર તેને મળી અને તે મહેફીલ છોડીને બહાર નીકળ્યો. રથમાંથી ઊતરતી રૂપમતીને તેણે મશાલને અજવાળે દૂર ઊભા રહીને જોઇ અને તેનું અંતર્ નાચી ઉઠ્યું. રૂપમતી બદલાઈ ગઈ હતી, તે છોકરી રહી નહોતી—પરી બની ગઇ હતી !

તેણે હાક મારી: "કોણ છે ત્યાં ? જમાલ ! સુલેમાનને કહે કે જહાજ મહેલમાં બે ઓરડા તૈયાર કરી આપે."

રૂપમતીએ સ્વર સાંભળ્યો. આછા અજવાળામાં મહેલના ઓટલા પરની કમાન વચ્ચે ઊભેલા બાઝ બહાદુર તરફ તેની દૃષ્ટિ ગઇ અને તત્ક્ષણ પાછી વળી.

પિતા—પુત્રીને જહાજ મહેલમાં લઈ જવામાં આવ્યાં. સુલેમાને એક ખાલી ઓરડો ઉઘાડી આપ્યો અને બીજામાં એક વારાંગનાને નિવાસ આપ્યો હતો તે ખાલી કરાવી તેને બીજે ઠેકાણે ગોઠવી. બેઉ ખંડોમાં દીવા મુકાવ્યા, જાજમો પથરાવી,

બિછાનાં આણ્યાં. જદુરાયે આનંદિત થઇને પૂછ્યું: “ખાન-સાહેબ ! તમે અહીં જ છો ને ? ત્યારે તો ઠીક થયું.”

“હા, અહીં જ છું.” એવો લુખ્ખો જવાબ આપીને સુલેમાન ચાલ્યો ગયો.

થોડી વારે ભોજનના બે થાળ લઇને એક બ્રાહ્મણ આવ્યો. તેની સાથે એક બાઈ તાંબાના ઘડામાં પાણી લઇને આવી. બ્રાહ્મણ બોલ્યો : “ગોસાંઇ મહારાજ ! આપને માટે આ ભોજન છે. મને વરધી મોડી મળી એટલે એમાં કાંઈ ઊણપ લાગે તો માફ કરજો, કાલે આપને જરાએ ઊણપ લાગવા નહિ દઉં.”

જદુરાયે કહ્યું : “ કશી ફીકર નહિ.”

પિતા–પુત્રીએ ભોજન કરી લીધું, એટલે બહાર બેસી રહેલી બાઈ ભાણું લેવા આવી અને બોલી : “હું તમારી સેવામાં છું; કાંઈ કામકાજ હોય તો મને કહેજો. દિવસ ને રાત હું સુલ્તાનના હુકમથી અહીં જ રહેવાની છું.”

આટલી ઝડપથી પોતાની પરોણાગત માટેની બધી વ્યવસ્થા થઇ તેથી જદુરાય પ્રસન્ન થઈ ગયો હતો. બાદશાહી આતિથ્ય માણવાનો તેને જન્મારામાં આ પહેલો જ પ્રસંગ સાંપડ્યો હતો.

પહોર રાત વીતી ગઇ અને પિતા–પુત્રી બિછાનામાં પડી આરામ લઇ રહ્યાં હતાં, એટલામાં બાઝ બહાદુરનો સંદેશો આવ્યો : “આપને ખૂબ થાક લાગ્યો હશે, છતાં જો બની શકે તો અત્યારે મહેરીલમાં પધારો, સુલ્તાન આપની રાહ જુએ છે.”

જદુરાય એકદમ બિછાનામાં બેઠો થતો બોલ્યો : “અત્યારે જ ?”

“આપનાથી બને તો પધારો, સુલ્તાનની ઇચ્છા છે, આજ્ઞા નથી.”

જદુરાયે રૂપમતી સામે જોયું. તેણે જવાબ આપ્યો : “જરા થોભો, આવીએ છીએ.”

રૂપમતીએ વિંખાઈ ગએલો ચોટલો છોડી, ઓળી, ફરીથી ઉતાવળે ગૂંથી લીધો. કપાળે નાનો ચાંદલો કર્યો, આંખોમાં મેશ આંજી, અને પોતા પાસે જે સારામાં સારાં કપડાં હતાં તે પહેરી લીધાં. જતનથી જાળવીને માંડવ સુધી પહોંચાડેલી પોતાની નાજુક વીણા તેણે સાથે લીધી, જદુરાયે મૃદંગ લીધું, અને પિતા–પુત્રી ચાકરની સાથે બાઝ બહાદુરની મહેફીલમાં પહોંચ્યાં ત્યારે મધરાતનાં ઘડિયાળાં વાગ્યાં.

(૩)

મહેલનું વિશાળ દિવાનખાનું ચોમેર બળતા દીવાથી ઝાકઝમાળ બની ગયું હતું. ચોપાસ અત્તરની માદક સુગંધ પ્રસરી ગઇ હતી. બાઝ બહાદુર એક મોટા તકિયાને અઢેલીને ગાદી પર બેઠો હતો અને ગાદીથી દૂર–દિવાનખાનાની વચ્ચોવચ્ચ પાથરેલા સુંદર ગાલીચા ઉપર બે ગાયિકાઓ બેઠી હતી. તેમની પાછળ સાજીંદાઓ હારબંધ બેઠા હતા. તેમનું ગાન તુરતમાં જ પૂરૂં થએલું જણાતું હતું. બારણે બારણે સેવકો સુલ્તાનનો પડયો બોલ ઉંચકી લેવાની આતુરતા વદન પર ધારણ કરીને ઊભા હતા. બાજુ પર થોડા સરદારો, અમલદારો, પાસવાનો દરજ્જા પ્રમાણે ગોઠવાઇને બેઠા હતા.

પિતાની પાછળ પાછળ આવતી રૂપમતી એ દબદબાભરી મહેફીલમાં પ્રવેશ કરતાં જ ક્ષણભર ક્ષોભ પામી. બધી આંખોને તેણે પોતા ભણી જ તાકી રહેલી જોઇને કંપ અનુભવ્યો. સુલ્તાનની સામે બેઠેલી ગાયિકાઓનાં વસ્ત્રાલંકાર જોઇને પોતાની દીનતા તેને સંકોચ ઉપજાવવા લાગી. આ ભવ્ય અને દેદીપ્યમાન સ્થાનમાં પોતે એક નાના જંતુ જેવી માત્ર છે એમ તેને લાગ્યું.

"આવો, જદુરાય ! આવ, રૂપમતી !"

બાઝનાં એ સત્કારવચનોએ રૂપમતીમાં હિંમત આણી અને તેના થોભેલા પગ આગળ ચાલ્યા. બાઝના ઇશારાથી ગાયિ-

કાઓ બાજુએ ખસી ગઇ, એટલે રૂપમતીને સમજાયું કે પોતાને તે સ્થળે બેસવાનું છે. તે સ્થાન પર પહોંચી અને પિતાને કુર્નિશ બજાવતો જોઇને તે પણ પિતાનું અનુકરણ કરી પિતાની બાજુએ બેઠી.

બાઝે પૂછ્યું: "જદુરાય ! મુસાફરીમાં કશી તકલીફ તો પડી નથી ને ?"

"ના, ખુદાવિંદ ! કશી તકલીફ પડી નથી."

"તમે થાકેલાં હશો, છતાં મેં તમને અત્યારે જ તસ્દી આપી."

"અરે, નામવર ! એમાં તસ્દી શાની ? એ તો આપની કૃપા છે." ખુદ સુલ્તાનનાં સત્કારવચનોનો બીજો શો જવાબ હોય ?

"હવે એક ભજન સુણાવો, જદુરાય !" બાઝે કહ્યું.

જદુરાયે રૂપમતીની સામે જોયું. રૂપમતીએ વીણા ગોઠવીને તારને આંગળાથી છેડ્યો. મૃદુ ઝંકાર નીકળ્યો. જદુરાયે તેના કાન પાસે મ્હોં લઇને આસ્તેથી કહ્યું: "એકાદ હોરી હોં....એ જ ઠીક છે...બ્રજમેં હરિ ધૂન મચાઇ..."

વીણાના તાર પર ફરતી રૂપમતીની આંગળીઓ સ્વર કાઢવા લાગી. મૃદંગ પર જદુરાયે બે થાપ મારી, પણ તેને વીણામાંથી જૂદો જ સ્વર નીકળતો લાગ્યો. મૃદંગ પર તેનો હાથ જરા થંભ્યો અને વીણાના સ્વરમાં તેણે ચિત્ત પરોવ્યું. ના, તે હોરીની સૂરાવલિ નહોતી...હા, ભૈરવી હતી ! "ઉંહ !" કરતાં જદુરાયને વીણાની સૂરાવલિની સાથે મૃદંગને દોરવું પડ્યું.

અત્યારસુધી બધી આંખો રૂપમતીના વદનસૌંદર્યને તાકી રહી હતી, હવે તે તેની આંગળીઓ તરફ વળી. પણ બાઝ બહાદુરની આંખો કાંઈ જૂદીજ અમૃતધારાની આશાતુરતાથી રૂપમતીને નિરખી રહી હતી.

વાદ્યોએ વાતાવરણ જમાવ્યું. મધરાતની શાન્તિ અને

મહેરીલની એકતાનતાએ વાતાવરણને વિશુદ્ધ બનાવ્યું. એ વિશુદ્ધ વાતાવરણની વચ્ચે રૂપમતીના વદનમાંથી ગાન સ્ફુર્યું :

"મુખ દેખનકું આઈ, પ્યારે તોરો
મુખ દેખનકું આ...ઇ !

એક જ તૂક, તેના શબ્દો અને એ શબ્દોને ઉચ્ચારતા વદન પરનો તદ્રૂપ સમર્પક ભાવોદ્રેક જોતાં બાઝનું દિલ દ્રવવા લાગ્યું.

"કાલ મુખ દેખ ગઈ દધિ બેચન,
જાત હિ ગયો બિકાઇ...મુખ દેખનકું...
દામ દોગુનો, લાભ ચૌગુનો,
ઘર ગૌબ છિયાં બિઆઇ...
મુખ દેખનકું આઈ, પ્યારે તોરો,
મુખ દેખનકું આ...ઇ !

બાઝ તકિયા પાસેથી ઉઠીને ગાદીના છેડા પાસે આવીને બરાબર સામે બેઠો, જાણે વચ્ચેનું થોડું અંતર પણ તેને 'મુખ દેખનકુ" ઘણું–ઘણું લાગતું હોય. ગાન આગળ વધ્યું:

"સુનિ પ્રિય બચન ઉઠે નંદલાલા,
નાગરી નિકટ બુલા...ઇ...મુખ દેખનકું...
સૂર સ્યામ પ્રભુ તિહારે મિલનકું
ચરનકમલ ચિત્ત લા...ઈ,
મુખ દેખનકું આઈ, પ્યારે તોરો
મુખ દેખનકું આ...ઇ !"

"કમલનકો રવિ એક હેં, રવિકો કમલ અનેક,
હમસે તુમકો બહુત હેં, તુમસે તુમ મોહિ એક !"

"આ સાખી વળી વચ્ચે ક્યાંથી આવી ?" જદુરાય મનમાં બબડ્યો. સુરદાસનું એ પદ હતું અને તેમાં વચ્ચે કાંઇ આવું આવતું નહોતું. તે ચમકીને રૂપમતી ભણી જોતો આશ્ચર્ય વ્યક્ત કરતો હતો. સાખી પૂરી થઇ એટલે પાછી તેણે મૃદંગને થાપ મારી.

"મુખ દેખનકું આઇ, પ્યારે તોરો
મુખ દેખનકું આ...ઇ !"

રૂપમતીએ ધ્રુવપદને અનેક વાર નિરનિરાળા આલાપપૂર્વક ગાઇને પદ પૂરૂં કર્યું. બાઝના વદન પર અનેરી પ્રસન્નતા છવાઇ ગઇ.

દરબારીઓને નવાઈ લાગતી હતી. આ છોકરીના સંગીતમાં કઇ વિશેષતા હતી ? એના કરતાં સરસ ગાનારી ગાયિકાઓ, એના કરતાં વિશેષ હાવભાવ કરનારી નર્તિકાઓ, એના કરતાં વધારે તાનપલટાથી કંઠની કારીગરી બતાવનારી સુંદરીઓને તેમણે જોઇ હતી અને સાંભળી હતી; છતાં આ છોકરીના જ સંગીત ઉપર જાણે બાઝ ફીદા ફીદા થઇ ગયો હોય એવી અનેરી પ્રસન્નતા તેઓ બધા સુલ્તાનના વદન પર જોતા હતા.

ગાયિકાઓ અને નર્તિકાઓનાં જરિયાની વસ્ત્રોમાં જે ભભક હતી, તેમના કેશકલાપમાંથી છૂટતી સુગંધમાં જે માદકતા હતી, તેમનાં નયનોમાં જે ચપળ અને કામણગારી દૃષ્ટિ હતી, તેમના અભિનયમાં ને યૌવનમાં જે છાક હતો, તેમના સંગીતમાં જે ઉગ્ર રંજકતા હતી, તેમના કંઠસ્વરમાં જે તીવ્ર વેધકતા હતી, તે કશું રૂપમતીમાં નહોતું; છતાં બાઝના વદન પર અત્યારે જે પ્રસન્નતા સૌ જોતા હતા તેવી તેની પ્રસન્નતા તેઓએ પૂર્વે કોઇ મહેફીલમાં જોઇ નહોતી !

એવો કયો જાદૂ એ છોકરીમાં હતો તે તેમને સમજાતું નહોતું. એક દરબારીએ પોતાની પાસે બેઠેલા એક પાસવાનને ધીમેથી પૂછ્યું: "આ છોકરીમાં ખાસ કાંઈ નથી; સુલ્તાન તેનામાં શું જોઈ રહ્યા હશે ?"

પાસવાને મ્હોં મલકાવતાં તેના કાન પાસે મ્હોં લઈ જઇને જવાબ આપ્યો: "લયલાકો દેખા ચાહિયે મજનૂંકી આઁખસે !"

બાજુએ ખૂણામાં ઊભેલા સુલેમાને તે સાંભળ્યું અને તે આંસુ વિહોણું મૌન રોદન કરી રહ્યો.

(૪)

બીજા દિવસથી રૂપમતી અને જદુરાયને લાલ મહેલમાં નિવાસ મળ્યો. તેમને માટે જૂદાં દાસ–દાસીની અને રસોઇયાની વ્યવસ્થા થઇ. ઉસ્તાદ માનખાન રોજ રૂપમતીને રાગરાગણી અને જૂદાં જૂદાં વાદ્યો બજાવતાં શીખવવા આવવા લાગ્યો.

રોજ એક વાર રૂપમતી બાઝને એકાદ પદ સંભળાવવા જતી, પરંતુ મહેફીલમાં નહિ. બાઝ એકલો બેઠો હોય, તેને રૂપમતીનું ગાણું સાંભળવાની ઇચ્છા થઇ હોય, ત્યારે તે રૂપમતીને અને તેના પિતાને બોલાવતો.

રૂપમતીનું નૈસર્ગિક સૌંદર્ય, અકૃત્રિમ વદનભાવ, નવયૌવન-સુલભ તરલતા, અને સ્નેહઝરતી આંખો બાઝ બહાદુરને મનોમુગ્ધ કરી રહેતાં હતાં. દિવસે દિવસે તે રૂપમતીમાં નવીન નવીન સૌંદર્ય જોતો હતો, અનુરાગ તેને નવું નવું માધુર્ય સંવેદાવતો હતો, રસિકતા તેની વૃત્તિઓમાં તનમનાટ જગાવતી હતી.

દિવસો જવા લાગ્યા અને તેને રૂપમતીનું દૂરત્વ સાલવા લાગ્યું. એ હિંદુ છોકરી પોતાની થઇને રહે ખરી? હા, તેણે પેલા દોહામાં લખ્યું હતું: "તુમસે તુમ મોહિ એક!" તે પોતાને ચાહે છે એમ બાઝને લાગતું હતું, પણ તેને કહેવાય શી રીતે? એક વાર તેણે તેને પૂછ્યું: "રૂપમતી! અહીં તને ગોઠે છે ને?"

રૂપમતીએ જવાબ આપ્યો: "હા, નામવર! આપની આટલી બધી કૃપા છે ને મને કેમ ન ગોઠે?"

પણ રૂપમતીને તેના પિતાની હાજરીમાં બાઝ કશું વધારે પૂછી શક્યો નહિ.

થોડા દિવસ પછી એક વાર સ્હવારે જદુરાયને સ્નાન કરવા તળાવે જતો બાઝે જોયો, એટલે તે રૂપમતીના નિવાસસ્થાને આવીને એકલો ઊભો. બાઝને જોતાં રૂપમતીની આંખો આનંદ-વિકસિત થઇ અને બાઝનો આનંદમયૂર જાણે નાચવા લાગી ગયો.

બાઝે પૂછ્યું: "રૂપમતી! પેલા પત્રમાં બે દોહા હતા તે તેં જોડ્યા હતા ?"

"હા!" રૂપમતીએ નીચું વદન ઢાળીને સ્મિત કરતાં કહ્યું.

"ત્યારે તું તો શાયર બની ગઇ!" બાઝે હસીને કહ્યું: "તુમસે તુમ મોહિ એક, એવું કાંઇક તેં મને તેમાં લખ્યું હતું."

"હા, નામવર! તે બરાબર છે. મારાં ભજન આપે જેવી પ્રસન્નતાથી સાંભળ્યાં છે, તેવી પ્રસન્નતાથી કોઈએ સાંભળ્યાં નથી. એટલે મારે મન આપ એકલા જ સૂર્ય છો. સૂર્યને જોઇને જે ન વિકસે તે કમળ નહિ."

"ખરી વાત!" બાઝે કહ્યું. પણ તે અર્થમાં તેણે પોતા પરની રૂપમતીની મહોબ્બત ન જોઇ, માત્ર માન જોયું, ભક્તિ જોઈ.

"પણ ખુદાવિંદ! સૂર્યને અનેક કમળ હોય છે, છતાં કમળને મન તો એકજ સૂર્ય હોય છે ને? એટલે મેં તેમ લખ્યું."

"વાહ! રૂપમતી! હું તને અહીંથી નહિ જવા દઉં: રોજરોજ એક જ કમળને ખીલેલું જોવાની હવે બાઝની ઇચ્છા છે..."

રૂપમતી હસી પડી.

"અને તારા આવા નવા નવા શેર સાંભળવાની પણ મને તમન્ના જાગી છે."

રૂપમતીએ પોતાનું પુલકિત વદન બારણાની આડે છુપાવ્યું. બાઝ તુરત ચાલ્યો ગયો.

થોડા દિવસ પછી જદુરાયે સુલ્તાન પાસે રજા માંગી અને ઘેર જવાની પોતાની ઈચ્છા પ્રકટ કરી. બહુ દિવસ થઈ ગયા હતા એટલે તેને બૈરીછોકરાં સાંભર્યાં હતાં. તે વખતે બાઝે કહ્યું: "જદુરાય! રૂપમતી હમણાં તો અહીંજ રહેશે. તેનાં ભજન સાંભળવાં મને બહુ ગમે છે તે તમે જાણો છો. પણ તમને તો રોકાઇ રહેવાનું હવે હું કહી શકતો નથી."

જદુરાય આ સાંભળીને ચમકી ગયો અને બોલ્યો: "નામવર! રૂપમતી છોકરું લેખાય, તે એકલી અહીં રહી શકે નહિ."

"તેને તમે પૂછી જોજો: તેને કાંઇ હરકત પડતી હોય, ન ગોઠે તેમ હોય તો પૂછજો. પછી તમારે જવું કે ન જવું તેનો વિચાર કરજો."

જદુરાયે નિવાસસ્થાને આવીને ચિંતાતુર વદને સુલ્તાનની વાત રૂપમતીને કહી. રૂપમતીએ કહ્યું: "તમે જરાએ ચિંતા ન કરશો, બાબા! મને અહીં ગોઠે છે, મને કશી તકલીફ નથી પડતી. કોઇ મારી સામે આંગળી પણ ઉંચી કરે તેમ નથી, અને જો કરે તો હું તેને પહોંચી વળું તેવી છું."

દીકરીમાં જદુરાયે આવી હિંમત કોઇ વાર જોઇ નહોતી, તેની આવી વાણી કોઇ વાર સાંભળી નહોતી; તેને એ બધો ઓચિંતો પલ્ટો લાગતો હતો અને આશ્ચર્ય થતું હતું.

જદુરાયના મનની મોટામાં મોટી ગૂંચવણ હવે બહાર નીકળી: "પણ રૂપી! સુલ્તાનની નજર બગડે તો?"

"તો હું નહિ વટલાઉં..."

"પણ સત્તા આગળ શાણપણ શું કામમાં આવે?"

"જુલમને તાબે થયા પહેલાં હું મરી જઇશ!"

"પણ એટલાં વાનાં થયા પહેલાં તું કહે તો આપણે બેઉ ઘેર પાછાં જઇએ, અને હું સુલ્તાનને કહું કે રૂપીને એકલાં નહિ ગોઠે."

"ના, બાબા! મારે તો અહીં રહેવું છે....મને અહીં ગમે છે....નવું શીખવાનું મળે છે....સુલ્તાનની પારાવાર કૃપા છે....પણ બાબા! તમે જાઓ, અને તુરત મારી બાને અહીં મોકલજો, એટલે તમને ચિંતા કરવા જેવું નહિ રહે."

"હા, ત્યારે એમ જ કરું." જદુરાયને એ વાત ગમી.

જદુરાય સારંગપુર પાછો ફરવા તૈયાર થયો, એટલે બાઝ બહાદુરે તેને રેશમી પોશાક આપ્યો, જરિયાની શાલ આપી, સોનાનાં કડાં આપ્યાં, મોતીની માળા તથા હીરાની વીંટી આપી, અને હજાર દિનારો રોકડી આપી. બાઝની આ મૂલ્યવાન અને ઉદાર બક્ષીસો મેળવીને જદુરાય ખુશ તો થયો, પરંતુ તેને ચિંતા થઇ કે કદાચ પોતાને કોઇ લૂંટી લેશે તો શું થશે? એટલે બાઝે તેને એક ઘોડો આપ્યો અને એક વિશ્વાસુ ઘોડેસવારને વળાવિયા તરીકે સાથે મોકલ્યો.

(૫)

જદુરાયે ઘેર જતાં વેંત પત્નીની સામે બધું જર-જવાહીર મૂક્યું અને પોતે સુલ્તાનની કૃપાથી કેવાં ધનવાન બન્યાં હતાં તે તે બતાવી આપ્યું. પછી તેણે કહ્યું: "માંડવમાં આપણી રૂપીને કોઈ જાતની તકલીફ નથી. એક મોટો મહેલ રહેવા મળ્યો છે, એક દાસી તેની તહેનાતમાં રહે છે, રસોઇઓ રસોઇ કરી આપે છે, ઉસ્તાદ તેને નવાં રાગ-રાગણી શીખવવા આવે છે, સુલ્તાનની કૃપાનો તો પાર નથી અને કોઇ કહેતાં કોઇ તેની સામે વાંકી નજરે જોઇ શકે તેમ નથી. અને સાંભળ્યું? રૂપીની પોતાની હિંમતની તો તને વાત જ શી કરૂં? તે કહેતી'તી કે, બાબા! તમે તમારે ખુશાથી જાઓ, મને કોઈ આંગળી ચીંધશે તો તેની આંગળી કપાવી નાંખીશ અને જીભ હલાવશે તો જીભ વઢાવી નાંખીશ; એ જેમ કહે તેમ સુલ્તાન કરે એવો તો રૂપીનો પ્રભાવ પડી ગયો છે! મોટી મોટી ગાનારીઓ તેની આગળ ઝાંખી પડી ગઈ છે. પણ મારા મનમાં એમ છે કે એ ત્યાં એકલી છે, હજી છોકરૂં છે, કદાચ મુંઝાય; એટલે હવે તું ત્યાં જાય તો ઠીક."

ગોપી માંડવમાં આવી પહોંચી ત્યારે તેને પતિએ કહ્યું હતું તે કરતાં ય રૂપીનાં માન વધી ગએલાં જણાયાં. એક નહિ પણ ચાર દાસીઓ તેની સેવામાં રહેતી હતી. વસ્ત્રો અને ઘરેણાંની પેટીઓ ભરેલી હતી. તેને બારણે એક પાલખી અને ચાર ઉંચક-

નારાઓ રાત દિવસ હાજર રહ્યા કરતા હતા. રોજ સ્હવારમાં સુલ્તાન અને તેનો પાસવાન ઘોડે બેસીને ત્યાં આવતા અને પછી રૂપમતી તથા તેની એક દાસી પોતપોતાના ઘોડા પર ચડીને સુલ્તાનની સાથે ફરવા જતી. રૂપમતીને કાંઇ ઘોડે બેસતાં આવડતું નહોતું, પણ ગોપીએ જાણ્યું કે થોડા દિવસમાં તે ઘોડે બેસતાં પણ શીખી ગઈ હતી.

એક વાર નીલકંઠ મહાદેવમાં રહેતો એક બ્રાહ્મણ "નીલકંઠ પ્રસન્ન" કરતો ભિક્ષાવૃત્તિ માટે આંગણે આવીને ઊભો. ગોપી તેને વાડકી દાળ આપવાને બહાર આવી એટલે બ્રાહ્મણે તેને પૂછયું: "માઇ! તમે રૂપમતીનાં માતાજી છો?"

"હા, ભાઈ! કેમ પૂછવું પડયું?"

"કાંઈ નહિ!" બ્રાહ્મણે કટાણું મ્હોં કરીને કહ્યું: "તમારી રૂપમતી રતન તો છે, પણ કથીરમાં મઢાઇ જશે, માજી!"

તે દિવસથી ગોપીને ચિંતા થવા લાગી. પુત્રીને સુલ્તાનનું માન મળતું જોઇને મનમાં પુલકિત થતી ગોપીને પુત્રી વટલાઇને મુસલમાન થાય, સુલ્તાનની બેગમ બને, એ બીલકુલ ગમતું નહોતું.

દિવસો જવા લાગ્યા. એક બાજુએ સુલ્તાન રૂપમતી સાથે શાદી કરવાના છે એવી વાત ગોપીને કાને અથડાતી હતી અને બીજી બાજુએ એ વાતની જ પૂર્તિ કરતી હોય તેમ રૂપમતી બાઝ બહાદુરની નજીક વધારે ને વધારે રહેતી હતી.

સ્હવારે ઘોડેસવારી, બપોરે ભોજન પછી સંગીતશિક્ષણ, સાંજે સુલતાન સાથે શેતરંજની રમત અને રાત્રે ગાનતાન: એ રૂપમતીનો લગભગ નિત્યનો કાર્યક્રમ હતો. રૂપમતી માતા સાથે જાણે વાતો કરવા ય નવરી પડતી નહિ; અને સુલ્તાનનું કહેણ આવે તો ઘડીનો ય વિલંબ કર્યા વિના ચાલી જતી. એથી ગોપીને ખૂબ ચિંતા થવા લાગી.

એક રાત્રે ગોપીને એક સ્વપ્નું આવ્યું. તેમાં તેની માતા સુંદરીએ દર્શન આપ્યું અને ગોપીને કહ્યું: "બહેન! તું શાને નકામી ચિંતા કરે છે? તારી રૂપી મારો જ અવતાર છે. મારૂં દિલ ઉડ્યું હતું ત્યાં હું ઘડીભર થોભી નહોતી; મારૂં દિલ ઠર્યું હતું ત્યાં મેં જીંદગી ગાળી હતી. આ અવતારે પણ મારૂં દિલ ખેંચાય છે તે તરફ હું જઉં છું, તું મને પાછી વાળીશ નહિ; પાછી વાળીશ તો તું મારૂં સ્વર્ગ ખોવરાવીશ અને પાછળથી તું પસ્તાઇશ. તું માને છે કે હું દુઃખી થઈશ, ખરૂં ને? તું માને છે કે હું વટલાઇશ, ખરૂં ને? પણ દેહના ધર્મ અને દિલના ધર્મ ન્યારા હોય છે. દિલનો ધર્મ દુઃખમાં પણ સુખ જોવાનો છે તે તું નથી જાણતી, હું તે જાણું છું, મેં એ સુખ ગત ભવે માણ્યું છે..."

એ સ્વપ્નું જોયા પછી ગોપીની ચિંતા જાણે એકદમ ઉડી ગઈ. તેને હવે પૂરેપૂરી ખાત્રી થઇ કે પોતાની માતા જ રૂપીના અવતારમાં જીવન જીવી રહી છે અને તે જે દિશાએ ધસી રહી છે તે દિશામાં સુખ હશે કે દુઃખ, તોપણ તે પાછી ફરવાની નથી; તેને પાછી વાળવાનો યત્ન કરવો એ પણ મિથ્યા છે.

છતાં માતાનું દિલ! તેનાથી રહેવાયું નહિ અને એક વાર તેણે પુત્રીને ચેતાવી: "રૂપી! તું હવે સમજણી થઈ છે. સુલ્તાન સાથેનો તારો સહવાસ વધતો જાય છે, ને મને ચિંતા થાય છે."

"તું ચિંતા ન કરીશ, બા!" રૂપમતીએ બેદરકારીથી નહિ પણ સાવધાનતાથી જવાબ આપ્યો: "મારા પર કોઈ જોર જુલમ કરતું નથી. મને કોઈ સુલ્તાન પાસે ખેંચીને લઇ જતું નથી. મને સુલ્તાનની તલ્વારની બીક નથી કે તેમના ધનનો લોભ નથી."

"પણ તું કઈ સમજણથી સુલ્તાન સાથે ફરવા જાય છે, શેતરંજ ખેલે છે, વાતો કરે છે, તે તો મને કહે."

માતાએ કહ્યું તે બધું રૂપમતી કરતી હતી, પણ શામાટે કરતી હતી તેની તો રૂપમતીને પોતાને પણ ખબર નહોતી. તેણે

એ વિષે કદી વિચાર જ કર્યો નહોતો. સુલ્તાનની ઇચ્છા થતી અને રૂપમતી તે ઇચ્છાને જ અનુસરતી. તેમ કરતાં તેનું મન કશો વિચાર કરવા રોકાતું નહિ, આનાકાની કરવાનું તેને સ્વપ્ન પણ આવતું નહિ; અને તે બાઝ સાથે ફરવા જતી, વાતો કરતી, ખેલતી ને તેની સમક્ષ ગાતી. બાઝની પ્રસન્નતા એ જ તેનું ધ્યેય હતું, બાઝનું પ્રસન્ન વદનમંડળ એ જ જાણે તેનું દેવદર્શન હતું.

જે વિચાર તેણે આજસુધી નહોતો કર્યો તે વિચાર તેણે અત્યારે માતાની પૃચ્છાથી કર્યો. તે અધઘડી ચૂપ બેસી રહી અને પછી બોલી: "બા ! કૃષ્ણ ભગવાનની બંસી વાગતી જ્યારે રાધા સાંભળતી ત્યારે તે ભગવાનની પાસે દોડી જતી, ખરૂં ને ? એવું જ કાંઇક મને બાઝ બહાદુરનો શબ્દ સાંભળતાં થાય છે."

"પણ કૃષ્ણ તો ભગવાન હતા, સુલ્તાન કાંઇ ભગવાન નથી."

"ભગવાન કરતાં તેમનામાં કશી ઊણપ હોય એમ મને દેખાતું નથી."

"ભગવાનની સેવાથી તો ભગવાન પ્રસન્ન થઇને ગોલોકમાં આપણો વાસ કરાવે; આ તો મુસલમાન સુલ્તાન, તે વળી ક્યાંનો ભગવાન ?"

"મારે મન તો એ જીવતો જાગતો ભગવાન છે, બા ! મારા બાબા બંસીધરજીની સેવા કરે છે, મેંય બંસીધરજી સમક્ષ પદ-કીર્તન ગાવામાં કાંઈ મણા રાખી નથી; પરંતુ બંસીધરજીને કોઇ વાર પ્રસન્ન થએલા જોયા નથી, અને આ બાઝ બહાદુરને તો મારાં પદ સાંભળીને પ્રસન્ન-પ્રસન્ન બની ગએલા બંસીધરજી રૂપે જ જાણે હું જોઉં છું !"

રૂપમતીના વદન ઉપર ગોપીએ અસાધારણ ઉલ્લાસ જોયો, તેની આંખોમાં નિર્મળ ભક્તિભાવ જોયો, તેની વાણીમાંથી બાઝ પ્રતિનો અપૂર્વ સમર્પક ભાવ રણઝણતો સાંભળ્યો, અને ગોપી

ચૂપ બની ગઇ. સ્વપ્નમાં તેની માતાએ જેવું કહ્યું હતું, તેવું જ કાંઈક અત્યારે તેને પુત્રીએ કહ્યું હતું.

ત્યારથી ગોપીએ પુત્રી માટે ચિંતા કરવાનું છોડી દીધું. માતાએ આપેલું સ્વપ્ન અને વિધાત્રીએ લખેલા લેખ એ બે વાનાં તેના મનના આશ્વાસન રૂપ બન્યાં.

(૬)

પ્રેમસ્વરૂપ ભક્તિ અને વાસનાજન્ય પ્રેમ એ બેઉની વચ્ચેનું અંતર સમજવું એ બાઝ બહાદુરની શક્તિ બહારની વાત હતી. એક જ સૂર્યને જોઇને વિકસિત થતાં અનેક કમળના પ્રેમનાં કવિઓએ ગાએલાં ગીતોનો મર્મ શો છે તે બાઝ કળી શકે તેમ નહોતું. રૂપમતીએ એક વાર તેની સમક્ષ ગાયું હતું:

ચકોર ચાહત ચંદકો, ચાહત ઘનકો મયૂર,
જાનત નહિ, હિય હિયસે હૈ નઝદીક યા દૂર.

પરન્તુ ચકોર અને મયૂરના પ્રેમની એ કવયિત્રીની કલ્પના બાઝના દિલને યથાર્થ સ્વરૂપે સ્પર્શી નહોતી. રૂપમતીની ભક્તિમાં તેને તેની એવી મહોબ્બત દેખાતી હતી કે જેનાથી બંધાઇને પોતા પર દિલ ન્યોછાવર કરી રહેલી રૂપમતી હવે સર્વસ્વ સમર્પણ કરવા ઉત્સુક બની ગઇ છે એમ તે જોતો હતો. મહોબ્બતનું પરિણામ શાદી સિવાય બીજું હોઈ શકે નહિ, શાદી સિવાય એ દિલ અને એ દેહ વચ્ચે રહેલું અંતર કપાય નહિ, અને એ અંતર કપાયા વિના સંપૂર્ણ પ્રેમસુખનો અનુભવ કાંઇ થાય ખરો?

એટલે બાઝે રૂપમતી સાથે પોતાની શાદીની તૈયારી કરવા માંડી. રૂપમતીને માટે દિલ્હી અને આગ્રામાંથી ખરીદવામાં આવેલાં નવાં જરિયાની કપડાં લઇને વઝીર આલમખાન આવી પહોંચ્યો. માળવાના સુલ્તાનને જનાનખાનાની નવી સજાવટ કરવાને કાંઈ કાંઇ વસ્તુઓની જરૂર છે એવું જાણીને ઠેરઠેરથી વેપારીઓ આવવા

લાગ્યા. તેઓની પાસેથી બાઝે હીરા–મોતીના દાગીના, તરેહવાર કાપડ, હાથીદાંતની કારીગરીવાળા પલંગો, શિરાઝી શરાબની કુપ્પીઓ, ચાંદીના મોટા અરીસા, વેલ–બુટ્ટીદાર પત્થરનાં કચોળાં ને પ્યાલાં, એવી કાંઇ કાંઈ જણસો ખરીદી. રૂપમતીને શું ગમશે અને શું નહિ ગમે તેની કલ્પનામાં પોતાના મહેલની, દિવાનખાનાની, શયનગૃહની ખૂબીદાર સજાવટ કરવાને તે રાત ને દિવસ ગાળવા લાગ્યો.

છેવટે નિકાહ પઢાવવા માટે શુજાઉલપુરની બડી મસ્જીદના કાઝી સાહેબ આવ્યા ત્યારે રૂપમતીને કાને વાત આવી કે પોતાની અને બાઝ બહાદુરની શાદીની આ બધી તૈયારીઓ ચાલી રહી છે.

સ્હવારના પહોરમાં ઉઠતાંવેંત તે દોડતી બાઝ બહાદુરને મહેલે જઇ પહોંચી. બાઝ હજી ઉઠ્યો નહોતો. બહારની ફરસબંધી પર એક થાંભલાને અઢીંગીને તે બાઝના ઉઠવાની રાહ જોતી બેઠી.

કાઝી સાહેબ નમાજ પઢી એક થાંભલાને અઢેલીને બેઠા બેઠા તસ્બી ફેરવતા હતા. તેમણે તે વખતે રૂપમતીને પહેલી જ વાર જોઇ. એ જ છોકરીને ઇસલામ ધર્મ ગ્રહણ કરાવવાને અને બાઝની સાથે તેના નિકાહ પઢાવવાને પોતે આવ્યા હતા. તેમના હાથમાંની તસ્બી સ્થિર થઇ ગઇ અને તે રૂપમતીને જોઇ રહ્યા. સુલ્તાનની એ માશુક હતી, ખૂબ સુંદર હતી, ઉઘડતી કળી જેવી નાજુક હતી, હરિણીના જેવી નિર્મળ અને તેજસ્વી તેની આંખો હતી, પણ તેની સાદાઇ કાજી સાહેબને આશ્ચર્ય પમાડી રહી હતી. તેના મ્હોં પર તેજ હતું, પણ પ્રતાપ નહોતો; તે માળવાની શાહી સમૃદ્ધિમાં આળોટવાની હતી પણ તેના દેહ પર જરાએ શણગાર નહોતો કે તેણે પહેરેલાં વસ્ત્રોમાં ચમક નહોતી. સુંદરતા, સરળતા અને સાદાઇની એ પૂતળી અને માળવાનો રંગીલો સુલ્તાન એ બેઉની શાદી કરીને પોતે કોને વધુ ભાગ્યશાળી બનાવશે, સુલ્તાનને કે આ હિંદુ છોકરીને, તે કાજી સાહેબ સમજી શકતા નહોતા.

થોડી વારે એક ચાકરે આવી રૂપમતીને કહ્યું: "સુલ્તાન ક્યારે ઉઠશે તે નક્કી કહેવાય નહિ. તુરતમાં ઉઠે અને વાર પણ થાય. તમે કહો તો તેમને જગાડું."

રૂપમતીએ જવાબ આપ્યો: "નહિ, નહિ, સુલ્તાનને જગાડવાની જરૂર નથી. જાગે ત્યાંસુધી હું અહીં બેઠી છું."

કાજી સાહેબ એ વાતચીત મૂગા મૂગા સાંભળી રહ્યા. તેમને સમજાયું નહિ કે રૂપમતીના વદન પર પ્રસરેલી ઉત્સુકતાની પાછળ કયો મનોભાવ કામ કરી રહ્યો છે.

ફરાસ આવીને દિવાનખાનાને વાળીઝૂડીને બિછાત બિછાવી ગયો. ભિસ્તી આવીને આંગણામાં ચોમેર પાણી છાંટી ગયો. બાગવાને આવી આસપાસના ફૂલરોપ અને લતામંડપોને પાણી પાવા માંડયું. નોકરચાકર સુલ્તાનના ગુશલ અને ભોજન માટેની તૈયારીમાં પડયા. વખત વીતવા લાગ્યો અને રૂપમતી બાઝના શયનખંડનાં બારણાં ભણી જ તાકીને બેસી રહી. હમણાં બારણાં ઉઘડે, બાઝનું દર્શન થાય અને પોતે તેની સમીપે પોતાના દિલની વાત પ્રકટ કરે, એ જ ઝંખનામાં તેનું ચિત્ત પરોવાઈ ગયું હતું. સુલ્તાનને મળવાની રાહ જોતાં એક જ સ્થળે ગુપચુપ બેસી રહેતાં એને કંટાળો નહોતો આવતો, તેની આંખોને થાક નહોતો લાગતો.

પહોર દિવસ ચડી ગયો ત્યારે શયનખંડનાં બારણાં ઉઘડયાં અને બાઝ બહાર નીકળ્યો. તેની પહેલી જ દૃષ્ટિ રૂપમતી પર પડી અને તે ચોંક્યો. પોતાની પ્રિય મૂર્તિને તદ્દન સાદાં અને જેમ તેમ પહેરેલાં કપડાંમાં આવેલી જોઇને તેને આશ્ચર્ય થયું. તેણે પૂછ્યું: "રૂપમતી! આવે વેશે અત્યારમાં કેમ?"

રૂપમતી શરમાઇ ગઈ. સુલ્તાનની સમક્ષ આવતાં પહેલાં કપડાં બદલવાનું પણ પોતાને ભાન ન રહ્યું અને પોતે દોડી આવી તે ધ્યાનમાં આવતાં તે સંકોચ પામી. તે બોલી: "બેઅદબી માફ કરજો, સુલ્તાન! આપને ઉતાવળે મળવા આવતાં મને ખબર ન

રહી કે મેં કેવાં કપડાં પહેર્યાં છે. કહો તો બીજાં કપડાં પહેરીને પછી આવું."

બાઝ પ્રસન્ન થયો તેની મિલનની અધીરાઈ પર. તે મંદ હસ્યો અને બોલ્યો: "કાંઇ ફીકર નહિ, રૂપમતી! આવ, અંદર આવ, અને કહે, તું કેમ મળવા આવી છે?"

બાઝની પાછળ પાછળ રૂપમતી બાજુના એક નાના ખંડમાં ગઈ. બાઝ એક આસન પર બેઠો, રૂપમતી તેની સામે નીચે બેઠી. બાઝને કેટલીક વાર સુધી અનિમેષ નયને તે જોઈ રહી. બાઝે પૂછ્યું: "રૂપમતી! કેમ બોલતી નથી? તને કાંઈ જોઇએ છે? તારી કાંઈ ફરિયાદ છે?"

"ફરિયાદ છે, નામવર! આપની સામે ફરિયાદ છે."

બાઝ હસ્યો: "મારી સામે ફરિયાદ છે? કહે, કહે, એ ફરિયાદ પણ જરૂર મીઠી હશે."

"આપ મને પરણવા ઇચ્છો છો, એમ મેં સાંભળ્યું છે, પણ મારે પરણવું નથી."

"હેં!!" બાઝ ચમક્યો. માળવાના સુલ્તાનની બેગમનું સ્થાન મેળવવાને કેટલીય સુંદરીઓને બાઝે પડાપડી કરતી જોઇ હતી, અને રૂપમતી આમ કેમ કહે છે, તે તેને સમજાયું નહિ. તેની ચમકનો ઊભરો શમતાં થોડી વાર થઇ. ઊભરો શમ્યો અને તેના વદન પર દીનતા પ્રકટી. તે બોલ્યો: "રૂપમતી! જીગરનો જખ્મ વહ્યા કરે છે, તેને રૂઝાવ્યા વિના મને ચેન પડે તેમ નથી. તે રૂઝાવવાનો મલમ તારી પાસે છે."

"ભૂલો છો, બાઝ બહાદુર! એ જખ્મ વહેતો રહે તેનો આનંદ અનેરો હોય છે; એ આનંદ હું માણું છું, આપ પણ માણો!"

વહેતા જખ્મનો આનંદ! તડપતા જીગરની મોજ! અધીરા હૈયાની વેદના! વિરહી હૃદયનો તલસાટ! હા, બાઝે વેદનાઓ

તો ઘણીય વાર વેઠી હતી, પરંતુ તેને એ વેદનાઓમાં આનંદ નહોતો લાગ્યો; રૂપમતી તેમાં આનંદ માણતી હતી !

રૂપમતી બાઝને વિચારવિવશ સ્થિતિમાં મૂકીને ચાલતી થઇ. હતાશ થએલો બાઝ મૂઢની પેઠે બેસી રહ્યો. તેનો આખો દિવસ બેચેનીમાં ગયો. ખાવાનું ભાવ્યું નહિ, ગાનતાન ગમ્યાં નહિ અને રાત્રે ઉંઘ પણ આવી નહિ.

સ્હવારે તે રૂપમતી પાસે ગયો. તેણે કહ્યુંઃ " રૂપમતી ! મને એક શંકા પડી છે. તને મુસ્લીમ થવું ગમતું નથી, તે માટે તું શાદીની ના કહે છે ? "

" નહિ, નામવર ! પ્રેમના જગતમાં કોઈ હિંદુ નથી, કોઈ મુસ્લીમ નથી. કોઇ ધર્મ બાઝ બહાદુર પ્રત્યેની રૂપમતીની ભક્તિને વટલાવી શકે તેમ નથી. હું આપની દાસી છું, આપ મારા પ્રભુ છો : આપનું પ્રસન્ન વદન નિરખવા માટે નિરંતર હું તડપતી જ રહું એ મને જોઇએ છે..."

ટૂંકેથી જ એ મુલાકાત પતી ગઇ, અને બાઝ બહાદુર પાછો ફર્યો. તેના દિલની વેદના વધતી ચાલી. નિરાશાએ તેને અકળાવી મૂક્યો અને તેણે સુલેમાનને બોલાવી ફરમાવ્યુંઃ " સુલેમાન ! રૂપમતીને આજે ને આજે વિદાય કરી દે !"

" શું કહ્યું નામવર ?" સુલેમાને સ્તબ્ધ બની જઇને પૂછ્યું.

" રૂપમતીને માટે આપણે જે કાંઇ વસ્તુઓ મંગાવી રાખી છે, તે બધી વસ્તુઓ સાથે તેને અહીંથી સારંગપુર રવાના કરી દે. "

" જેવો હુકમ, ખુદાવિંદ !"

સુલેમાનને મન આજે સોનાનો સૂરજ ઉગ્યો હતો. રૂપમતી ઉપર સુલ્તાનની ઇતરાજી થઇ અને તેને વિદાય કરી દેવાનું ખુદ સુલ્તાને ફરમાન કર્યું, એથી વિશેષ બીજું તેને શું જોઇએ ?

કારણ–આરણ જાણવાની પરવા કર્યા વિના તે તુરત ઉપડ્યો. તેણે તત્ક્ષણ રૂપમતી પાસે જઈ સુલ્તાનનું ફરમાન સુણાવ્યું: "તમારે અત્યારે જ માંડવ છોડી વિદાય થવાનું છે. રથ અને વળાવિયા તમને સારંગપુર પહોંચાડવા હમણાં હાજર થશે."

વળતો જવાબ પણ સાંભળવાની રાહ જોયા વિના સુલેમાન ચાલતો થયો.

થોડી વારે રથ બારણે આવીને ઊભો. સાથે ચાર ઘોડેસવાર વળાવિયા હતા.

રૂપમતી સુલ્તાનનો હુકમ સાંભળીને બેચેન બની ગઈ હતી. જો પોતે લગ્નનો સ્વીકાર કરે તો બાઝ બહાદુર પોતાને માંડવમાં રહેવા દે એવો તે હુકમનો અર્થ રૂપમતી સમજતી હતી. પણ તેનું દિલ લગ્નને–કોઇની પણ સાથેના લગનને ઇચ્છતું નહોતું. હવે તો બાઝથી દૂર જ રહેવું પડશે, એ સ્થિતિ તેને બેચેન બનાવતી હતી. વિદાય થતાં પહેલાં એકવાર સુલ્તાનને મળી લેવાની તેને ઇચ્છા થઇ.

તે બાઝ બહાદુરને મહેલે પહોંચી, ત્યારે બાઝ એક વિરામાસનમાં માથું ઢાળી બેચેન પડ્યો હતો. રૂપમતી તેની સમીપે જઇને ઊભી. તેણે તેને જોઇ. તે તેમજ પડ્યો રહ્યો.

રૂપમતીએ પ્રશ્ન કર્યો: "નામવર! આપ મારા પર નારાજ થયા છો?"

"નહિ, રૂપમતી! હું નારાજ નહિ પણ નિરાશ થયો છું. હું તને મારી માલીક બનાવવા ઇચ્છું છું પણ તું ના કહે છે. તને જોઉં અને દિલને બાળ્યા કરૂં, તે કરતાં તું દૂર જ રહે તે સારૂં." બાઝે જવાબ આપ્યો.

"નામવર! આપ આખા રાજ્યના માલીક છો, ખુદા આપના માલીક છે. હું આપની અને આપ મારા માલીક બનો, એથી આપને વિશેષ શું મળવાનું છે?"

"તે મારૂં દિલ જાણે છે."

"હું આપની માલીક થઉં, આપ મારા હક્કદાર માલીક થાઓ: પછી, નામવર! તડપતા દિલનો આનંદ આપની અને મારી બેઉની પાસેથી ખોવાઇ જશે."

"ગમે તે થાવ! હું બધું વેઠી શકીશ, તું નજર સામે હોવા છતાં દૂર રહે એ મારાથી નહિ વેઠાય."

"તો આપને જરાએ દુઃખ દેવા હું ઇચ્છતી નથી. આપની નજરથી દૂર જ હું થઇશ, પરન્તુ નામવર! ફરીથી આપણે કોઇ વાર મળીશું?"

બાઝ બહાદુર જવાબ ન આપી શકયો. તેની બેચેની વધતી જતી હતી અને મસ્તક ભ્રમતું હતું. કોઇ અદૃષ્ટ શક્તિ નિકટ રહેવા તલસતાં બે દિલને વિખૂટાં પાડી રહી હતી એમ તે જોતો હતો; પરન્તુ એ શક્તિ આજે બેકાબૂ બની ગઇ હતી. તે કશો જવાબ આપી શકયો નહિ.

રૂપમતીની આંખોમાં આંસુ ધસી આવ્યાં. તે બોલી: "નામવર! કંઇ તો બોલો, હા કે ના કહોઃ એકાદ વાર તો ફરીથી આપનું દર્શન કરવાની મને આશા આપો!"

"કોઇ વાર મળીશું, રૂપમતી!"

"કયારે?"

"તેની મને ખબર નથી."

રૂપમતીની આંખોમાંથી આંસુ વહેતાં રહ્યાં, પરંતુ તેના વદન પર આશાએ ઉત્પન્ન કરેલા ઉત્સાહની લાલી ઉભરી આવી. તે ધબકતે હૈયે નીચી નમી, સુલ્તાનના પગે મસ્તક અડાડી તે ઊભી થઇ અને બાઝના વદનને ક્ષણભર અનિમેષ નયને નિરખી છેલ્લી વારનું એક દૃષ્ટિપાતનું નૈવેદ્ય ધરી, તુરત તે પાછી વળી નીકળી.

* *

# પ્રકરણ ૧૦ મું . . . . . મથુરાની ધર્મશાળામાં

(૧)

નંદદાસ ગોસાંઇ ઘાટ પર નાહીને ધોતિયું ધોઇ રહ્યો હતો, પણ હજી રાધા અને લલિતા જમુનાના જળમાં રમતી હોય તેમ તરતી હતી અને ડૂબકીઓ ખાતી હતી. નંદદાસે હાક મારી: "હવે ઝટ બહાર નીકળો, મોડું થાય છે."

"નીકળીએ છીએ !" કહેતાંક લલિતાએ ડૂબકી મારી અને પાણીમાં રાધાનો પગ ખેંચ્યો. રાધાએ પણ હસીને ડૂબકી મારી. કેટલેય દૂર પાછી તે દેખાઇ.

નંદદાસ ચ્હીડાયો અને તેણે જોરથી બૂમ મારી: "ઓ વંતરીઓ! કેમ માનતી નથી? ચાલો, જલ્દી બહાર નીકળો, નહિતો હમણાં આવીને ટીપી નાંખું છું!"

પિતાને ગુસ્સે થએલા જોઇને બેઉ બહેનો ઉતાવળે ઘાટ તરફ પાછી ફરી. નંદદાસ બોલ્યો: "જમુનાજીમાં તે નહાવાનું હોય કે મસ્તી કરવાની હોય? કેટલીય શિખામણો આપું છું તોય તમને સાન આવતી નથી?"

લલિતા બોલી: "ઠંડું મઝાનું પાણી છે, બાબા!"

"એટલે માછલાંની પેઠે પાણીમાં પડી રહેવાય, ડાહ્યલી? શાસ્ત્રીજીની કથાનો વખત થઈ ગયો છે, તેની ખબર નથી?"

બેઉ બહેનોએ ઉતાવળે કપડાં બદલાવી નાંખ્યાં અને પલાળેલાં કપડાં બોળી–નીચોવી લીધાં. પછી બેઉ બહેનો પિતાની સાથે સાથે મદનમોહનજીના મંદિર તરફ ચાલી.

મંદિરથી ઘાટ બહુ દૂર નહોતો. શાસ્ત્રીજીની કથા શરૂ થયા પહેલાં મંદિરમાં પહોંચી જવાની નંદદાસને ઉતાવળ હતી. તે આગળ આગળ ચાલ્યો જતો હતો અને રાધા–લલિતા પાછળ

રહી જતી હતી, તેથી પણ તે ચ્હીડાયો અને તેણે હાક મારીઃ "જલ્દી પગ ઉપાડો! જાણે માંદલી!"

નંદદાસ ગોસાંઇ મીરાંબાઇના જાત્રાળુ સંઘની સાથે સાથે મેડતાથી મથુરા આવ્યો હતો અને સંઘની સાથે સાથે તેણે વૃંદાવન તથા ગોકુળની જાત્રા કરી હતી. સંઘનો કેટલોક ભાગ ત્યાં વીંખાઇ ગયો અને બાકીનો ભાગ જાત્રા પૂરી કરી મીરાંબાઇની સાથે જવા પાછો ફર્યો હતો. મીરાંબાઇ દ્વારકા જતાં હતાં અને નંદદાસને પણ સાથે જવાની ઘણીએ ઇચ્છા હતી, પરંતુ આ બેઉ છોકરીઓનો લબાચો તેને બહુ ભારે થઇ પડચો હતો; અને તેથી તેણે સંઘની સાથે દ્વારકા જવાનો વિચાર માંડી વાળી મથુરામાં જીવનપર્યંત તીર્થવાસ કરવાનો નિશ્ચય કરી લીધો હતો.

સારંગપુરથી મેડતા જતાં સુધી નંદદાસને વરસાદે જેટલો હેરાન નહોતો કર્યો તેટલો એ છોકરીઓએ તેને મેડતાથી મથુરા જતાં સુધીમાં હેરાન–પરેશાન કરી મૂક્યો હતો. મીરાંબાઈના સંઘમાં તો બધાં પવિત્ર વૈષ્ણવો હતાં, પરંતુ જ્યાં જ્યાં સંઘ પડાવ નાંખતો ત્યાં ત્યાં ગામલોકોની સાથે થોડો–ઘણો પરિચય પડતો, અને નંદદાસ તેમનાથી ચોંકીને દૂર રહેતો. સારંગપુરમાં દુર્જનનો સંપર્ક થયો હતો ત્યારથી તેને ભય રહ્યા કરતો હતો કે કદાચ એવા જ કોઇના પુનઃસંપર્કથી પોતાની પુત્રીઓ વિમાર્ગે વળી જશે તો મોટો અનર્થ થઇ જશે. આ ભીતિ તેને હમેશાં ચોંકેલો રાખતી. છોકરીઓ કોઇ અજાણ્યાઓ સાથે વાતો કરવા લાગી જાય તો તે તેમને ત્યાંથી દૂર ખેંચી જતો, દુર્જનથી દૂર રહેવાની શિખામણ આપતો; પરંતુ ઉદ્દગમતા યૌવનની કુતૂહલ-વશતા બેઉ બહેનોને એ શિખામણ ભુલાવી દેતી અને તેમને અજાણ્યાંઓ સાથે બોલતાં કે તેમનાં ભજન–કીર્તન વખતે સાથે બેસતાં સંકોચ થતો નહિ. તે વખતે નંદદાસ તેમને ગાળો દેતો, ધમકાવતો અને કોઈ વાર શિક્ષા પણ કરતો. આવું ઘણી વાર બનતું.

ગામેગામ સંઘ થોભતો. કોઈ સ્થળે બે દિવસનો મુકામ થતો, ક્યાંક આખા સંઘને કોઇ ભાવિક વૈષ્ણવ તરફથી નિમંત્રણ મળતું ત્યારે બધાં સાથે ભોજન કરવા અને ભજન–કીર્તન કરવા જતાં; ત્યાં નંદદાસ સાવધ તો રહેતો, છતાં છોકરીઓ કેવી રીતે બીજાઓમાં ભેળાઇ જતી તેની નંદદાસને કેટલીક વાર ખબર પણ રહેતી નહિ. ચોમેર દુર્જનોના વેલા જ પથરાઇ રહેલા જોતા નંદદાસને ક્ષણે ક્ષણે ચિંતા રહ્યા કરતી હતી કે એવા કોઇક વેલામાં જો પુત્રીઓનો પગ અટવાઇ જશે તો તેમનું શું થશે !

મીરાંબાઇ પદ ગાતાં અને પ્રભુસેવા કરતાં, ત્યારે તેમની પાછળ બેસીને રાધા–લલિતા ગાનમાં સાથ પુરાવતી એ નંદદાસને બહુ ગમતું, અને તે વખતે તેને પુત્રીઓ પર જે વહાલ ઉપજતું તે કરતાં પોતે પુત્રીઓને ભક્તિને માર્ગે વાળવામાં ઉઠાવેલી જહેમત માટે તે પોતાની જાતને વધુ ધન્ય માનતો. પરંતુ આવી ધન્યતા તો તે કોઇ જ વાર અનુભવતો અને વિશેષાંશે તેને છોકરીઓનાં વર્તનથી નિરાશા જ ઉત્પન્ન થયા કરતી. તેઓ પ્રભુના સ્મરણ માટે માળા લઇને કોઇ વાર બેસતી, ત્યારે પિતાની પેઠે લાંબો વખત સ્થિરતા દાખવી શકતી નહિ. કોઇ વાર પિતા થોડે દૂર હોય તો સંઘમાં એક ખૂંધવાળો વૈષ્ણવ હતો તેના ચાળા પાડીને માંહોમાંહે તેઓ હસતી. નંદદાસની નજર તે વખતે તેમના ઉપર પડતી તો તેમને ભક્તજનના ચાળા પાડવા માટે જરૂર માર ખાવો પડતો.

સંઘ જ્યારે ભરતપુર પહોંચ્યો ત્યારે મીરાંબાઇ પાસે ગૌડ પ્રદેશના વેરાગીઓની એક મંડળી આવી. તેણે શ્રીકૃષ્ણની રાસલીલા અને દાણલીલા ભજવી અને બધા વૈષ્ણવોએ તે ભક્તિભેર જોઇ. રાધા અને લલિતાએ પણ રાતના પાછલા પહોર સુધી એક પણ ઝોકું ખાધા વિના તે રસભેર જોઇ. એ જ મંડળીએ બીજી રાત્રે પાસેના રામજી મંદિરમાં રામલીલા ભજવવા માંડી, તે જોવા જવાની રાધા–લલિતાને ખૂબ ઇચ્છા હતી પણ નંદદાસ તે જોવા જવાનો નહોતો. પિતાની પરવાનગી વિના જવાથી પિતા ચ્હીડાશે

એવી બેઉ બહેનોને ખબર હતી, અને પૂછવાથી પરવાનગી મળવાની નથી એની પણ તેમને ખબર હતી. રાધા પરવાનગી વિના જવાનું સાહસ કરવા હિંમત ચલાવતી નહોતી, પરંતુ લલિતાને એ હિંમત હતી. તેણે કહ્યું: "ચાલને રાધા, બાબા વઢશે તો સાંભળી લઇશું, મારશે તો થોડો માર ખાઈ લઇશું, પણ જોઇએ તો ખરાં કે સોનાનો મૃગલો કેવો હોય છે, રામ–સીતા કેવાં હોય છે, રાવણનાં દસ માથાં કેવાં લાગે છે!" સંઘમાંથી બેત્રણ જણાં રામલીલા જોવા જતાં હતાં તેમની સાથે છેવટે બેઉ બહેનો પણ ગઈ. નંદદાસને થોડી વારે ખબર પડી કે પુત્રીઓ ધર્મશાળામાં નથી. તેણે પૂછગાછ કરવા માંડી, દોડાદોડ કરવા માંડી, બધી ઓરડીઓમાં શોધાશોધ કરી. મોડે મોડે તેને રામલીલાનો ખયાલ આવ્યો અને તે દોડતો જઇને બેઉને કાન પકડીને પાછી ખેંચી લાવ્યો. તે રાત્રે ગાળો અને મારની વૃષ્ટિથી બેઉ બહેનો તરબોળ થઈ ગઈ.

આવી–આવી અનેક રીતે એ શંખણી–પાપણી છોકરીઓએ આ વૈષ્ણવ પિતાને હેરાન–હેરાન કરી નાંખ્યો હતો! છોકરીઓને લોકો સાપનો ભારો કેમ કહેતા હતા, તેનો ખયાલ નંદદાસને એ બેઉ છોકરીઓએ કરાવ્યો હતો. જેમ જેમ તે વધુ શિખામણો આપતો, વધુ ધમકાવતો, વધુ ઉગ્ર શાસન ચલાવતો, તેમ તેમ છોકરીઓ વધુ ને વધુ ઉચ્છૃંખલ થતી જતી હોય એમ તેને લાગ્યા કરતું હતું. પોતાના જેવો ભાવિક વૈષ્ણવ ભક્તજન ક્યાં અને આ ઉચ્છૃંખલ છોકરીઓ ક્યાં? પોતાને ઘેર એમનો જન્મ થયો એ પ્રભુની અકૃપાનું જ પરિણામ છે, તેમના ચિત્તમાં ભક્તિના સંસ્કાર રેડવા પોતે રાત દિવસ મહેનત કરી રહ્યો હતો છતાં તે બધી મહેનત નિષ્ફળ જતી હતી અને કૂતરાની પૂછડીની પેઠે તેઓ એવી ને એવી જ વણભીંજ્યા પત્થરના જેવી રહ્યા કરતી હતી, તે પૂર્વ ભવનાં પોતાનાં અને તેમનાં પાપકર્મનું જ ફળ છે, એમ નંદદાસને લાગ્યા કરતું હતું. પરંતુ તે સમજતો હતો કે નિરાશ થવાથી કશું વળવાનું નથી. પ્રયત્ને કરીને સિદ્ધ શું નથી થતું? પ્રયત્ન વડે પ્રભુકૃપાની

પ્રસાદી પ્રાપ્ત કરી શકાય છે અને પ્રભુકૃપાથી પૂર્વ ભવનાં પાપકર્મો પણ ભસ્મીભૂત થઇને ગોલોકવાસ કરી શકાય છે; એટલે નિરાશ ન થવું અને પ્રયત્ન ન છોડવો એવો નંદદાસે દૃઢ નિશ્ચય કર્યો હતો.

મીરાંબાઇના પવિત્ર જીવને નંદદાસ ઉપર બહુ ઉંડી અસર કરી હતી. કેવું પવિત્ર ધાર્મિક જીવન ! પરણવાનો હર્ષ નહિ, રંડાવાનો શોક નહિ, કેવળ પ્રભુ જ પોતાનો ઉદ્ધારક, પ્રભુ જ પોતાનો પતિ, પ્રભુ જ પોતાનો સેવ્ય અને પોતે તેની ભક્ત, સેવિકા, પત્ની !

સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું,
તેને ઘેર શીદ જઇએ રે,
મોહન તારા મુખડાની માયા લાગી રે !

એ શબ્દો જ્યારે જ્યારે નંદદાસ મીરાંબાઇના મુખેથી ગવાતા પદમાં સાંભળતો, ત્યારે ત્યારે તેના ચિત્ત સમક્ષ પોતાની બેઉ પુત્રીઓ આવ્યા વિના રહેતી નહિ; અને તે અધીર થઇને પ્રભુને વિનવતોઃ "હે પ્રભુ ! મીરાંબાઈ જેવી ભક્તિ આ મારી બેઉ પુત્રીઓમાં તું જ્યારે સ્ફુરાવીશ ત્યારે જ મને નિરાંત વળશે, ત્યારે જ તેમના માટેની મારી કલ્યાણવાંચ્છના મને નિશ્ચિંતપણે મરવા દેશે."

પરંતુ હજી પ્રભુની કૃપા થતી હોય તેમ નંદદાસને જણાતું નહોતું. બેઉ બહેનો દિવસે દિવસે યૌવનના કિનારાની નજીક ને નજીક જઈ રહી હતી અને હજી તેમના અંતરમાં પ્રભુભક્તિની જ્યોત જાગ્રત થએલી તેને જણાતી નહોતી. ઘણી વાર તે એ જ કારણથી ચ્હીડાતો, અકળાતો, નિરાશ થતો અને પ્રભુને વિનવતાં રડી પણ પડતો.

સ્નાન કરીને પિતા–પુત્રીઓ મંદિરમાં આવ્યાં ત્યારે શાસ્ત્રીજીએ કથા શરૂ કરી દીધી હતી અને પાંચ–દશ શ્રોતાઓ સમીપે બેઠા હતા. તેઓ પણ શ્રોતાઓની સાથે બેસી ગયાં.

શાસ્ત્રીજી વયોવૃદ્ધ પુરૂષ હતા, પંડિત હતા, સરસ કથા કરી જાણતા. કથા પૂરી થયા પછી કોઈ કાંઈ શંકા કરે તો તેનું પોતાની વિદ્વત્તાથી સમાધાન કરતા. કોઇ કોઈ વાર રાધા અને લલિતા પણ શાસ્ત્રીજીને કાંઇ પૂછતી ત્યારે તે તેમને શાંતિથી સમજાવતા. નંદદાસને તે ગમતું. તેને આશા બંધાતી કે છોકરીઓને કથામાં રસ પડે છે તો વખત વીત્યે પ્રભુભક્તિમાં પણ રસ પડશે. શાસ્ત્રીજી જેવા સજ્જનનો સમાગમ તેને પોતા માટે અને પુત્રીઓ માટે પણ ઇષ્ટ લાગતો હતો.

કથા પૂરી થવા આવી, એટલામાં ધર્મશાળાનો રખેવાળ આવ્યો અને તેણે નંદદાસને કહ્યું: "તમને કોઈ ત્રણ જણ મળવા આવ્યા છે, તે તમારી ઓરડીએ બેઠા છે."

કોઇ ઓળખીતા વૈષ્ણવો આવ્યા હશે એમ માનીને નંદદાસ તુરત ચાલતો થયો.

કથા પૂરી થઇ અને શ્રોતાઓ વિખરાયા. શાસ્ત્રીજી પોથી સંકેલીને આસન પરથી ઊભા થયા, એટલે લલિતાએ પૂછ્યું: "શાસ્ત્રીજી મહારાજ! પુંશ્વલી એટલે શું?"

"પુંશ્વલી એટલે ખરાબ સ્ત્રી." શાસ્ત્રીજીએ જવાબ આપ્યો.

"ખરાબ એટલે કેવી? કદરૂપી?"

"નહિ, પુંશ્વલી સ્ત્રી તેને કહેવાય કે જે જારિણી હોય, કામાતુરા રહ્યા કરતી હોય, હમેશાં પરપુરૂષની વાંચ્છના કરનારી હોય."

રાધાએ પૂછ્યું: "અને વંતરી એટલે શું?"

"વંતરી એટલે ચૂડેલ; પુંશ્વલી કરતાંય વધારે દુષ્ટ."

લલિતાએ પૂછ્યું: "હેં શાસ્ત્રીજી! પુંશ્વલી અને વંતરી સ્ત્રીઓ કોઇ હશે ખરી?"

શાસ્ત્રીજીએ હસીને જવાબ આપ્યો: "ઘણીએ. આ જગતમાં શું નથી હોતું? તરેહ તરેહના પુરૂષો હોય છે, તરેહ તરેહની સ્ત્રીઓ હોય

છે. જેવા જેમના સ્વભાવ તેવા તેમનાં ગુણસૂચક વિશેષણો પંડિતોએ ઠરાવ્યાં હોય છે."

રાધાએ પૂછ્યું: "તેમનો ઉદ્ધાર થાય ખરો ?"

"પ્રભુકૃપા થાય તો તેમનોય ઉદ્ધાર થાય, દિકરી !"

એટલું કહીને શાસ્ત્રીજી ચાલતા થયા અને બેઉ બહેનો નજીક આવેલી ધર્મશાળા તરફ ચાલી.

પિતાની ગાળોમાંથી રાધા અને લલિતા કેટલાક નવા શબ્દો શીખી હતી. પહેલાં એક વાર તેમણે શાસ્ત્રીજીને જ પૂછીને શંખણી, ડાકણ, કૃત્યા એ શબ્દોનો અર્થ જાણ્યો હતો, આજે તેમણે બે વધુ શબ્દોનો અર્થ જાણ્યો. પિતાએ પોતાને આપેલાં નામ મુજબ પોતે શંખણી, ડાકણ, કૃત્યા, પુંશ્ચલી કે વંતરી છે કે નહિ, તેની તેમને સમજ પડતી નહોતી, પરંતુ પિતા કહેતા તેમ જો પોતે ખરેખર તેવી જ હોય, તો જગતમાં બીજી પણ તેવી જ સ્ત્રીઓ હોય છે, પોતે એકલી જ તેવી નથી, અને પ્રભુકૃપાથી એવી સ્ત્રીઓનો પણ ઉદ્ધાર થાય છે, એવું જાણીને તેમને આશ્વાસન મળ્યું.

ધર્મશાળામાં આવતાં તેમણે જોયું કે ઓસરીમાં એક પુરૂષ અને બે છોકરા બેઠા છે, અને પિતાજી પેલા પુરૂષ સાથે કંટાળો દાખવતા કાંઇ વાતો કરી રહ્યા છે.

નજીક જતાં તેઓ જદુરાયને ઓળખી શકી. તેની સાથેના બે છોકરાને તેઓ ઓળખી શકી નહિ, પણ તેઓ રૂપમતીના ભાઇઓ જ હશે એમ અનુમાનથી તે જાણી શકી. તેમને ક્ષણભર જોઈ રહીને તેઓ ઓરડીમાં ચાલી ગઇ.

(૨)

જદુરાય નંદદાસને કહેતો હતો કે પોતે પુત્રોને લઇને જાત્રા કરવા નીકળ્યો છે અને મથુરામાં થોડા દિવસ થોભવાનો પોતાનો ઇરાદો છે. તેણે સાંભળ્યું હતું કે નંદદાસ ગોસાંઈ મથુરામાં જ

નિવાસ કરીને રહ્યો છે એટલે તપાસ કરતો કરતો તે અહીં આવ્યો હતો. પોતાની ઓળખાણવાળા વૈષ્ણવ જનની પડોશમાં રહેવાનું મળે તો સારૂં એવી જદુરાયની ઇચ્છા હતી, પરન્તુ નંદદાસને જદુરાયનો સંપર્ક બિલકુલ ગમતો નહોતો. છતાં તે પ્રકટ અવિનય કરી શક્યો નહિ. તેણે રખેવાળને બોલાવીને થોડા દિવસ માટે જદુરાયને એકાદ ઓરડી કાઢી આપવાની ભલામણ કરી અને એ રીતે જદુરાયને નિવાસસ્થાન મળ્યું.

નંદદાસનો મનનો કંટાળો છૂપો રહી શકતો નહોતો. સ્નાન કરવા જતાં, કથા સાંભળતાં કે મંદિરે દર્શન કરવા જતાં તે જદુરાય અને તેના પુત્રોનો સાથ કરવાનું ટાળતો, છતાં જદુરાય જાણે તેને છોડતો જ નહિ! નવરાશને વખતે જદુરાય નંદદાસ પાસે આવીને જ બેસતો અને કાંઇ કાંઈ વાતો કરતો. જદુરાયે કહ્યું: "નંદદાસજી! ઓળખાણ અને પડોશનો આ જ મોટો લાભ. આ પરદેશમાં તમારો પડોશ મેળવી આપીને પ્રભુએ મારા પર મોટી કૃપા કરી છે. તમારો આટલો સહવાસ છે તેથી મારૂં હૈયું બહુ–બહુ નિરાંત અનુભવે છે."

"ઠી...ક!" નંદદાસે કંટાળાથી જવાબ આપ્યો.

પરંતુ જદુરાય છોકરાઓને લઇને સહેજે જાત્રાએ જ નીકળ્યો હોય એમ નંદદાસને નહોતું લાગતું. એ જોતો હતો કે જદુરાય ચિંતાતુર છે, બહાવરો–બહાવરો ફરે છે, તેને કાંઇક ઉંડી મૂંઝવણ છે. નંદદાસને તેનો પરિચય જ કંટાળો ઉપજાવતો હતો એટલે તે તેને બહુ પૃછગાછ કરતો નહિ; પરન્તુ એક વાર રાત્રે જ્યારે ધર્મશાળામાં બધાં સૂઈ ગયાં હતાં, અને નંદદાસ તથા જદુરાય ઓસરીમાં બેસી વાતો કરતા હતા, ત્યારે જદુરાયે પોતાનું દિલ ઠાલવી નાંખ્યું.

"નંદદાસજી! હું તો ભારે મૂંઝવણમાં આવી પડ્યો છું. મને બધા વૈષ્ણવોએ મળીને સારંગપુરમાંથી હાંકી કાઢ્યો છે,

તેથી હું ભટકવા નીકળ્યો છું અને અહીં આવ્યો છું. આપના સહવાસમાં મને નિરાંત વળી છે."

"પણ રૂપમતી અને તેની બાને ઘેર મૂકી આવ્યા છો એમ તમે કહો છો ને !"

"ના, એ વાત મેં તમને ખોટી કહી છે. વાત એમ છે કે રૂપમતીનાં ભજન સાંભળવાનું બાઝીદખાનને બહુ ગમતું તેથી અમે તેની પાસે ભજન ગાવા જતાં. પછી બાઝીદખાનનો બાપ મરી ગયો અને બાઝીદખાન સુલ્તાન થયો. તે માંડવમાં રહેવા ગયો અને રૂપીને લઇને મને માંડવ આવવા કહાવ્યું એટલે હું ત્યાં ગયો. ત્યાં કેટલોક વખત અમે રહ્યાં, પણ પછી બાઝીદખાને મને રજા આપી અને રૂપી ત્યાં એકલી રહી."

"અરરર !" નંદદાસ કમકમી ગયો. "આ શું કહો છો તમે ? તમે કેવા બેવકૂફ ! દારૂ ને દેવતાને તમે પાસે પાસે મૂકીને ચાલ્યા આવ્યા ?"

"મારૂં મન તો રૂપીને એકલી મૂકવાનું નહોતું, પણ રૂપીએ મને હિંમતથી કહ્યું કે તમે મારી જરાએ ચિંતા કરશો નહિ, મારી સામે કોઇ આંગળી ચીંધવાવાળું નથી અને હું વટલાવાની નથી, એટલે હું ત્યાંથી નીકળી ઘેર આવ્યો અને તેની બાને મેં તેની સંભાળ રાખવા માંડવ મોકલી."

"એ તો ઠીક કર્યું, પણ ગામના વૈષ્ણવો તમારા પર કોપ્યા શા માટે ?"

"પછી ગામમાં કાંઇ કાંઇ વાતો આવવા લાગી. બાઝ બહાદુર રૂપીને મુસલમાન બનાવીને પરણવાનો છે એવી વાત પણ ઉડી અને વૈષ્ણવો કોપ્યા."

"પણ એ વાત ખરી છે ?"

"મને ખબર નથી. લોકો તો મારો જ વાંક કાઢવા લાગ્યા કે હું છોકરીને સુલ્તાનને વેચાતી આપી આવ્યો છું. રોજ રોજ

મારે ત્યાં આવીને વૈષ્ણવો મને 'છોકરીનો વેપારી' કહી ગાળો દેવા લાગ્યા, લડવા લાગ્યા અને ઘર ખાલી કરવા કહ્યું. ગામમાં કોઈએ મને રહેવાને ઘર આપવા ના કહી એટલે પછી હું ગામ મૂકીને નાઠો."

નંદદાસે ડામ ચોડયો: "તમારા પાપે જ તમને બરાબર સજા કરી છે. તમે છોકરીને વેચી જ હશે, કાંઈ પૈસા મળ્યા હશે."

"પેટછૂટી વાત કરૂં છું, નંદદાસજી! સુલ્તાને મને હજાર દિનાર, ઘોડો, પોષાક અને બીજું થોડું આપ્યું છે, પણ તે તો મને વિદાય વખતે બક્ષીસ તરીકે મળેલું; મને ખબર નહિ કે લોકો એને છોકરીની કીંમત ઉપજાવી માનશે."

"એ તમને રૂપમતીની કીંમત જ મળેલી એમાં શંકા નથી. લોકો સાચા છે અને તમે લુચ્ચા ન હો તો બેવકૂફ જરૂર છો. પણ હું એક વાત પૂછું. તમારી છોકરી કેવી! ત્યાં રહેવાનું તેને ગમ્યું કેમ?"

"તે એમ કહેતી હતી કે મને અહીં ગમે છે, નવું નવું શીખવાનું મળે છે, કશી તકલીફ નથી, તમે મારી કશીય ચિંતા ન કરશો."

"બસ, થઇ ચૂક્યું! તમારી એ છોકરી જ પુંશ્ચલી છે એમાં શંકા નથી. અરર! એક વૈષ્ણવની દીકરી આવી કુપાત્ર નીવડી!" નંદદાસ આવેશમાં આવીને દાંત કચકચાવતો બોલ્યો: "મૂર્ખતાથી તમે આ બધી આફત વહોરી લીધી છે. કર્યાંનાં ફળ હવે ભોગવો!"

આ ઠપકાથી અને પોતાની મૂર્ખતાના ભાનથી દીન બની ગએલો જદુરાય મૂગો મૂગો અંધારે આંસુ વહાવવા લાગ્યો.

પણ નંદદાસનો આવેશ એટલેથી શમ્યો નહિ. તે બોલ્યો: "એક જુવાન છોકરીને કેવી રીતે જાળવવી જોઇએ તેનું તમને

ભાન જ નથી. સારંગપુરમાં હું માત્ર એક જ દિવસ રહ્યો હતો ત્યારે જ મેં જોઇ લીધું હતું કે તમે રૂપમતીને બરાબર કેળવી નથી, તેનામાં ભક્તિના સંસ્કાર ભર્યા નથી, અને તેથી જ તે છોકરી ઉચ્છૃંખલ અને મનમોજી બની ગઈ છે. પણ હું તો હતો બે દિનનો મહેમાન, મારે તમને શામાટે કાંઈ કહેવું જોઈએ? જુઓ, હવે આ એનું જ ફળ તમને અત્યારે આવું મળ્યું. હું તો કાંઈ વહેમ જેવું લાગે કે તુરત ચેતી જઉં, જરાએ ગફલતમાં ન રહું, છોકરી પર કડક ચોકી પહેરો રાખું અને વાત આગળ વધવા જ ન દઉં."

"પણ હવે તો આમની વાત આમ છે. રૂપમતીની પાસે તેની બા છે, ત્યાં શું થયું છે તેની મને ખબર નથી. હવે થાય પણ શું?"

"હવે થાય શું?" નંદદાસ ઉશ્કેરાઇને બોલ્યો: "વૈષ્ણવ છો કે કોણ છો? દીકરી વંઠે તેને જોઇને બેસી રહેનાર તમારા જેવો નિર્માલ્ય માણસ મેં કોઈ જોયો નથી."

આ પ્રહારોથી લાચાર બની જઇને રડતો રડતો જદુરાય નંદદાસને પગે પડીને બોલ્યો: "નંદદાસજી! મને કાંઇ સૂઝતું નથી, તમે માર્ગ બતાવો! એમ જ માનજો કે રૂપમતી તમારી જ દીકરી છે."

"મારી દીકરી આવું કરે? અરે, કરવા ધારે તોપણ કરી શકે જ નહિ અને જો કદાચ કરે તો હું શું કરૂં તે તમે જાણો છો?"

આવેશમાં ને આવેશમાં નંદદાસ ઉઠ્યો અને ઓરડીમાં ગયો. અંધારે ફંફોસીને તે એક તાંબાનો દાબડો લઇને બહાર આવ્યો. તે ઉઘાડીને અંદરથી તેણે એક લાકડાની દાબડી બહાર કાઢી. દાબડીનું ઢાંકણું ઉઘાડીને તે બોલ્યો: "જોયું આ? આ હલાહલ ઝેર છે. તે હું સાથે લઇને ફરૂં છું. છોકરી ઉન્માર્ગે જાય તો તેને આ પાઈ દીધા વિના હું રહું નહિ, સમજ્યા?"

જદુરાય અંધારામાં દાબડીમાં કાંઈ શ્વેત પદાર્થ જોતો મૂઢ બનીને બેસી રહ્યો.

(૩)

બીજે દિવસે સ્હવારે ન્હાઈ, કથાશ્રવણ કરી, પ્રભુદર્શન કરી, ઓરડી પર પાછા ફરતાં નંદદાસે રાધાને કહ્યું: "રાધા! આજે મારે સારૂ થોડી મગની ખીચડી રાંધ."

"ખીચડી કેમ, બાબા ?"

"મને શરીરે બરાબર ઠીક નથી; ન્હાતાં ન્હાતાં જ સહેજ કમકમું આવી ગયું હતું, એટલે શરીર બરાબર નથી એમ લાગે છે. ખીચડી જ ખાઉં એવું મન છે. તમે મંદિરમાંથી આવેલા પ્રસાદથી ચલાવી લેજો."

લલિતા બોલી: "રોજ રોજ પ્રસાદ નથી ભાવતો, બાબા! મારે ય ખીચડી ખાવી છે."

"અભાગણી નથી ? પ્રભુને ધરાવેલો પ્રસાદ ભાવતો નથી ?...ઠીક, બધાં માટે ખીચડી રાંધ, રાધા !"

"પણ બધાંને થઈ રહે એટલી ખીચડી નથી."

"તો હું લઈ આવું કોઠારેથી. કઢી કરવા દહીં તો છે ને?"

"હા."

જદુરાય ખીચડી લેવા ગયો કે તુરત ચૂલો સળગાવતી રાધાની પાસે દોડી જઈને લલિતા આસ્તેથી બોલી: "બ્હેન ! તને ખબર છે ? પેલી રૂપમતી પુંશ્ચલી છે !"

"કોણ એવું કહે છે ?"

"બાબા કહે છે ! રાત્રે બાબા અને જદુરાય વાતો કરતા હતા તે હું સાંભળતી હતી. રૂપમતીનો બાપ એને બાઝ બહાદુર પાસે માંડવમાં મૂકી આવ્યો છે અને રૂપમતીને ત્યાં રહેવાનું ગમે

છે એટલે રહી છે. કહે છે કે બાઝ બહાદુર તેને મુસલમાન બનાવીને પરણવાનો છે !"

"ખોટી વાત ! રૂપમતી એવું કરે જ નહિ."

"પણ મેં કાનોકાન સાંભળ્યું ને ! તેથી જ તો બાબાએ જદુરાયને મોઢામોઢ કહ્યું કે તે પુંશ્ચલી છે. અને વળી સાંભળ ! તેથી જ જદુરાયને સારંગપુર છોડવું પડ્યું છે. ત્યાંના વૈષ્ણવો તેની ઉપર ક્રોધે ભરાયા છે."

"એ રૂપીની વાત નહિ હોય, બીજી કોઇની હશે."

"પણ..."

"લે આ ખીચડી, રાધા !" જદુરાય આવીને બોલ્યો.

લલિતાની વાત અધૂરી રહી ગઇ.

રાધાએ બહાર આવી ખીચડીની પોટલી લીધી. જદુરાય ઓસરીમાં કામળો પાથરી જરા આડો પડ્યો. જ્યારે ખીચડી રંધાઇ રહી ત્યારે જેના શરીરમાં તાવ ભરાયો હતો. ખાવાનું મન નહોતું પણ થોડુંય નહિ ખવાય તો શરીર નંખાઇ જશે એમ ધારીને તેણે થોડી ખીચડી કઢી ખાધાં.

રાત્રે જ્યારે બહાર ફરીને જદુરાય ઓરડી પર આવ્યો ત્યારે નંદદાસના શરીરમાં તાવ હમહમતો હતો. તાવ આકરો હતો એટલે જલ્દી ઊતરી જશે એમ કહીને જદુરાય પોતાની ઓરડીમાં જઇ સૂઇ રહ્યો.

બીજે દિવસે તાવ ચાલુ રહ્યો, ત્રીજે દિવસ તાવની સાથે ઉધરસ દેખાવા લાગી એટલે જદુરાયે નંદદાસને કાંઇ ઓસડ ખાવા કહ્યું. નંદદાસે તાવે હાંફતાં જવાબ આપ્યો: "પ્રભુને ચરણે આવીને સૂતો છું, જદુરાય ! પછી મને ઓસડની શી જરૂર ? જમના મૈયાના જળનું આચમન એ જ મારૂં ઓસડ અને પ્રભુ એજ મારા વૈદ્ય."

પરન્તુ પ્રભુનું વૈદું અને જમના મૈયાનું જળ નંદદાસનો તાવ ઊતારી ન શક્યાં, ને છાતી કફથી જડાઇ ગઇ. સન્નિપાતનાં લક્ષણો દેખાવા લાગ્યાં. નંદદાસ બેભાન બની બકવા લાગ્યો અને દર્દના જોરમાં તરફડવા તથા વારેવારે પથારીમાં બેઠો થઇ જવા લાગ્યો. દર્દનાં વધતાં જતાં ચિહ્નો રાધા તથા લલિતાને ગભરાવવા લાગ્યાં.

રાધાએ આંસુભરી આંખે જદુરાયની ઓરડી પર આવીને કહ્યું: "જદુરાયજી! મારા બાબા માટે કાંઇ ઓસડ લાવી આપો. કોઇ વૈદ્યને બોલાવી લાવો."

"પણ ઓસડ લેવાની જ ના કહે છે ને!"

"એમને ક્યાં ભાન છે? એ તો બોલબોલ કરે છે ને પથારીમાંથી ઉઠી ઉઠીને નાસે છે. તમે ઓસડ લાવી આપો તો હું પાઇશ."

જદુરાય ઓસડ લઇ આવ્યો અને વૈદ્યને ઉપચારનું પણ પૂછતો આવ્યો. વૈદ્યે ઓસડ પાવા ઉપરાંત ખૂબ સેક કરવાનું કહ્યું હતું તે તેણે રાધાને સમજાવ્યું. રાત્રે ચૂલે ગરમ પાણી મૂકીને બેઉ બહેનો સેક કરવા લાગી ત્યારે જદુરાય નંદદાસની ખબર કાઢવા આવ્યો, અને તેણે જે દૃશ્ય જોયું તેથી તેનું હૃદય ઉભરાઇ આવ્યું. પથારીમાંથી નાસતા નંદદાસને પકડવો પડતો, કપડાં ચૂંથતા તેના હાથને ઝાલી રાખવા પડતા, એટલુંએ કરતાં બેઉ બહેનોને ફાવતું નહિ, ત્યાં પૂરેપાધરો સેક તો તે કરી શકે જ શી રીતે? છોકરીઓ ખૂબ મુંઝાતી, બ્હીતી અને શું કરવું તેની તેમને સૂઝ પડતી નહિ. આસપાસની ઓરડીઓમાં ઠેર-ઠેરનાં જાત્રાળુઓ આવી ઊતરેલાં, તેઓ એ બિચારીઓને શાનાં મદદ કરે?

જદુરાયે આવી નંદદાસની પથારી પાસે બેસી રાધાને કહ્યું: "બહેન! ગભરાઇશ નહિ; લાવ ગોટા, હું સેક કરૂં, અને લલિતા!

તું તારા બાબાના પગ ઉપર બેસી જા કે તે ઊભા થઈને નાસી ન શકે."

જદુરાયની મદદથી બેઉ બહેનોનો ગભરાટ તત્કાળ તો શમ્યો. પરંતુ આ માંદગી સહેજમાં પતી જાય તેવી નહોતી. માવજત કરતાં લાગતા થાકથી માવજત કરનારાંઓ માંદાં પડી જાય એવી માંદગી હતી. રાત્રે પથારી પાસે બે જણને સતત જાગરણ કરવું પડે, સેક કરવો પડે, ઉકાળો કરીને પાવો પડે અને તે ઉપરાંત ઉદરતૃપ્તિ માટે રસોઇ પણ કરવી જ પડે. એ બધી પરિસ્થિતિનો વિચાર કરીને જદુરાયે નંદદાસની ચાકરી કરવામાં સુંદર તથા ગોવિંદને પણ સાથે લીધા. બહેનો ઉપરનો ભાર એ રીતે ઓછો થયો અને રસોઈ કરવાનો તેમની ઉપરનો ભાર ઓછો કરવાને રાધાએ બધાં માટેની રસોઇ પોતાની ઓરડીએ જ કરવા માંડી.

નંદદાસને પૂરૂં ભાન નહોતું. કોઈ વાર તે અસંબદ્ધ પ્રલાપ કરતો તો કોઈ વાર ભાનમાં હોય તેમ બોલતો; કોઈ વાર આંખો ચગાવતો તો કોઈ વાર પાસું ફેરવીને સૂઈ જતો; કોઇ વાર લૂગડાં ચૂંથતો તો કોઇ વાર કાંઇ કાંઇ ચાળા કરતો. સુંદર તથા ગોવિંદને પોતાની પથારી પાસે જોવાથી તે વધારે અસ્વસ્થ થતો દેખાતો. કોઇ વાર તે ઝબકી ઉઠતો અને રાધા–લલિતાને પોતાની પાસે બોલાવીને પોતાની પથારીથી જરાય દૂર નહિ ખસવાનું તેમને કહેતો. જદુરાય એને દર્દનાં ચિહ્નો માનતો. રાધા સમજતી હતી કે એ બેઉ ભાઈ ઓરડીમાં હોય એ વાત પિતાને ગમતી નથી, પરન્તુ અત્યારે પિતાને ગમતું કરવાનો વખત નહોતો, તેમને સાજા કરવાની જરૂર હતી.

ચાર–પાંચ દિવસ પછી કફપ્રકોપ જ્યારે શમ્યો ત્યારે નંદદાસનો તાવ ઓછો થયો, પણ તે સાથે અશક્તિ વધી. તેની બેભાન અવસ્થા ગઇ પણ બોલવાની ય શક્તિ રહી નહિ. તોપણ તે સુંદર અને ગોવિંદને જોઇને ધુરકાટ કર્યા વિના રહેતો નહિ. એક વાર રાત્રે જદુરાય પથારી પર પડી આરામ લેતો હતો,

રાધા ગોટા ભીના કરી આપતી હતી અને સુંદર સેક કરતો હતો, ત્યારે નંદદાસે ઉન્મત્તની પેઠે સુંદરના હાથમાંથી ગોટો ઝૂંટવીને ફેંકી દીધો અને કહ્યું: "ચાલ્યો જા અહીંથી !"

રાધાએ કહ્યું: "બાપા ! એ જદુરાયના પુત્ર છે, તમારી ચાકરી કરવા અહીં આવ્યા છે."

અને તત્ક્ષણ નંદદાસે પુત્રીને જોરથી તમાચો ચોડી દીધો.

"સુંદરદાસ ! તમે મનમાં કશું ન લાવશો હોં ! એમને કાંઇ ભાન છે ?" રાધાએ ઓશિયાળે વદને કહ્યું.

નંદદાસ ક્રોધથી ઘૂર્ણાયમાન થયેલી આંખો ચગાવતો રાધાના મ્હોં ભણી જોઈ રહ્યો.

આવું તો ઘણીએ વાર થયું હતું, પણ જદુરાય, સુંદર તથા ગોવિંદે તે ગણકાર્યું નહોતું; તેથી જ પોતાના પિતાનો તાવ ઊતરતો હતો અને તબિયત સુધારા પર આવતી હતી એમ બેઉ બહેનો સમજતી હતી. પરદેશમાં આવા સૌજન્યશીલ વૈષ્ણવો પોતાનાં પડોશી ન હોત તો પિતાનું શું થાત, ને પોતાની કેવી દશા થાત, તેનો વિચાર આવતાં બેઉ બહેનોને કમકમાં આવતાં હતાં.

(૪)

માંદગી ઓછી થવા લાગી, ઉજાગરા ઓછા થયા. સેક થોડા જ કરવો પડે એવી સ્થિતિ રહી, ત્યારે બેઉ બહેનોનાં મન પરનો ચિંતાભાર ઓછો થયો અને કાંઇક ઉલ્લાસની રેખાઓ તેમનાં વદન પર પ્રકટવા લાગી.

જદુરાયની અને તેના આખા કુટુંબની નિંદા રાધા-લલિતાએ સારંગપુર છોડ્યા પછી ઘણીએ વાર પિતાને મુખેથી સાંભળી હતી; પરન્તુ એ જ કુટુંબે આ વખતે પોતા પર કેવો ઉપકાર કર્યો હતો તેનો જ્યારે માંદગી પછી પિતાને ખયાલ

આવશે ત્યારે તે જ તેમની મ્હોંફાટ પ્રશંસા કરશે અને તેમની સુજનતા માટે આભાર માનશે એવી બેઉ બહેનોની ખાત્રી હતી. એવો દિવસ આવવાની અને એવાં વખાણ સાંભળવાની તે આતુરતાથી રાહ જોઇ રહી હતી.

રાધા દાળ વીણતી અને લલિતા શાક સમારતી ઓસરીમાં બેઠી હતી. એટલામાં સુંદર તથા ગોવિંદ કથા સાંભળીને આવ્યા. જદુરાય કથામાંથી સીધો વૈદ્ય પાસે ઓસડ લેવા ગયો હતો. ગોવિંદે પૂછ્યું: "કેમ રાધા! આજે તો બાબાને સારૂં છે, નહિ?"

"હા, હવે વળતાં પાણી થયાં છે. અત્યારે તો ઘસઘસાટ ઊંઘી રહ્યા છે. આવો, બેસો."

સુંદર તથા ગોવિંદ તેમની સામે થાંભલીને અઢેલીને બેઠા એટલે રાધા બોલી: "માંદગીથી બાબાનો સ્વભાવ પહેલાં કરતાં વધારે ચ્હીડિયો થઈ ગયો છે. તેમનું બોલવું તમે મનમાં લાવશો નહિ હોં!"

ગોવિંદ બોલ્યો: "અમે સમજીએ છીએ; પણ બધી મહેનત લેખે લાગી એટલે બસ."

લલિતા શાક સમારતાં સમારતાં વારેવારે મ્હોં ઉંચું કરીને સુંદર તથા ગોવિંદને જોતી હતી. તેને કાંઇક પૂછવાનું મન થતું હતું, એટલામાં રાધાએ સુંદરને પૂછ્યું: "રૂપમતી માંડવમાં જઇને રહી છે, એ વાત સાચી?"

"હા, સાચી વાત. તેનાં ભજન બાઝ બહાદુરને સાંભળવાં બહુ ગમે છે, તેથી તે ત્યાં રહી છે. અને મારી બા પણ તેની પાસે છે." સુંદરે જવાબ આપ્યો.

"કહે છે કે બાઝ બહાદુર રૂપમતીને પરણવાનો છે!" લલિતાએ ધડાક કરતાં પૂછ્યું. રાધા લલિતા ઉપર ગુસ્સે થઇ ગઇ, તેણે આંખ કાઢી, પણ લલિતા તો બોલી ચૂકી હતી.

સુંદર ચ્હીડાતો તુરત બોલ્યો: " એ વાત ખોટી છે. મારી બહેનની એવી વાત કરનારનું ડાચું હું તોડી નાંખું! તને એ કહ્યું કોણે ? "

લલિતા સુંદરનો આવેશ જોઇને ગભરાઇ અને જવાબ આપી ન શકી.

સુંદર બોલ્યો: " અમારા ગામના લોકો મારી બહેનની નિંદા કરે છે તેની મને ખબર છે; પણ બાબા નકામા નરમ બની ગયા અને ગામ છોડીને ચાલ્યા આવ્યા. હું તો લોકોની જરાએ પરવા ન કરું અને કહી દઉં કે મારી બહેનને ઓળખવાને તમારે હજી સેંકડો અવતાર લેવા પડશે. "

રાધા બોલી: " તમે ખરૂં કહો છો. રૂપમતી બાઝની બાદ-શાહીથી લલચાય તેવી નથી એ હું જાણું છું ને. "

થોડી વાર ચુપકી પ્રસરી અને વાત બદલતાં રાધા બોલી: " તમે હવે અહીં જ રહેવાના ને, સુંદરદાસ ? "

" હમણાં તો છીએ. " સુંદરે જવાબ આપ્યો.

ગોવિંદ બોલ્યો: " અમે તો વધુ વખત નથી રહેવાના. બાબાને રહેવું હોય તો રહે અને ફરવું હોય તો ફરે. લોકોથી ડરીને બાબા ઘેર પાછા આવવાની ના કહેશે તો અમે એકલા ઘેર જઇને રહીશું; જોઇએ છીએ, કોણ અમારૂં નામ લે છે ! "

રાધાના મનમાં થયું કે પોતાના પિતાની સામે થવાની સુંદર ને ગોવિંદની હિંમતનો એકાદ છાંટોય પોતામાં હોત તો કેવું સારૂં હતું !

એટલામાં ધડાક કરતું એક ખાસડું આવીને રાધાના લમણામાં વાગ્યું. તત્ક્ષણ ત્રાડ સંભળાઇ : " ઓ ડાકણો ! "

નંદદાસ ઓરડાના બારણામાં બેઠો હતો. ઉંઘમાંથી જાગી જતાં પુત્રીઓને કોઇની સાથે વાતો કરતી જાણીને, ઉઠવાની શક્તિ ન હોવા છતાં તે પથારીમાંથી પગ ઘસડતો ત્યાં આવ્યો હતો. તેના ડાચાબેઠા મ્હોં પરની નસો તંગ બની ગઈ હતી. બેઉ બહેનો પિતાને જોઇને ચોંકી ગઇ. રાધાએ સુંદર તથા ગોવિંદ સામે ભયભીત તથા અર્થસૂચક દૃષ્ટિ કરી, જાણે તે કહેતી હોય: "તમે હવે જતા રહો!"

  

# પ્રકરણ ૧૧ મું....ઇશ્કે મિજાઝી અને ઇશ્કે હકીકી

## (૧)

"ખુદાવિંદ! એ દિવસથી આપ બેચેન છો તે હું જોઉં છું. પૂરૂં ખાતા નથી, રાત્રે ઉંઘતા નથી, તેથી હમીદા બેગમ ગમગીન બની ગયાં છે." સુલેમાન બેઠકખાનામાં દીવા સળગાવતાં બોલ્યો.

"હંઅ!"

"અને મને પણ આપને જોતાં કંઇકંઇ થઈ જાય છે. કહો તો એકાદ તવાયફને ગાવા બોલાવું, કહો તો હાથીની સાઠમારી ખેલાવું, કહો તો શિકારની કાંઇ ગોઠવણ કરૂં, પણ આપની ગમગીની મહેલમાં સૌ કોઇને ગમગીન બનાવી રહી છે."

"સુલેમાન! એ ગમગીનીનું કારણ તું નથી જાણતો?"

"જાણું છું, નામવર! રૂપમતી ગઇ ત્યારથી આપ ગમગીન બની ગયા છો; પણ આપની પેઠે તે ગમગીન બની નથી–ગમગીન બનવાનું તેને હવે કારણ રહ્યું નથી."

"શા ઉપરથી તું એમ માને છે?"

"તેને જે જોઈતું હતું તે મળી ગયું છે! પુષ્કળ જર–જવાહીર, પુષ્કળ કપડાં, વૈભવની પુષ્કળ સામગ્રી તેને જોઈતી હતી, તે માટે જ તે આપની પાછળ લાગી હતી, અને તે તેને મળી ગયું છે, પછી તેને શી ફીકર? સાત ગાડાં ભરાયાં, નામદાર! સાત ગાડાં ભરીને એ બધુ મેં તેની પાછળ રવાના કરી દીધું છે!"

"તું શા ઉપરથી માને છે કે તે જર–જવાહીર અને વૈભવની જ ભૂખી હતી?"

સુલેમાન હસ્યો, જાણે તે બાઝ બહાદુરને અજ્ઞાન સમજતો હોય. તે બોલ્યો: "એ ગોસાંઈની ગરીબ છોકરીને બીજી શી ભૂખ હોય? ઓરત જાતની મક્કારીનો આપને કશો ખયાલ નથી, ખુદાવિંદ!"

બાઝ કશું બોલ્યા વિના સુલેમાન સામે તાકી રહ્યો. સુલેમાનની એવી વાત સાંભળવી તેને ગમી નહિ.

એટલામાં નીચેથી કોઇએ "મિયાં સુલેમાન" ના નામની બૂમ મારી અને સુલેમાને ગોખમાં આવીને જોયું. તે સ્તબ્ધ થઇ ગયો. જે સાત ગાડાં ભરીને સામગ્રી તેણે રૂપમતીની પાછળ રવાના કરી હતી, તે એમ ને એમ પાછી આવી હતી!

"ખુદાવિંદ! ગાડાં તો પાછાં આવ્યાં!"

"અને રૂપમતીનો રથ?"

બાઝ એકદમ ઉઠીને ગોખમાં આવ્યો.

"રથ તો દેખાતો નથી." સુલેમાન બોલ્યો.

બાઝે જોયું કે ગાડાં ભરેલાં પાછાં ફર્યાં હતાં, પણ રથ ક્યાંય દેખાતો નહોતો. ગાડાં સાથે પાછા ફરેલા એક સવારને બાઝે ઇશારત કરીને ઉપર બોલાવ્યો અને તેણે ગાડાં પાછાં લાવવાનું કારણ તેને પૂછ્યું. સવારે કહ્યું: "નામવર! રૂપમતીને પહેલાં તો ખબર નહોતી કે પોતાના રથની પાછળ કોનાં ગાડાં આવી રહ્યાં છે. રાત્રે અમે એક ગામમાં સાથે મુકામ કર્યો ત્યારે તેને મેં કહ્યું કે એ બધી સામગ્રી સુલ્તાને તમારે માટે મોકલી છે, ત્યારે તેણે તુરત કહ્યું કે ગાડાં પાછાં લઈ જાઓ, મને એ કશું જોઇતું નથી! એટલે સ્હવારે રથ આગળ ચાલ્યો અને હું આ ગાડાં અહીં પાછાં પહોંચાડવા આવ્યો."

"હેં!" બાઝે સુલેમાન તરફ દૃષ્ટિ કરતાં ઉદ્‌ગાર કાઢ્યો.

સુલેમાનનું મ્હોં કાળું શાહી જેવું બની ગયું હતું. સવારે પોતાની ભેટમાંથી કાગળની એક નાની ચબરકી કાઢીને બાઝના હાથમાં મૂકી. રૂપમતીનો એ સંદેશો હતો. તેમાં માત્ર લખ્યું હતું:

"મેરે તો ધન પ્યારેકી પ્રીત પૂંજી!"

એ પંક્તિ વાંચતાં જ બાઝના હૃદયનું દુ:ખ નવેસરથી જોર કરતું હોય, તેમ તે બેચેન બની એકદમ પાસે બિછાવેલી ગાદી ઉપર ફસડાઈ પડ્યો અને ડોકું તકિયા પર ઢાળી દીધું !

સુલેમાન ગભરાઈ ગયો અને તેણે બૂમાબૂમ કરી મૂકી. તત્ક્ષણ દાસદાસીઓ દોડી આવ્યાં, હજુરિયા આવ્યા, બેગમો આવી પહોંચી. બાઝ બેભાન બની ગયો હતો, તેથી બધાં પવન નાંખવા લાગ્યાં. સુલેમાન દોડીને ગુલાબજળ લઇ આવ્યો. હમીદા પોતાના ઓરડામાંથી શરાબ લઇ આવી. થોડી વારે હકીમ સાહેબ અને કાજી સાહેબ પણ આવ્યા, અને બધાં સુલ્તાનની આસપાસ ઘેરો વળીને બેઠાં.

અનેક ઉપચારો પછી બાઝ મોડી રાત્રે હોશમાં આવ્યો. તેણે પાણી માંગ્યું એટલે સૌને કળ વળી. ચોમેર પ્રસરી રહેલી ચિંતા શમવા લાગી. બાઝ જરા સ્વસ્થ થઇ તકિયાને અઢેલી બેઠો એટલે સૌનાં વદન ઉપર સ્મિત ફરક્યાં. તેણે ઇશારત કરીને બેગમોને, સુલેમાનને, બધાંને વેરાઇ જવા સૂચવ્યું. હકીમે ગરમ કાવો મંગાવી સુલ્તાનને પાયો એટલે તેનામાં વધુ સ્ફૂર્તિ આવી.

હકીમે સુલ્તાનની નાડ પકડીને કહ્યું: "હવે તબિયત બરાબર છે, પણ ખુદાવિંદ ! આપે આખો દિવસ એકલા બેસી રહેવું ન જોઇએ, અને તબિયત સંભાળવી જોઇએ. કાંઇ કામમાં, કાંઇ મોજમાં દિલ પરોવવું જોઇએ. આપ ખરેખર પોચા દિલના છો કે એક સાધારણ છોકરી જતી રહેવાથી..."

"ચૂપ કરો, હકીમ સાહેબ !" બાઝ જરા ઉગ્રતાથી બોલ્યો. થોડી વાર રહીને તેણે ફરમાવ્યું: "હકીમ સાહેબ ! આપ હવે જઈ શકો છો, મારી તબિયત સારી છે."

હકીમે ગુપચુપ ઉઠીને ચાલતી પકડી. સુલેમાન બારણાની બહાર ઊભો હતો તે પણ હકીમ સાહેબને સુલ્તાને સુણાવેલા શબ્દો સાંભળીને અંદર આવવાની હિંમત કરી શક્યો નહિ. આખા ખંડમાં કાજી સાહેબ અને સુલ્તાન બે જ માત્ર રહ્યા.

(૨)

મધરાત વીતી ગઈ હતી. કાજી સાહેબે એક–બે વાર બાઝને કહ્યું: "આપ હવે જઇને પલંગમાં લેટી જાઓ, ઉંઘ આવવાથી આપને આરામ મળશે અને આરામની ખાસ જરૂર છે." પણ બાઝને ઉંઘ આવતી નહોતી.

કાજી સાહેબ જોતા હતા કે આ જુવાન સુલ્તાન ઇશ્કની બિમારીનો ભોગ થઇ પડયો છે, પરંતુ સૌંદર્ય અને સરલતાની પ્રતિમા સમી રૂપમતીને કેમ સુલ્તાને તેને વતન પાછી મોકલી દીધી, કિંવા તે કેમ જતી રહી, શાદીનું કામ કેમ એકાએક અટકી પડયું, તે કશું કાજી સાહેબ જાણતા નહોતા; બીજાં કોઇ પણ જાણતાં નહોતાં. સુલેમાન પણ એટલું જ જાણતો હતો કે સુલ્તાને એકદમ કોઇ ગૂઢ કારણસર રૂપમતીને હાંકી કાઢી છે.

બાઝને બેચેન, વિચારવશ અને મૂંગો પડી રહેલો જોઇને કાજી સાહેબે આસ્તેથી પૂછયું: "નામવર! રજા હોય તો એકાદ વાત આપને પૂછું."

"પૂછો."

"રૂપમતી સાથે શાદી કરવાનું એકાએક કેમ બંધ રહ્યું અને તેને કેમ આપે પાછી મોકલી?"

"તે મારૂં અને તેનું દિલ જાણે છે. આપ બુઝર્ગ છો, મુરબ્બી છો, આપની આગળ મારાથી તે નહિ બોલી શકાય."

પિતાની વત્સલતાથી કાજી સાહેબે સુલ્તાનના બરડા પર હાથ ફેરવ્યો અને કહ્યું: "બેટા! તું સુલ્તાન છે; ઉંમરે નાનો છે, પણ અધિકારે મોટો છે. માની લે કે હું તારો બુઢ્ઢો દોસ્ત છું, અથવા તો એક જુવાન દર્દીનો ઘરડો હકીમ છું. દોસ્ત કે હકીમ પાસે તો દિલ ખોલીને વાત કરવી જોઇએ."

થોડી વાર બાઝ ચૂપ પડયો રહ્યો. દિલની ગૂંચવણુ માર્ગ શોધવા મથતી હતી, તેને કાજી સાહેબનાં મમતાભર્યાં વેણુથી માર્ગ લાધ્યો.

" રૂપમતીની મારા પર મહોબ્બત છે, મારી તેના પર મહોબ્બત છે, એમાં મને જરાએ શંકા નથી, કાજી સાહેબ ! "

" તો પછી શાદી કેમ ન થઈ શકી ? "

" કેમકે રૂપમતીને શાદી મંજૂર નથી, અને શાદી વિના તેને હું મારી આંખો સામે રાખવા તૈયાર નથી."

" એ તો બરાબર છે, બેટા ! પણુ જેને શાદી મંજૂર નથી તેની મહોબ્બતની તને ખાત્રી કેમ થઇ શકી ? "

" મહોબ્બતની ખાત્રી એ દિલની બાબત છે, તે કેવી રીતે બોલી બતાવું ? "

" તો પછી હિંદુ દેવ–દેવતા ઉપરની તેની ભક્તિ શું એટલી બધી છે કે તેને ઇસલામ ઉપર જરાય પ્રેમ ઉપજતો નથી ? તેને ઈસલામી થવું ગમતું નથી તેથી તે શાદીની ના કહે છે ? "

" નહિ કાજી સાહેબ ! તે તો માને છે કે મહોબ્બતની દુનિયામાં કોઇ હિંદુ નથી, કોઇ મુસ્લીમ નથી. કોઇ તેનો ઇશ્વર નથી, કોઈ તેનો ખુદા નથી. તેની મહોબ્બત કહો, પ્રેમ કહો, ભક્તિ કહો તે બધુંય મારી ઉપર છે ! "

" તાજુબી ઉપજાવી તેવી વાત છે ! પણુ તો તેને શાદીની વાત ગમતી કેમ નથી ? "

" તે મારી હક્કદાર માલીક થવા ઇચ્છતી નથી, મને માલીક બનાવવા ઇચ્છતી નથી, છતાં તે તન–મન–ધન–જીવ બધુંય મારા પર ન્યોછાવર કરવા તૈયાર છે ! કાજી સાહેબ, મારી નજરે હું તેને પરસ્તાનમાં વસતી એક માશુક જોઉં છું, તેની નજરે હું ગોલોકમાં વસતો તેનો જીવતો ઈશ્વર છું. મને ખુશ રાખવા તે

હર પળે ઇચ્છે છે, પણ અજબ વાત એ છે કે બીનમાલફીની મહોબ્બતથી તડપતા દિલના આનંદમાં તે કાંઇ અજબ મસ્તી માણે છે, ત્યારે હું એવી જ રીતે તડપતા દિલની બેચેની અનુભવી રહું છું !"

આ સાંભળીને કાજી સાહેબ ઉંડા વિચારમાં પડી ગયા.

"કાજી સાહેબ !" બાઝ આગળ બોલ્યો: "શાદી નહિ કરવા માટે રૂપમતીની એ મક્કારી છે એમ કોઇ માને; તે બીજી તવાયફોની જેમ મારી પાસેથી ધન લૂંટવા ઇચ્છે છે એમ પણ કોઇ માને; પરંતુ એમ માનનારાઓ બેવકૂફ છે. મારૂં દિલ તેની પાક મહોબ્બતની ગવાહી આપે છે. સાત ગાડાં ભરીને તેને મેં બક્ષીસ આપેલાં જર–જવાહીર તેણે રસ્તેથી પાછાં વાળ્યાં છે, અને મને જે જવાબ આપ્યો છે તે વાંચો !"

કાજી સાહેબે વાંચ્યું: "મેરે તો ધન પ્યારે કી પ્રીત પૂંજી !"

"પણ કાજી સાહેબ !" બાઝ લાચાર બનતો, દિલના દર્દથી બેચેન બનેતો, ઝમી આવતાં આંસુથી આંખોને આર્દ્ર કરતો બોલ્યો: "શાદી કર્યા વિના એ દિલબરને મારી પાસે રાખવાનું પાપ હું કેમ કરી શકું ?"

કાજી સાહેબના ગંભીર ચહેરા પરના ભાવો ચલવિચલ થતા જોતો બાઝ તેમની સામે તાકી રહ્યો. તે કોઈ સહાનુભૂતિભર્યા જવાબથી આશ્વાસન મેળવવાની આશા રાખતો હતો. પોતાના દિલની વેદનામાં ભાગ પડાવનાર કોઇ દોસ્તને તેનું દિલ ઢૂંઢી રહ્યું હતું.

ઉંડો વિચાર કરીને કાજી સાહેબ બોલ્યા: "બેટા ! મારું કહ્યું માનીશ ?"

"ફરમાવો."

"તું એને પાછી બોલાવી લે."

બાઝ કાજી સાહેબને આશ્ચર્યથી જોઈ રહ્યો.

"હું કહું છું કે તું એને પાછી બોલાવી લે. તમે બેઉ ઇશ્કના દરિયામાં ડૂબકાં ખાઇ રહ્યાં છો, તે એક બીજાંથી દૂર રહેવાથી ડૂબી મરશો, પણ પાસે રહેવાથી જ તરી શકશો. શાદીની પરવા ન કર, બેટા! તારી ઇશ્કે મિજાઝી તેને મંજૂર નથી, કારણકે તે ઇશ્કે હકીકીમાં લીન છે. તું એને ખૂબસુરત ઓરતરૂપે જુએ છે, પણ તે તારામાં ખુદાઇ નૂર જુએ છે. એની પાક મહોબ્બત તને ખુદાનો ફિરસ્તો બનાવવા સમર્થ છે. એ ઝુલેખા પોતાની પાક મહોબ્બતથી તને યુસુફ બનાવશે, તે શિરીન પોતાની ન્યોછાવરીથી તને ફરહાદ બનાવશે, તે લયલા પોતાની ભક્તિથી તને મજનૂ બનાવશે..."

બાઝ કાજી સાહેબની વાત સાંભળીને ખૂબ આશ્ચર્ય પામ્યો. વયોવૃદ્ધ કાજી સાહેબ આમ કેમ કહે છે તે તેને સમજાતું નહોતું. તેને પોતાના મર્હુમ વાલીદની શિખામણના શબ્દો યાદ આવતા હતા. એ શબ્દો એવા હતા કે વસતીની બહેન–દીકરી ઉપર રાજા–બાદશાહે કૂડી નજર કરવી જોઇએ નહિ, નહિ તો રાજગાદીના પાયા સડી જાય અને સલ્તનત હાલી ઉઠે. આ જ કારણથી રૂપમતીને એક બદહવસીની નજરે જોવા તે ઇચ્છતો નહોતો, તે તેને પરણીને પોતાની ઓરત બનાવી તેની ઉપરનો વાજબી અધિકાર સ્થાપવા ઇચ્છતો હતો. પરંતુ કાજી સાહેબ તો કાંઇ જૂદી જ વાત કરતા હતા. શાદી કર્યા વિના રૂપમતીને પોતાની નજર સામે રાખવાની વાત કાજી સાહેબને મંજૂર હતી–પોતાના વાલીદ જો અત્યારે જીવતા હોય તો તેમને તે વાત કદાપિ મંજૂર ન હોય.

બાઝને ચૂપ રહેલો જોઇને કાજી સાહેબે પૂછ્યું: "તને મારી મારી વાતમાં કાંઈ શંકા પડે છે બાઝ?"

"કાજી સાહેબ! હું સાધારણ આદમી નથી, એક સુલ્તાન છું."

"હા બેટા! તે મારા ધ્યાનમાં છે. ઇશ્કનો અને સુલ્તાનીનો રાહ જૂદોજૂદો છે. દિલબરની સમીપે તારે ભૂલી જવું જોઇશે કે

તું સુલ્તાન છે. અને જો હરહમેશ તને એવો ને એવો ખયાલ રહ્યા કરતો હોય કે 'હું સુલ્તાન છું', તો ઇશ્કની વાત ન કર, રૂપમતીને ભૂલી જા, આ બેચેનીને હઠાવી દે, અને એક સુલ્તાનના દિલને છાજે તેવી તાકાત બતાવ!"

બાઝ પોતાના દિલની સાથે વાત કરતો કેટલીક વાર સુધી મૂગો બેસી રહ્યો. તેને પોતાની સુલ્તાની અત્યારે યાદ આવી રહી હતી. પોતે સુલ્તાન થવા જન્મ્યો જ નહોતો, છતાં સુલ્તાન થયો હતો, એ એક અકસ્માત માત્ર હતો. અકસ્માતે મેળવી આપેલા અધિકારનો જેમ આદિકાળ હતો તેમ તેનો અંતકાળ પણ આવવાનો હતો; સુલ્તાની નહોતી, ભવિષ્યમાં કદાચ સુલ્તાની નહિ હોય, તોપણ પોતાનું દિલ હંમેશાં પોતાની સાથે જ રહેવાનું હતું ને! એ દિલને વેચીને સુલ્તાની ભોગવવી એ શું ખુદાઇ રાહ હતો ખરો?

બાઝે જવાબ આપ્યો: "કાજી સાહેબ! મારી અક્કલ તો કશું કામ કરતી નથી."

"સુલ્તાન! અક્કલને ભૂલી જા, દિલ શું કહે છે તે બોલ! ઇશ્કનું લક્ષણ જ એ છે કે અક્કલની બીનાને તે ઉખાડી નાંખે: ઇશ્કની આગ મેહબૂબ સિવાય બીજું બધું ખાક કરી નાંખે છે!"*

"તો મારા દિલને ઇશ્કની આગ મંજૂર છે; સુલ્તાની રહે કે જાય, મને તો રૂપમતી જોઇએ છે! પણ..."

એકદમ બાઝ રડી પડ્યો. તેની આંખોમાંથી ટપટપ આંસુ ખરવા લાગ્યાં. કાજી સાહેબે મમતાથી કહ્યું: "બેટા! રડે છે કેમ?"

"હું તુચ્છ છું, પામર છું, કાજી સાહેબ! રૂપમતી મને જે આંખે જુએ છે તે આંખે તેને જોવાની પાકદીલી મારામાં નથી...

* "અલ્ ઇશ્કો જુનોજુન રફ્હો બીના ઉલ્ અકલે :
અલ્ ઈશ્કો નારુન ફિલ્કલ્બે તહરંરકો મા સેવલ્લ મેહબૂબે."

તે મારામાં ખુદાઈ નૂર જુએ છે, હું તેનામાં એ નૂરની ઝાંખી કરી શકતો નથી...ખરેખર, હું કમનસીબ છું!"

"નિરાશ ન થા, બહાદુર બાઝ! મેં તને શું નથી કહ્યું કે એ લયલા તને મજનૂ બનાવશે?

અલ્ મિજાઝો કન્તર–તુલ–હકીકતે
અલ્ ઈન્સાનો મીર અતુલ ઈન્સાન્"*

એ શબ્દોએ બાઝના દિલમાં નવી તાકાત દાખલ કરી. સુલ્તાન પદનો બોજો અત્યારસુધી તેના દિલને કચડી રહ્યો હતો, તે બોજો એકદમ જાણે હઠી ગયો હોય અને તેનું દિલ હળવું બની ગયું હોય તેમ તેને લાગ્યું.

બાઝ એકદમ કાજી સાહેબને આનંદાવેશથી વળગી પડ્યો, ચારે આંખો અનેરી આર્દ્રતાથી તગતગી રહી.

અને મહેલના આંગણામાંથી કૂકડાએ જાણે ઈશ્કે હકીકીની બાંગ પોકારીઃ "કૂકડે કૂક!"

(૩)

કાજી સાહેબ સીડીનાં પગથિયાં ઊતરતા જતા હતા, એટલામાં અંધકારમાંથી સ્વર આવ્યોઃ "કાજી સાહેબ!"

"કોણ છે?" કાજી સાહેબ ઊભા રહ્યા.

"સુલ્તાનની તબિયત કેવી છે?" સુલેમાને આગળ આવીને પૂછ્યું.

"તું હજી અહીં ઊભો છે, સુલેમાન? જા, સુલ્તાનને સૂવાને તેડી જા. ખુદાની મહેર થઇ છે, સુલ્તાનની તબિયત સુધરી ગઇ છે."

સુલેમાન દોડ્યો, પણ તત્ક્ષણ સામેના ઓરડામાંથી બહાર નીકળતા બાઝ બહાદુરની બૂમ સંભળાઇ: "સુલેમા......ન!"

* ઈશ્કે મિજાઝી એ ઈશ્કે હકીકીની સીડી છે; ઈન્સાન એ ઈન્સાનને જોવાનો આયનો છે

"હાજર છું, ખુદાવિંદ!" સુલેમાન સુલ્તાનની પાસે જઇને બોલ્યો: "હવે પોઢવા પધારો!"

"તું જા, એક મારે માટે અને એક તારે માટે, એમ બે ઘોડા સજ્જ કરીને ચુપચાપ લઇ આવ!"

"અત્યારે?" સુલેમાન ચમકી ગયો.

"હા, અત્યારે જ! જા, જલ્દી જા, હું કપડાં પહેરીને હમણાં તૈયાર થઇને આવ્યો સમજ."

"પણ અત્યારે ક્યાં જવું છે નામવર? હજી સ્હવાર પડવાને બહુ વાર છે."

"હું કહું છું તે સાંભળ્યું કે નહિ? જલ્દી દોડતો જા!"

સુલેમાન સુલ્તાનના હુકમને તાબે થયો. તે દોડ્યો અને આગળ ચાલ્યા જતા કાજી સાહેબને તેણે પકડી પાડ્યા. તે બોલ્યો: "આપ તો કહેતા હતા કે સુલ્તાનને સૂવા તેડી જા, અને સુલ્તાને તો મને પોતાને માટે અને મારે માટે ઘોડા તૈયાર કરી લાવવા કહ્યું, કાજી સાહેબ!"

"ખરેખર?"

"હા, હા, જુઓ! હું ઘોડા લેવા જઉં છું."

કાજી સાહેબ ખુશ થતા ખડખડ હસ્યા.

"આ શો મામલો છે કાજી સાહેબ?" સુલેમાને પૂછ્યું.

"સુલ્તાનને જ પૂછજે!"

"આપ જાણતા હો તો કહોને!"

કાજી સાહેબ ફરીથી હસ્યા અને સુલેમાનને જવાબ આપ્યા વિના જ બાજુએ વળી ગયા.

સુલેમાન બબડતો બબડતો આગળ ચાલ્યો અને બે ઘોડા તૈયાર કરી થોડી વારમાં મહેલને આંગણે આવીને ઊભો. બાઝ

કપડાં પહેરી તૈયાર થઇને ઘોડા આવવાની રાહ જોતો પગથિયા પર જ ઊભો હતો.

ઘોડા આવ્યા કે તુરત પોતે એક ઘોડા પર ચડી બેઠો અને સુલેમાનને ફરમાવ્યું: " તું સવાર થઈ જા, અને ચાલ મારી સાથે."

" પણ નામવર! મને જરા કહો તો ખરા, અત્યારે ક્યાં જવું છે ? "

" અંધારામાં સાથે આવતાં બીહે છે ? "

" નહિ, નામવર ! આપની સાથે આવવાથી મને વાઘ ફાડી ખાય તોએ હું બીહું તેમ નથી."

" તો પછી પૂછે છે કેમ ? સાંભળ, આપણે જવું છે રૂપમતીને પાછી વાળવા. સાંઝ પડતાં પહેલાં તો તે જ્યાં હશે ત્યાં આપણે પહોંચી જઈશું."

સુલેમાન પેંગડામાં પગ ભેરવવા જતો હતો તે એકદમ પાછો હઠી ગયો અને બોલ્યો: " એ મારૂં કામ નહિ, નામવર ! બીજા કોઇને સાથે મોકલું."

" કેમ આનાકાની કરે છે ? મારી સાથે તારે જ આવવું પડશે; બોલ, આવે છે કે નહિ ? "

" ગુન્હો માફ કરો, ખુદાવિંદ ! હું નાફરમાન થવા નારાજ છું; પણ આવું કામ આપ જેવા સુલ્તાનને છાજે નહિ. તેવા કામમાં શરીક થતાં હું ડરૂં છું."

" કોનાથી ડરે છે ? "

" ખુદાથી ! "

" ખુદાથી ? અરે બેવકૂફ ! ખુદા જ મને કહે છે કે તું રૂપમતીને પાછી બોલાવી લાવ, અને તેનામાં મારા નૂરની ઝાંખી કર ! "

સુલ્તાન આ શું બોલે છે તે સુલેમાનથી સમજાતું નહોતું. તે સુલ્તાનની સામે તાકી રહ્યો. એ દિવસથી બેચેન રહેતા સુલ્તાનના કરમાઈ ગએલા વદન ઉપર આખી રાતના ઉજાગરા પછી પણ અત્યારે ઉલ્લાસની એવી ચમક સુલેમાને જોઇ કે તેને આશ્ચર્ય થયા વિના રહ્યું નહિ. ખુદાના હુકમની જે વાત બાઝ કહેતો હતો તે વાત શું સાચી હશે?

કાજી સાહેબ પાક દિલના બુઝુર્ગ પુરૂષ હતા. તે દિવસની એક્કે નમાઝ પઢવાનું ભૂલતા નહિ અને ખુદાની બંદગી વિનાની એક્કે ઘડી જવા દેતા નહિ. મોડેસુધી સુલ્તાન અને કાજી સાહેબ એકલા બેસીને વાતો જ કરતા હતા કે બંદગી કરીને ખુદાનો બોલ સાંભળવા મથતા હતા તેની ખબર સુલેમાનને નહોતી, પરંતુ ખુદાની મહેર થવાની વાત તો કાજી સાહેબે પણ કરી હતી ખરી.

સુલેમાન ઘોડા પર સવાર થઇને બાઝ બહાદુરની સાથે ચાલવા લાગ્યો. પહાડ ઊતરીને પરોઢના અંધકારને ભેદતા બેઉ ઘોડા ઝડપથી આગળ વધી રહ્યા હતા, ત્યારે બાઝ બહાદુર કાંઇ કાંઇ વાતો કરતો ચાલતો હતો.

"સુલેમાન! કોઇ માણસ અલેફ-બે-પે શીખ્યો ન હોય, તે કુરાન વાંચી શકે?"

"ના, નામવર!"

"કોઈ માણસ ઇશ્કની ચીનગારી વિનાનો હોય તો તેની કોઇ મહેબૂબ હોઇ શકે?"

"ના, ખુદાવિંદ!"

"અને સુલેમાન! જે માણસના દિલમાં દુન્યવી મહેબૂબ ન વસી શકતી હોય તેના દિલ પર કોઈ આશક થાય ખરૂં?"

"ના, સુલ્તાન!"

"તો કહે કે ખુદાને દિલમાં લાવી વસાવવા માટે જે ઇશ્કની આગ જોઇએ, તે ક્યાંથી લાવવી?"

"તે તો ખુદા જાણે, હું ક્યાંથી જાણું?"

"તો સમજ, એ ખુદાનું મને ફરમાન થયું છે અને હું રૂપમતીને લેવા જઉં છું."

સુલેમાન એ સાંભળી રહ્યો. આ એક જ રાતમાં બાઝ બહાદુરમાં જરૂર કાંઇ મોટો પલટો જ થઇ ગએલો છે એમ તેને લાગ્યું. તેના મ્હોંમાંથી આવી રહસ્યભરી વાતો નીકળતી પહેલાં કોઈ વાર સુલેમાને સાંભળી નહોતી.

  

# પ્રકરણ ૧૨ મું . . . . . "અમૃતનો કટોરો!"

(૧)

અઠવાડિયામાં નંદદાસ હરતો ફરતો થયો, પણ શરીરમાં અશક્તિ ખૂબ હતી. જદુરાયના પુત્રો ત્યાં હવે આવતા જતા નહોતા, પણ ફક્ત જદુરાય તેને માટે વૈદ્યને ત્યાંથી ઓસડ લઈ આવતો હતો.

શરીરમાં થોડી શક્તિ આવવાથી નંદદાસ એક વાર જદુરાય સાથે કથામાં જઈને બેઠો અને કથા પૂરી થયા પછી તેની સાથે જ વૈદ્યને ત્યાં ચાલીને ગયો, એટલે તેને શ્રદ્ધા આવી કે હવે પોતે થોડા દિવસમાં પ્રભુકૃપાથી હતો તેવો તંદુરસ્ત થઈ જશે. એ તંદુરસ્તી પાછી મેળવી આપવામાં જદુરાયનો, તેના પુત્રોનો અને વૈદ્યના ઓસડનો કેટલો હિસ્સો હતો તેની કશી ગણત્રી કરવા તેની પ્રભુભક્તિ તૈયાર નહોતી.

પરંતુ રાધા અને લલિતા સારી પેઠે સમજતી હતી કે જો જદુરાય અને તેના પુત્રોની મદદ ન મળી હોત તો આ માંદગીમાંથી પિતા ઉઠી શકત નહિ. આથી જ્યારે જ્યારે તેમની નજર જદુરાય, ગોવિંદ અને સુંદર પર પડતી ત્યારે ત્યારે ઉપકારવશતા તેમનાં વદન પર અનેરાં ચિત્રામણ કાઢતી.

જદુરાય અને નંદદાસ વૈદ્યને ત્યાંથી પાછા ફર્યા નહોતા, તે વખતે ગોવિંદ અને સુંદર તેમની ઓરડીમાંથી બહાર નીકળ્યા. એઉની ખાંધે વજનદાર ખડિયા ભેરવેલા હતા, પીઠ પાછળ પોટલાં બાંધેલાં હતાં, હાથમાં લાકડીઓ હતી: જાણે તેઓ પ્રવાસે ઉપડતા હોય.

રાધાએ પૂછ્યું: "સુંદરદાસ! ક્યાં તૈયારી કરી?"

"ઘેર જવા, બીજે ક્યાં?"

"અને જદુરાયજી?"

ગોવિંદ બોલ્યો: "તે તેમને ફાવે ત્યાં જાય કે રહે, અમે હવે તેમની સાથે ભટકવાના નથી; અમે તેમને કહી દીધું છે કે અમે તો જવાના છીએ."

"એકલા જશો?" લલિતાએ પૂછ્યું.

"એકલા ક્યાં છીએ? બે ભાઇઓ સાથે છીએ ને!" સુંદરે કહ્યું.

"પણ કોઇનો સંગાથ છે કે નહિ?"

"સંગાથ પ્રભુનો. અમે સેંકડો ગાઉ ફર્યાં છીએ, ધીરે ધીરે ચાલ્યા જઇશું." ગોવિંદે જવાબ આપ્યો.

"કેટલા દિવસે ઘેર પહોંચશો?" રાધાએ પૂછ્યું.

"મહિનો ઘણો છે." સુંદરે જવાબ આપ્યો.

બેઉ બહેનો તેમને જોતી ક્ષણભર મૂગી ઊભી રહી.

લલિતા બોલી: "જો હું છોકરો હોત, તો તમારી સાથે આવત!"

ગોવિંદ હસીને બોલ્યો: "એમ કેમ?"

લલિતા શરમાઇને નીચું જોઇ ગઇ, પણ રાધાએ જવાબ આપ્યો: "પિતાજી અમને બહુ વીતાડે છે, પણ શું કરીએ? અમે ક્યાં જઇએ?"

બેઉ ભાઇઓ નંદદાસના આકળા અને વહેમી સ્વભાવને ઓળખતા હતા. તેમને એ બહેનોની દયા તો આવી, પણ તે નિરર્થક હતી. સુંદરે ગોવિંદને કહ્યું: "ચાલો હવે, ભાઇ! મોડું થાય છે."

"રહો, મારા હાથનું પાણી તો પીતા જાઓ!"

એમ કહીને રાધા પાણીનો લોટો અને પવાલાં લાવી, બેઉ ભાઇઓએ પાણી પીધું.

"સાચવીને જજો. ફરી કોઇ વાર આપણે મળીશું ખરાં?"

ગોવિંદ બોલ્યો: "આપણે હવે ક્યાંથી મળીએ? સંભવ તો નથી, પછી હરિ ઇચ્છા."

"રૂપમતીને મળો ત્યારે મારા જય શ્રીકૃષ્ણ કહેજો."

"વારૂ" કહીને બેઉ ચાલતા થયા. ધર્મશાળાની બહાર તેઓ નીકળ્યા ત્યાંસુધી બેઉ બહેનો તેમને જતા જોઇ રહી.

થોડી વારે નંદદાસ અને જદુરાય આવ્યા. જદુરાયે ઓરડીમાં જતાં જ જોયું કે પોતાનો સરસામાન લઇને ગોવિંદ તથા સુંદર ચાલ્યા ગયા છે. તે જાણતો જ હતો કે હવે તેઓ પોતાની પાસે રહેવાના નથી, એટલે તે કશું બોલ્યો નહિ, પણ રાત્રે તેણે એકાંતમાં નંદદાસ પાસે દિલની વરાળ કાઢી: "નંદદાસજી! હું પૂરો અભાગિયો છું. રૂપમતીની વાત તો તમે જાણો છો, અને હવે તો છોકરાય મારા રહ્યા નહિ. અહીંથી આજે બેઉ ચાલ્યા ગયા."

"ક્યાં ગયા?"

"સારંગપુર જશે, બીજે ક્યાં જાય? મેં ઘણું કહ્યું કે અહીં કશું દુ:ખ નથી, આપણને અહીં રોજી મળી રહેશે, અને વળી મારી પાસે થોડી મત્તા પણ છે. પરન્તુ તેમને તો તેમની બા પાસે રહેવું છે."

"પણ તમે કહો છો કે ગોપી માંડવમાં રૂપમતી પાસે છે."

"હા, પણ અત્યારે તે ક્યાં હશે તે કોણ જાણે? એટલે સારંગપુરમાં મારો ભાઈ છે તેની પાસે તેઓ રહેશે, કે પછી શી ખબર, છોકરા ય માંડવમાં તેમની બા પાસે જઇને રહે."

"અરરર!" નંદદાસને ખૂબ વસમું લાગ્યું હોય તેમ તે બોલ્યો: "ગોસાંઇ અને વળી વૈષ્ણવ, તેમના કુટુંબની આવી દશા! જદુરાય, આવો વંશવેલો તો ન હોય તે જ સારૂં!"

(૨)

નંદદાસના પ્રહારો ઝીલી–ઝીલીને અકળાતા, અને સંતાનોની મનસ્વિતાને ગાળો દેતા જદુરાયને પોતાની તુચ્છતાનું ભાન વિશેષ

ને વિશેષ થતું હતું. પોતાને ઘર છોડી નાસવું પડ્યું અને લોકોનાં કારમાં વેણ સહન કરવા પડયાં એ વાત જ્યારે જ્યારે તેને સાંભરી આવતી ત્યારે ત્યારે તેને પોતાની જાત ઉપર પણ ખૂબ ગુસ્સો ચડતો હતો. "આવી હીનતા વેઠીને જીવ્યા કરતાં ગળે છરી ખોસીને મરી જવું શું ખોટું?" એમ પણ એક વાર તેણે આવેશમાં નંદદાસ પાસે બોલી દીધું.

નંદદાસે કહ્યું: "તમારી સ્થિતિમાં હું હોઉં તો મને આપઘાત કરવાનું મન થાય, પણ એવું પાપ કાંઇ વૈષ્ણવથી થાય?"

"ત્યારે હું શું કરૂં? મારાથી આ મનનું દુઃખ વેઠાતું નથી; હું મરી નહિ જઉં તો કાંતો હું ગાંડો બની જઇશ."

"તમે ગામ છોડીને આ તરફ આવ્યા તેને બદલે માંડવમાં જઇને રૂપમતીને ઘેર લઈ આવ્યા હોત તોજ ઠીક હતું. હજીય જાઓને!"

"પણ તે પરણી હોય તો? અને ન પરણી હોય છતાં ઘેર આવવાની ના કહે તો?"

"તો..."

તો શું થાય તે નંદદાસના મુખમાંથી કાંઈ નીકળી શક્યું નહિ, પણ જદુરાયના મનમાં ઊગી ગયું કે આપઘાત કરીને દેખવા–દાઝવાની પીડામાંથી મુક્તિ મેળવ્યા વિના બીજો કોઈ માર્ગ નથી.

અને મનની શાન્તિ માટે તરફડતો, વધારે ને વધારે ઉશ્કેરાતો ને વળી નિરાશ થતો, તથા વારેવારે નંદદાસ પાસે આવીને શાંતિનો કોઇ માર્ગ બતાવવા કરગરતો જદુરાય એક વાર મથુરામાંથી નીકળી પડ્યો.

તેને હવે તીર્થયાત્રા કરવી નહોતી, ઘેર જવું નહોતું, પુત્રો કે પત્નીને મળવાની ઇચ્છા નહોતી, તેને તો રૂપમતીને પાછી લઇ આવવા માંડવ જવું હતું, અને વૈષ્ણવતા ઉપરના કલંકને ધોઇ નાંખવું હતું.

ઘોડો, ગાડું, ઊંટ જે કાંઇ વાહન ભાડે મળ્યું તે લઇને તે ધસ્યે જતો હતો. વાહન ન મળે ત્યારે પગપાળો દોડ્યો જતો હતો.

કાચી-પાકી રસોઇ કે ભૂંજેલા ચણા, જે કાંઈ મળે તે ખાઇને તે ચલાવી લેતો હતો. જાત્રાળુઓના સંઘ કે વેપારી-વણઝારાનો સાથ કરીને તેમની પેઠે ધીરેધીરે પ્રવાસ કરવો તે તેને પાલવે તેમ નહોતું. ઉંઘ અને ભોજન સિવાય બીજા કોઈ કારણસર સ્નાન-સેવા નિમિત્તે પણ ક્યાંય રોકાવાનો તેને વિચાર જ આવતો નહોતો.

ઉજ્જનના મહાકાળેશ્વરના મંદિરની ધર્મશાળામાં એક સાંજે ઊંટ પર આવીને તે ઊતર્યો, ત્યારે ત્યાં તેણે બાઝ બહાદુરના સવારો અને એક રથ જોયા. તેણે પૂછગાછ કરી તો જણાયું કે કોઇ બાઈ રાતવાસો કરવાને ઊતર્યાં છે.

જદુરાયનું ચિત્ત ચંચળ બન્યું. આમથી તેમ ત્રણ-ચાર વાર તેણે ફેરા ખાધા, ત્યારે એક વાર તેને ગોપીનું દર્શન થયું. તેની પાસે એકદમ દોડી જઇને તેણે પૂછયું: "તું એકલી જ છે? રૂપી ક્યાં?"

મેલાં કપડાં, વધેલાં દાઢી-મૂછ, રજોટીથી ભરાઈ ગએલો કાળો ચહેરો અને તિલક વિનાનું કપાળ જોઇને ગોપી પહેલાં તો પતિને ઓળખી પણ ન શકી, પણ તેનો સ્વર તે પિછાણી શકી. તે બોલી: "તમે છો? અહીં ક્યાંથી?"

"પણ રૂપી ક્યાં છે, તે કહેને!"

"તે તો માંડવમાં છે."

"અરરર! તું તેને એકલી મૂકીને આવી?"

"હું તો તેને સાથે લઇને આવતી'તી, સુલ્તાને જવાની રજા પણ આપી'તી, પણ પરમ દિવસે સુલ્તાન ને સુલેમાન પાછળ આવી પહોંચ્યા અને રૂપીને સમજાવીને પાછી તેડી ગયા."

"અને રૂપી તેની સાથે એકલી ગઇ? રાજીખુશીથી ગઈ?"

"હા, પણ તે સુલ્તાનને પરણવાની નથી."

"તો શું રખાત થઇને રહેવાની છે?" જદુરાઈ ઉશ્કેરાઇને બોલ્યો.

"એવું હીણું શું બોલો છો?" ગોપીએ કહ્યું: "તમે જરા ધીરા પડીને બેસો, હું તમને બધી વાત કહું."

"નથી સાંભળવી મારે તારી વાત, ચૂડેલ! તેને તેં સોંપી કેમ? તું જ મારી વેરણ છે; મૂળે તું વેશ્યાની જ છોકરીને?"

આ મ્હેણું સાંભળીને ગોપી છેડાઈ: "મ્હોં સંભાળીને બોલો! બિચારી મારી મૂએલી માતાને ગાળ ન દેશો. એ તો દેવી હતી, અને મારી રૂપીય એ દેવીનો જ અવતાર છે."

"રૂપી તારી દીકરી છે ને મારી નથી? તારે કાંઇ લોકોને મ્હોં બતાવવું છે? મને તો લોકો ચૂંટી ખાય છે. સારંગપુરમાં લોકોએ મને ઊભો રહેવા ન દીધો. તું મારી સાથે ચાલ, આપણે રૂપીને પાછી તેડી લાવીએ."

"એ હવે નહિ આવે, અને હું પણ તમારી સાથે આવવાની નથી. હું તો કહું છું કે તમે ય ન જશો. રૂપીનો સુલ્તાન પર અને સુલ્તાનનો રૂપી પર એટલો પ્રેમ છે કે જાણે રાધા–કૃષ્ણ જોઇ લ્યો!"

"ઓ અભાગણી! કૃષ્ણ ભગવાનને તું ગાળ ન દે! એ મુસલમાન વળી ભગવાન ક્યાંનો?"

"તમે કશું સાંભળતા નથી ને બોલ્યા જ કરો છો. તમારે જવું હોય તો જાઓ. હું તો સારંગપુર જઉં છું."

"ખબરદાર, મારા ઘરમાં પેઠી છે તો! તારે જવું ત્યાં જા, પણ હવે મારા ઘરમાં નહિ."

"કેમ? ઘર તમારૂં, અને મારૂં નહિ?"

"ના! તું મારી બાયડી નહિ ને હું તારો ધણી નહિ."

"આ શું બોલો છો તમે?! ભાનમાં છો કે નહિ?"

"તું જ ભાન ભૂલી ગઈ છું, એટલે મારે તારો ખપ નથી."

"આટલાં સંતાનો થયાં, અને આવું બોલતાં લાજતા નથી?"

"સંતાન થયાં તેથી શું થઈ ગયું? પણ મારે હવે તને ઘરમાં રાખવી જ નથી."

"તો શું હું તમારી રખાત હતી?" એટલું બોલતાં ગોપીથી રડી જવાયું.

પહેલાં પોતાનો પતિ જ રૂપીને માંડવમાં એકલી મૂકી આવ્યો હતો, તે વખતે તો તે રૂપીની હિંમત ને હોશિયારીનાં મ્હોંફાટ વખાણ કરતો હતો, અને અત્યારે તો તે તદ્દન ફરી જ બેઠો હતો તે ગોપીને કારમો ફેરફાર લાગતો હતો. પતિનાં આવાં વેણ અને વર્તનનું તેને સ્વપ્નું પણ નહોતું.

રાત્રે ગોપીએ પતિને સમજાવવા ખૂબ મથન કર્યું પરંતુ સમજાવણીનો દરેક પ્રયત્ન લડવાડમાં જ પરિણમતો હતો. કોઈ કોઇ વાર આવેશમાં જદુરાય મરવા કે મારવા તૈયાર થઇ જતો હતો, ત્યારે ગોપી ભયથી ધ્રૂજી ઉઠતી અને રડવા લાગી જતી; પણ જદુરાયના મન ઉપર તેની કશી અસર થતી નહિ. ગોપીએ વીસ વર્ષના પરિણીત સંસારમાં પતિનું આવું કરાળ સ્વરૂપ કોઇ વાર જોયું નહોતું. ગોપી તેને ઠંડો પાડવા જેમ નરમ બનતી, તેમ તે વધુ ઉશ્કેરાતો. ગોપીને લાગ્યું કે તે ભૂખ્યો હશે એટલે વધારે ગુસ્સે થઇ રહ્યો છે, તેથી તેણે એક વાર દાબડો ઉઘાડીને તેમાંથી ખાવાનું કાઢી પતિ પાસે મૂક્યું, પણ તે તેણે ફગાવી દીધું.

મધરાત સુધી આ ધમાલ ચાલી. સાથેના સવારો પતિ–પત્નીની આ લડવાડ દૂરથી જ જોઈ સાંભળી રહ્યા. છેવટે થાકીને ગોપીએ પોતાની પથારી કરી. દૂરના ખૂણામાં કામળો પાથરી જદુરાય પડ્યો. રાત્રે એ જરા ઉંઘશે એટલે સ્હવારમાં તેનો ઉશ્કેરાટ શમશે, પછી તેને સમજાવી શકાશે, એવી ગણત્રી કરીને ગોપી મોડી રાત્રે સૂતી.

ભળભાંખળું થતાં તે જાગી અને જોયું તો જદુરાય ન મળે! તે ક્યારે ઉઠીને ચાલ્યો ગયો હતો તેની ગોપીને ખબર રહી નહોતી. ભાડે લાવેલા ઊંટના રખવાળે તેની શોધાશોધ કરી, પણ

તે નિષ્ફળ નીવડી. ગોપીને ખૂબ ભય લાગ્યો. તે તેને માંડવ જવા દેવા ઇચ્છતી નહોતી. તેનું મગજ એટલું ઉશ્કેરાયલું હતું કે એ સ્થિતિમાં તે માંડવ જાય તે ગોપીને મન જરાએ ઇષ્ટ નહોતું. તેણે પોતાની સાથેના સવારોને વિનંતિ કરી કે " તમે ઘોડા પર જઇને તેમને નજીકમાંથી શોધી પાછા લાવો તો સારૂં" અને સવારોએ ગોપીની વિનંતિ માન્ય રાખીને બપોર સુધી રખડપટ્ટી કરી, પણ તેથી કશુંય ન વળ્યું.

(૩)

માનવના મનપતંગને આકાશમાં ઉડવું ગમે છે. અફાટ આકાશમાં તેજસ્વી ગોળાઓ ફરે છે અને તારકરત્નો પ્રકાશે છે; ઉંચે ને ઉંચે ઉડીને સૂર્ય–ચંદ્રને અડી જવાની પરમોચ્ચ સ્થિતિ તેના ઉડ્ડયનનું ઉપમાન બને છે; પરન્તુ લૌકિક નીતિને દોરે બંધાયલો પતંગ આકાશમાં થોડો વિહાર કરીને પાછો પોતાની ભૂમિકા ઉપર જ આવીને પડે છે. જ્યારે એ દોર તૂટે છે અને પતંગ ઉંચે ને ઉંચે ઉડતો રહે છે, ત્યારે જ તેને ખયાલ આવે છે કે એ ઉડ્ડયન શું છે, કેવું છે, આકાશની અપાર્થિવ સમૃદ્ધિઓમાં કેવું તત્ત્વ રહેલું છે. એ તત્ત્વમાં તે સમરસ–એકરૂપ બની જાય છે ખરો અથવા પૃથ્વી પર પાછો પણ પડે છે ખરો; પરન્તુ પૃથ્વી પર પડ્યા છતાં જોલૌકિક નીતિના દોરે તે બંધાયલો હોતો નથી તો પૃથ્વી પર રહ્યો રહ્યો પણ તે આકાશમાં જ જાણે આનંદ માણી રહ્યો હોય છે.

જદુરાયનો મનપતંગ લૌકિક નીતિને દોરે બંધાયલો હતો; રૂપમતીના મનપતંગનો એવો દોર તૂટી ગયો હતો. એનો પતંગ આકારામાં ઉંચે ઉંચે ઉડી રહ્યો હતો જાણે ભૂમિ સાથેનો સંબંધ તેણે કાયમને માટે છોડચો હોય; પણ જદુરાયનો પતંગ આકાશના સમૃદ્ધિતત્ત્વને પામવાની અશક્તિના જ ખયાલથી લૌકિક નીતિ-દોરથી છૂટવા ઇચ્છતો નહોતો—એ સ્થિતિમાં જ એને ભયંકરતા દેખાતી હતી. અફાટ આકાશમાં ઉડ્ડયન તેની કલ્પનાથી અતીત

હતું અને રૂપમતીના એવા ઉડ્ડયનનું દર્શન તેને ભયના ભણકારા સંભળાવી રહ્યું હતું.

મહાકાળેશ્વરની ધર્મશાળામાંથી રાત્રે નાસીને જદુરાય આડો-અવળો ભટકતો માંડવને માર્ગે દોડ્યો જતો હતો. રૂપમતીને આકાશમાંથી સ્થૂલ ભૂમિકાપર ઊતારી લાવવાની તેને જરૂર લાગતી હતી. તે નીચે ન ઊતરે તો કલંકિત દશામાં પોતાનું જીવન તેને મન અકારૂં હતું: આથી થાક કે ભૂખની દરકાર વિના તે ચાલ્યો જ જતો હતો.

માર્ગમાં એક વાર તે એક ગામડાના પાધરમાં વૃક્ષની છાયા હેઠળ ભાતું ખાવા બેઠો. એટલામાં સામેથી આવતા બે ઘોડેસવારો પણ ત્યાં જ થોભ્યા. એક બુઢ્ઢો હતો, બીજો જુવાન હતો. ઘોડા પરથી ઊતરીને બેઉ જણ એક બાજુએ ઘોડા પરની ગાદી પાથરીને બેઠા. જદુરાયે તેમને પૂછ્યું: “માંડવ અહીંથી કેટલું આઘું રહ્યું?”

“માંડવ રહ્યું ચાલીસ કોસ. તમારે માંડવ જવું છે?” બુઢ્ઢા સવારે પૂછ્યું.

“હાજી.” જદુરાયે જવાબ આપ્યો.

“માંડવ તો આજકાલ ખરેખર જોવા જેવું બની ગયું છે, શાદિયાબાદ બની ગયું છે. તમે તો નીલકંઠની જાત્રાએ જતા હશો.”

“ના, હું તો વૈષ્ણવ છું; અમે શંકરને ન માનીએ.”

“એમ કે? વૈષ્ણવ લોક બડા પાક દિલના હોય છે. મીરાંબાઈની પેઠે રૂપમતી પણ વૈષ્ણવ બાપની જ દીકરી છે. તમે માંડવ જાઓ છો તો એક વાર એ બાઇનું દર્શન જરૂર કરજો.”

આ બુઢ્ઢો મુસલમાન પોતાની જ કલંકિત પુત્રીનું દર્શન કરવાનું પોતાને કહે એ જદુરાયને કેમ ગમે? પણ અહીં કશી ઓળખાણ પડવા દેવા તે ઇચ્છતો નહોતો. ક્ષણભર ચૂપ બનીને તેણે આવેશને માર્યો અને પછી અજાણપણું દાખવવા પૂછ્યું: “એ રૂપમતી કોણ છે?”

"તમને ખબર નથી?"

"મેં નામ તો સાંભળ્યું છે."

"જેવી તે શરીરે ખૂબસુરત છે, તેવીજ દિલની પણ ખૂબસુરત છે. માળવાના મજનૂ સુલ્તાનની તે લયલા છે. રૂપમતીની મહોબ્બતની વાત તમે સાંભળો તો તમને લાગે કે આ તે આ જમાનાની ઓરત છે કે પુરાણા જમાનાની કોઇ ગોપી છે! એવી એ રૂપમતી છે."

"એમ?" જદુરાયે મનની બળતરાને દબાવતાં આશ્ચર્ય પ્રકટ કર્યું.

એ આશ્ચર્યોદ્‌ગારે બુઢ્ઢાને શુરાતન ચડાવ્યું અને તે બોલવા લાગ્યો: "હાં...આં! અને રૂપમતીનાં ભજન તો તમે ક્યાંથી સાંભળ્યાં હોય! સંગીત પર અને બીન પર તેનો કેવો કાબૂ છે તેની તમને ક્યાંથી ખબર હોય! રૂપમતી પોતે ભજન રચી જાણે છે એમ કોઇ કહે તો માનવામાં ન આવે, પણ હું પોતે જ તેનું રચેલું એક ભજન સાંભળીને માંડવથી નીકળ્યો છું, ત્યારથી એ ભજનના બોલના ભણકારા મારા કાનમાં વાગ્યા જ કરે છે અને તેનો હર્ફેહર્ફ મારા મગજમાં કોતરાઈ ગયો છે!"

"હશે!" જદુરાયને એ પારાયણ અસહ્ય લાગતી હતી. વધુ સાંભળવાની તેને ઇચ્છા નહોતી. તેણે અર્ધુંપર્ધું ખાધું અને ભાતાનો દાબડો બંધ કરવા માંડ્યો.

પણ રૂપમતીની વાત કહેતાં બુઢ્ઢાના દિલમાં અનેરો આનંદ તથા ઉત્સાહ જાગતો હતો. તેણે તો રૂપમતીને મ્હોંએથી સાંભળેલું ભજન પોતાના ખોખરા સ્વરે હથેળીઓનો તાલ આપીને ગાવા માંડ્યું:

"ઔર ધન જોડતા હૈ, રી,
મેરે તો ધન પ્યારેકી પ્રીત પૂંજી.

આનેકા જતન કર રાખો મનમેં,
તૂ પરતીત* તારો હૈ,
કાહૂ ત્રિયાકો ન લાગે દૃષ્ટ
અપને કર રખોંગી કૂંજી†...
મેરે તો ધન પ્યારેકી પ્રીત પૂંજી.

દિન દિન બઢે સવાયો ઘોઢો
ઘટે ન એક ગૂંજી‡,
બાઝ બહાદુરકા સનેહ ઉપર
નિછાવર કરૂંગી ધન ઔર જી...
મેરે તો ધન પ્યારેકી પ્રીત પૂંજી."

બુઢ્ઢાએ ભજન ગાવા માંડયું અને તેના બોલ જદુરાયના કાનમાં પડીને જ્વાળાઓ જગાવવા લાગ્યા, ત્યારથી તે ઝટપટ અહીંથી નાસી જવા ઉતાવળો થઈ રહ્યો હતો. તેણે સત્વર પાણી પી લીધું અને પાથરેલો સરસામાન એકઠો કરી બાંધવા માંડ્યો, પરંતુ તે એ કામ પતાવે અને ચાલવા માંડે તે પહેલાં તો ભજન પૂરૂં થયું અને પાછું બુઢ્ઢાએ બોલવા માંડયું: "રૂપમતીનું ભજન સાંભળવાની તક તમને ન મળે તોપણ તેનાં દર્શન તો તમે જરૂર કરજો હોં! તે લાલ મહેલમાં રહે છે. માંડવમાં રૂપમતીનાં થોડાં વધુ ભજન સાંભળવાને રહેવાની મારી ખ્વાહીશ હતી, પણ શુજાઉદ્દીનપુર ઉતાવળે પાછા ફરવું પડે તેમ છે, એટલે હું સુલ્તાનની રજા લઇને ચાલી નીકળ્યો છું. સુલ્તાન અને રૂપમતીના નિકાહ પઢાવવા જ હું ખાસ ગયો હતો અને એ કામ..."

જદુરાય જાણે કાન બહેરા કરીને એકદમ નાસી છૂટયો ત્યારે કાજી સાહેબ અને તેમના ચાકરને એ કોઇ ગાંડા માણસ જેવો જ લાગ્યો.

* પ્રતીત–પ્રતીતિ † કૂંચી ‡ ગુંજ–ચણોઠી

(૪)

"મેરે તો ધન પ્યારેકી પ્રીત પૂંજી...બાઝ બહાદુરકા સનેહ ઉપર નિછાવર કરૂંગી ધન ઔર જી..." એ રૂપમતીના બોલ જદુરાયના કાને પડ્યા, ત્યારથી તેની હામ અને આશા મરી ગયાં. તે રૂપમતીને પાછી તેડી જવા પ્રવાસનું આટલુંઆટલું કષ્ટ વેઠીને આવ્યો હતો, પરંતુ એ કષ્ટ નિરર્થક નીવડશે એમ હવે તેને લાગતું હતું. મથુરાથી બસો કોસનો પ્રવાસ કરતાં તેને થાક લાગ્યો નહોતો, પરન્તુ પછીના ચાલીસ કોસ તેને ચારસો કોસ જેટલા લાંબા અને આકરા લાગ્યા. નિરાશાથી ભાંગેલે પગે તે માંડ માંડ માંડવ પહોંચ્યો અને રૂપમતી પિતાજીને ચિંથરેહાલ ભિખારીને વેશે ઓચિંતા આવેલા જોઇને ચોંકી ગઈ.

"બાબા! બાબા! તમારી આવી હાલત કેમ થઈ? તમે ઓચિંતા ક્યાંથી આવ્યા? ઘેર ઘોડો હતો અને પગે ચાલતા કેમ આવ્યા?"

જદુરાય ફિક્કું હસ્યો અને બોલ્યો: "હું મથુરાથી આવું છું."

"મથુરાથી? મથુરા તમે ક્યારે ગયા હતા? એકલા જ ગયા હતા? શામાટે ગયા હતા?"

"એ બધું હું પછી તને કહીશ. એક વાર મને નાહીને ઊંઘ લેવા દે."

રૂપમતીએ ગરમ પાણી મંગાવ્યું પણ જદુરાયે એ પાણીથી ન્હાવાની ના કહી. તે એકલો તળાવ પર ગયો, ત્યાં ન્હાયો, ત્યાં જ તેણે પોતા પાસેના દાબડામાંથી થોડી ગોળપાપડી ખાઇને તળાવમાંથી પાણી પીધું અને તે પાછો ફર્યો. રૂપમતીએ પિતાને માટે ભોજનની થાળી મંગાવી પણ તેણે એ ખાવાની ના કહી. રૂપમતીએ પોતાને હાથે ઢોલિયા પર તળાઇ નાંખી આપી પણ તેણે તે ઉપર સૂવાની ના કહી. તે આઘેના એક ખંડમાં પોતાનો કામળો પાથરીને સૂઈ ગયો.

બપોરનો સૂતેલો જદુરાય પહોર રાત વીતી ગયે જાગ્યો ત્યારે રૂપમતી મહેલમાં નહોતી. તે તેના આગમનની રાહ જોતો જાગતો સૂઈ રહ્યો. તેના અંતરમાં રોષનું સ્થાન હવે નિરાશાએ લીધું હતું.

મધરાત થઇ ત્યારે રૂપમતી મહેલમાં પાછી ફરી. જદુરાયે તેનાં ઝગમગતાં કપડાં જોયાં અને તેને બાઝ બહાદુરની બેગમો તથા તવાયફો સાંભરી આવી. તેણે ઉંડો નિઃશ્વાસ નાંખ્યો.

રૂપમતીએ પૂછ્યું: "બાબા ! તમે જાગો છો ?"

"હા, હું જાગું છું. તું જરા નિરાંત કરીને બેસ, પછી હું તારી પાસે આવું છું."

રૂપમતી બાજુના ખંડમાં ચાલી ગઈ. તેણે મૂલ્યવાન કપડાં બદલાવીને સાદાં કપડાં પહેર્યાં. એટલામાં જદુરાય હાથમાં એક કટોરા સાથે આવીને તેની સમીપે બેઠો.

"એ શું લાવ્યા છો, બાબા ?" રૂપમતીએ પૂછ્યું.

જદુરાય ખૂબ શાંતિ તથા સ્વસ્થતાપૂર્વક ધીરેથી બોલ્યો : "રૂપી ! હું મથુરાની જાત્રાએ ગયો હતો, ત્યાં મને એક મહાત્માનો મેળાપ થયો. મહાત્માની મેં ખૂબ સેવા કરી, તેથી તે મારા પર પ્રસન્ન થયા અને મને તેમણે અમૃત આપ્યું. તે જ આ અમૃત છે. મને વિચાર થયો કે હું હવે ઘરડો થયો, આ અમૃત પીશ તો ઘરડો ને ઘરડો રહીશ, તેને બદલે રૂપી આ અમૃત પીએ તો તેનું યૌવન અમર બની જાય. એટલે ઠેઠ મથુરાથી તને આ અમૃત પાવા માટે હું અહીં આવ્યો છું."

રૂપમતી આશ્ચર્ય પામતી બોલી : "એ અમૃત પીવાથી માનવી અમર બની જાય ? બાળક બાળક રહે અને જુવાન જુવાન જ રહે ? કાળનો ઘસારો તેને લાગે જ નહિ ? જે કોઇ પીએ તે કોઇ વાર મરે જ નહિ ?"

"ના!"

"તો બાબા! એ અમૂલ્ય વસ્તુ તો આપણે સુલ્તાનને ભેટ કરીએ! હું એ પીઉં અને અમર બની જઉં, પણ બાઝ બહાદુર તો વહેલામોડા મરી જાય, એ મને ન ગમે."

રૂપમતીની વાત સાંભળીને જદુરાય ધ્રૂજી ગયો. તેની આંખોમાંની કૃત્રિમ શાન્તિ અદશ્ય થઈ ગઇ અને ઉશ્કેરાટની લાલાશ તગી ઉઠી. તે બોલ્યો: "તને ગમે કે ન ગમે, પણ તારે માટે જ હું એ લાવ્યો છું અને તારે પીવું પડશે!"

તત્ક્ષણ રૂપમતીની આંખોમાં આંસુ ધસી આવ્યાં. તે બોલી: "બાબા! હું સમજું છું, તમે મને ઝેર પાવા આવ્યા છો. તમે મારા હાથનો પાણીનો છાંટો પણ ન લીધો ત્યારથી હું સમજી ગઈ છું કે તમે મારા પર ગુસ્સે થઇને આવ્યા છો. પરન્તુ મેં એવું શું કર્યું છે કે તમે મને મરેલી જોવા ઇચ્છો છો?"

"ઓ દીકરી!" જદુરાય દાંત કચકચાવતો બોલ્યો: "તું સુલ્તાન પાસે રહેવા લાગી અને મારું નાક કપાવ્યું, તું બાઝની ગુલામડી બની અને ન્યાત જાતમાં મને હલકો પાડચો, તું વટલાઇ અને મારા વૈષ્ણવ ધર્મમાં તેં અંગીઠી મૂકી. મારી દશા જો! ગામલોકોએ મને ગામમાંથી હાંકી કાઢચો અને હું માર્યો માર્યો ફરૂં છું; બૈરી–છોકરા મને તજી ગયા અને હું એકલો બની ગયો છું; તારે લીધે ભગવાનનો પણ મારા પર કોઇ ઊતર્યો અને તેની સેવા ઉપરથીય મારૂં મન ઉડી ગયું છે. એટલે કાંતો તું મારી સાથે ઘેર ચાલ, અને નહિતો આ કટોરો પી જા!"

"બાબા! બાઝની આંખોથી તો હું ક્ષણભર પણ અગળી રહી શકું તેમ નથી. એ કટોરો લાવો, હું અને બાઝ બેઉ પી જઈશું, અને સાથે જ આ દુનિયાની વિદાય લઇશું: પછી તમને કોઇ રંજાડશે નહિ."

"ના, તારે જ આ કટોરો પીવાનો છે, અત્યારે જ પીવાનો છે, કોઇને જાણ થવા દીધા વિના પીવાનો છે." જદુરાયે આંખ ફેરવીને આજ્ઞા કરી.

રૂપમતી એકદમ ઉઠીને પિતાને પગે પડી અને ગળગળે સાદે બોલી: "ક્ષમા કરો, બાબા! હું એકલીથી એ નહિ પી શકાય! એ પીવાથી પ્રભુ મને ગોલોકમાં લઈ જતા હોય, તોપણ હું એકલી તો ત્યાં ન જઉં: બાઝ સાથે હોય તો નરકમાં જવા ય હું તૈયાર છું!"

જદુરાય મૂઢની જેમ આ સાંભળી રહ્યો. ઝનૂન તેના અંતરમાંથી ઉભરાવા લાગ્યું: "અભાગણી છોકરી! તને કોઇ પ્રેમ કરવા ન મળ્યું અને આ સુલ્તાન મળ્યો? તેની સુલ્તાની તને સ્વર્ગમાં નહિ લઇ જાય. તું તેનામાં એવું શું જુએ છે કે ધર્મ, કુટુંબ, મા–બાપ, ભાઇઓ, એ બધાંનું બલિદાન દઇને તું જીવવા ઇચ્છે છે? મોત–મોત જ માત્ર તને આ અધર્માચરણમાંથી છોડાવી શકે તેમ છે, માટે જ હું તારૂં–મારા લોહીમાંથી ઉત્પન્ન થએલી એવી પુત્રીનું મોત ઇચ્છું છું, એ તું સમજે છે?"

"હું સમજું છું, બાબા! હું આ દુનિયાને બરાબર સમજું છું, પણ હું આ દુનિયાનો જીવ નથી–દુનિયાપારનો જીવ છું. આ દુનિયાને મન જે સ્વર્ગ છે તે મારૂં સ્વર્ગ નથી, તેને મન જે નરક છે તે મારૂં નરક નથી. આ માંડવમાં તમે ચોમેર સ્વર્ગની શોભા જોશો, પરંતુ મારે મન એ ત્યાંસુધી જ સ્વર્ગ છે કે જ્યાંસુધી અહીં બાઝ છે; એ અહીં નહિ હોય ત્યારે આ સ્વર્ગ જ મારૂં નરક હશે. બાબા! તમે શાંત થાવ, હું તમને પગે પડીને કહું છું કે મારા સ્વર્ગમાંથી મને ન ઉઠાવી લો, મને બાઝથી વિખૂટી ન પાડો, મને જીવવા દો!"

"તારે જીવવું છે?" જદુરાય ગાંડાની જેમ હસ્યો અને બોલ્યો: "હા, જીવવું તો મનેય ગમે છે, પણ જાત ઉપર કલંક લગાડીને જીવવું એ કરતાં મરવું જ બહેતર છે." તે પાછો અત્યંત ગંભીર બની જઇને બોલ્યો: "રૂપી! દીકરી! મેં તારી પાસેથી આવા અધર્માચરણની આશા નહોતી રાખી! હું કોણ? મારા ગુરૂ તીર્થમાં વસીને મૃત્યુ પામ્યા હતા; તેમના ગુરૂએ જીવતાં

સમાધ લીધી હતીઃ હું તેમનો અભાગિયો ચેલો સંસાર માંડીને બેઠો અને મારા વંશમાં આવી અંગીઠી ભભૂકી નીકળી!"

"બાબા! સંસાર માંડીને તમે કશું પાપ નથી કર્યું; દિલનો ધર્મ, એવો પ્રેમ કરીને કોઈ કલંકિત નથી થયું; આ દુનિયાનાં કીર્તિ ને કલંક તમને અડે છે, મને તે નથી અડતાં: મારો આત્મા નથી ઉલ્લસિત થતો એ કીર્તિથી, નથી અભડાતો એ કલંકથી; તે તો ભજે છે એક બાઝના પ્રસન્ન મુખડાના દર્શનને; તેમાંથી ફૂટતી તેજની ધારા મારા આત્માને એવો ઝળાંઝળાં કરી મૂકે છે કે હું મને પોતાને ભૂલી જઉં છું, પિતાજી!"

"અરરર!" આખા દેહે ધ્રૂજી જતો જદુરાય બોલ્યો: "તને હું શું કરૂં? તારા આ બોલ મારાથી નથી સહ્યા જતા, રૂપી! હું તારો જનક છું–તું મારૂં સંતાન છે, પણ આજે હું રાક્ષસ બનીશ, તને બાળાત્કારે હું આ ઝેર પાઈશ, તને મારી નાંખીશ, અને હુંએ મરીશ, પણ..." એમ કહેતાં જ જદુરાયે હાથમાંનો કટોરો મજબૂત પકડ્યો.

આંખોમાંથી આંસુ વરસાવતી રૂપમતી બોલી: "બાબા! આજે તમને ચંડાળ વળગ્યો છે, તમે સાન ગુમાવી છે! લાવો એ કટોરો, મને એ ઝેર ઢોળી નાંખવા દો...લાવો, લાવો એ કટોરો!"

રૂપમતીએ પિતાનો હાથ પકડ્યો, બેઉ હાથે પકડ્યો. કટોરો છોડાવવા તેણે મથામણ કરી, ઝેર ઢોળી નાંખવા ઝાવું માર્યું, પણ જદુરાયે તેને ફાવવા દીધી નહિ. તેણે તેને બીજે હાથે ધક્કો મારી ભોંયે પછાડી અને કટોરા સાથે તે ઊભો થઈ ગયો.

રૂપમતી ઊભી થઇને પિતાનો હાથ પકડવા જાય, તે પહેલાં તો જદુરાય ઊભો ઊભો ઝેર ગટગટાવી ગયો.

રૂપમતીના મ્હોંમાંથી ચીસ નીકળી ગઇ.

બહારથી દાસીઓ દોડી આવી. રૂપમતીએ તુરત તેમને હકીમને બોલાવી લાવવા આજ્ઞા કરી અને બાઝને ખબર પહોંચાડવા સૂચના કરી.

હકીમ આવ્યો અને ઉંઘમાંથી ઉઠીને બાઝ બહાદુર પણ આવ્યો, ત્યારે જદુરાય બેભાન બની ગયો હતો. હકીમે ઝેરનું વમન કરાવવા અનેક ઉપાયો કર્યા પણ તે નિષ્ફળ ગયા. જદુરાય પરોઢમાં મૃત્યુવશ થયો.

રૂપમતીએ જદુરાયનો સામાન વીંખીને જોયો તો અંદરથી સોએક દિનારો અને બે વીંટીઓ નીકળી. એક કામળો, એક ધોતિયું અને બે બંડીઓ એટલાં કપડાં નીકળ્યાં. મંદિરમાંથી સાધુઓ તથા વેરાગીઓને બોલાવીને રૂપમતીએ એ બધું તેમને વહેંચી આપ્યું.

થોડી વારે એક વેરાગી રૂપમતી પાસે પાછો આવ્યો અને તેના હાથમાં એક ગાંઠ વાળેલી ચીંથરી મૂકીને બોલ્યો: "બાઇ! આ ચીંથરી બંડીના ગજવામાંથી નીકળી છે, તેમાં કાંઈ ભસ્મ જેવી વસ્તુ જણાય છે; તમે મને તેનું દાન કર્યું નથી એટલે હું તે પાછી આપું છું."

રૂપમતીએ ગાંઠ છોડીને જોયું તો સોમલ! એ જ સોમલે પિતાના પ્રાણ લીધા હતા! રૂપમતીની આંખોમાં આંસુ આવ્યાં. તેણે વેરાગીને કહ્યું: "તમે જાઓ, ભાઇ! એ તમને દાન કરવા જેવી વસ્તુ નથી. તમે મને તે પાછી આપી એ ઠીક કર્યું."

એ વસ્તુનું દાન તો નંદદાસ જેવા વૈષ્ણવે જદુરાય જેવા બીજા વૈષ્ણવ ઉપર કૃપાવંત થઇને કર્યું હતું, પણ રૂપમતી એ ક્યાંથી જાણે!

પિતાના મૃત્યુનું દશ્ય રૂપમતીની આંખો સામે તરવા લાગ્યું. એ દશ્ય તેને કહેતું કે તું પોતે જ તે મૃત્યુનું કારણ છે, તે વખતે

રૂપમતી અત્યંત ગમગીન બની જતી અને અંતરમાં ઉંડી ને ઉંડી ઊતરીને વિચારે ચડી જતી. તેને ગમગીન જોઇને બાઝ તેને પોતા પાસે બોલાવતો નહિ, તેને ગાવાનો આગ્રહ કરતો નહિ, પરંતુ પોતે તેના નિવાસને સ્થાને આવી તેને આશ્વાસન આપતો.

એક વાર તેણે પૂછ્યું: "રૂપમતી! તારી માતા અને ભાઇઓ હવે નોધારાં થઈ ગયાં, તેમને અહીં બોલાવી લાવવાં છે?"

"ના, સુલ્તાન સાહેબ! શી ખબર, કદાચ તેમને માટે ય હું મૃત્યુનું કારણ બની જઉં!"

એકનું અમૃત બીજાનું ઝેર બને છે એ રૂપમતીએ પિતાના દાખલામાં જોયું હતું. જેમ પિતાથી પુત્રીનું પ્રેમજીવન ન સાંખી શકાયું, તેમ માતા અને ભાઇઓથી ન સાંખી શકાય તો તેમની દશા પણ કદાચ પિતા જેવી જ થાય એવો તેને ભય રહેતો હતો.

તેણે માત્ર કાસદ મોકલીને સારંગપુર ખાતે પિતાના મૃત્યુના જ અમંગલ સમાચાર મોકલી આપ્યા.

  

## પ્રકરણ ૧૩ મું . . . . . . . . દિલનાં ઝરણુ

(૧)

રૂપમતીની ગમગીની નિવારવા બાઝ અનેક પ્રયત્નો કરતો. તેની કરૂણ મુખમુદ્રા ઉપર પાછાં આનંદનાં તેજ ચમકતાં થાય તે માટે તે ખૂબ મથન કરતો. બાઝ પાસે હોય ત્યારે રૂપમતી ઘડીભર પોતાના શોકને વિસરતી, તે ન હોય ત્યારે પાછો શોકનો ઊભરો ચડી આવતો અને તેનું વદનકમળ ચીમળાઇ જતું દેખાતું.

એક વાર બાઝ ચુનંદા તિરંદાજોની ટોળીને સાથે લઇને શિકારે ઉપડયો અને રૂપમતીને પણ સાથે લીધી. બાઝ, રૂપમતી ને થોડા અંગરક્ષકો ઘોડે બેસીને નીકળ્યા, તિરંદાજો ને સરસામાન ઉપાડનારાઓ પગપાળા ચાલ્યા અને તેઓ બધા માંડવના વસતીસ્થાનથી દૂર દૂર ટેકરીઓ, ગુફાઓ તથા જંગલના ભાગમાં જઈ પહોંચ્યા. એક જંગલી તળાવને કાંઠે સારૂં સ્થાન જોઇને ત્યાં છાવણી નાંખવામાં આવી.

શિકાર મળે કે ન મળે તેની બાઝને પરવા નહોતી. રૂપમતીના સુકોમળ દિલ ઉપર આઘાત કરીને તેની મુખમુદ્રાને કરમાવી રહેલી ગમગીનીનો નાશ તેને જોઇતો હતો. તે બે ચાર અંગરક્ષકોને સાથે રાખીને રૂપમતી સાથે ફરવા નીકળી પડતો, આસપાસની નૈસર્ગિક રમ્યતામાં તેનું ચિત્ત ચોંટાડવા યત્ન કરતો, પોતે ગાતો અને રૂપમતીને પણ ગાવાને ઉત્તેજિત કરતો. એમ કરતાં દિવસો વીતવા લાગ્યા.

પોતાને પ્રસન્ન કરવા માટે મથી રહેલા બાઝને જોઇ રૂપમતીને એક વાર ખૂબ લાગણી થઇ આવી, અને તે આંખમાં આંસુ લાવતી બોલી : "પ્યારા બાઝ! મારે માટે તમે આ જંગલમાં બગીચો ખડો કરી દીધો, પણ હું એટલી કમનસીબ છું કે તમને ખુશ રાખી શકતી નથી."

"નહિ, રૂપમતી!" રૂપમતીની આંખોમાંનાં આંસુને પોતાની આંગળીઓથી લૂછતાં બાઝ બોલ્યો: "તારી ખુશી એ જ મારી ખુશી છે, તારા દિલમાં ગમગીની હોય અને હું ખુશાલી માણું, એવી ખુશાલી પણ મને જોઇતી નથી. તું તેથી જરાએ દુભાઇશ નહિ: ગમગીનીનો ઉભરો, જખ્મી દિલની વેદના, વિયોગનાં દુઃખ એ પણ ખુદાએ મોકલી બક્ષીસ હોય છે, એ બક્ષીસનો અનાદર ન કરવો ઘટે."

"સાચું કહ્યું એ તમે, સુલ્તાન!" રૂપમતીના ઓઠ પર ઓચિંતું સ્મિત ફરક્યું અને તેનો હાથ બાઝના ખભા પર પડ્યો. પોતાના દિલની વાતનો જ પડઘો જાણે બાઝના શબ્દોમાં પડ્યો હોય એમ તેને લાગ્યું અને તે સમસંવેદનશીલ પ્રેમિકના વદન ભણી રૂપમતી ક્ષણભર નિર્મળ આંખે તાકી રહી.

દિવસને છેલ્લે પહોરે શિકારીઓ એક વાઘ મારીને લાવ્યા, પણ બાઝને તે કશું જોવા–જાણવાની ઇચ્છા નહોતી. તે તો રૂપમતીને સાથે લઇને પગે ચાલતો ભમવા નીકળી પડ્યો હતો. ચાર અંગરક્ષકો તેમનાથી દૂર રહીને પાછળ ચાલ્યા આવતા હતા.

તળાવને કાંઠે આવેલી એક ઉંચી ભેખડ પર જઇને તેઓ બેઠાં અને બાઝે ભેટે ખોસેલી વાંસળી કાઢી બજાવવા માંડી. આસપાસનું જંગલ અને તળાવનાં પાણી એ મધુર નાદથી ગૂંજી ઉઠ્યાં. વાયુની લહર એ નાદનાં આંદોલનોની સાથે મળીને નૃત્ય કરવા લાગી. સંધ્યા હસી ઉઠી. બાઝના ઓઠ પર વિરાજી રહેલી વાંસળીને રૂપમતી અનિમેષ નયને જોતી પ્રસન્ન થઈ રહી. એ પ્રસન્નતા પુનઃ બાઝના સંધ્યાતેજે રંગાયલા વદનમાં અને તેના બંસીનાદના માધુર્યમાં પ્રતિબિંબિત થવા લાગી.

એટલામાં કોઇ પ્રાણીની કારમી ચીસ સંભળાઇ. બાઝે ઓઠ પરથી બંસીને ખસેડી બાજુએ દૃષ્ટિપાત કર્યો. હરણાંનું નાનું સરખું ટોળું તળાવ પાસે ખેંચાઇ આવ્યું હતું અને તેમાંની એક હરણી ઘાયલ થઇને પડી હતી એમ તેણે જોયું. બીજાં હરણાં

નાસી રહ્યાં હતાં અને એક બચ્ચું માતાના દેહ નીચે જ દબાઇને પડ્યું હતું, તે છૂટવા તરફડતું હતું.

રૂપમતીએ ઊભાં થઇને પાછળ જોયું. પોતાની પાછળ આવેલા અંગરક્ષકોમાંના એકે એ સુલભ શિકારને નજીકમાં જોઇને તીર છોડયું હતું એમ તે સમજી ગઇ. તેણે હાથ ઉંચો કરી તેમને બીજું તીર ન છોડવાનું સૂચન કર્યું અને પોતે દોડતી એ ઘવાયલી હરણીની પાસે ગઇ.

રૂપમતીએ ઘોબો ભરીને પાણી હરણીના મ્હોં પર છાંટયું, તે સાથે જ હરણીએ સહેજ આંખો ઉઘાડી. તેણે બચ્ચાને હરણીના દેહ હેઠળથી ખેંચીને છૂટું કરી પકડી રાખ્યું તે તરફ હરણીની આંખો ખેંચાઇ અને જાણે પોતાના પ્રિય સંતાનનું છેલ્લું દર્શન કરી લેવા માટે જ ક્ષણભર જીવન ટકાવી રહી હોય તેમ તેને જોઇ લીધું. તેની આંખોમાં એક-એક અશ્રુબિંદુ ઝમી આવ્યું અને તુરત તેણે છેલ્લો શ્વાસ મૂકયો.

બચ્ચા પરનો હરણીનો એ છેલ્લો દષ્ટિપાત રૂપમતીના દિલમાં વજ્રલેપ બની ગયો. એ દષ્ટિપાતમાં જાણે કરૂણાનો સાગર ઉલટી રહ્યો હોય, જિજિવિષાનું આક્રંદ સંભળાઇ રહ્યું હોય, જીવનના અંતીમ તેજનો પ્રબળ ઝબકારો દર્શન આપી ગયો હોય, પાર્થિવ દુનિયાની નિષ્ઠુરતા ઉપર શાપનો વરસાદ વરસી રહ્યો હોય, એમ રૂપમતીએ જોયું અને તેની આંખોમાંથી ચોધાર આંસુ વરસી રહ્યાં.

રૂપમતીએ બચ્ચાને બાથમાં ઉંચકી લીધું, ત્યારે તેણે બાઝને પોતાની બાજુએ ઊભેલો જોયો. તે બોલી: "સુલ્તાન! તમારા તિરંદાજે આ બિચારા મૃગશાવકને માતાવિહોણું કરી મૂકયું!"

"હું એ તિરંદાજને સજા કરીશ, તું કહીશ તો મારા તીરથી હું તેનો જીવ લઇશ."

"ના, ના, એથી વળી એનાં સ્નેહી જનોનો સ્નેહ ઘવાશે. એવું કશું ન કરશો, બાઝ બહાદુર! જગતમાં શત્રુનો પણ સ્નેહ ન ઘવાશો, સ્નેહીઓ કદાપિ વિખૂટાં ન પડશો!"

"આ બચ્ચું પણ માતાની સાથે જ મૃત્યુ પામ્યું હોત તો સારૂં હતું." બાઝ બોલ્યો.

"પણ એવું સદ્‌ભાગ્ય પ્રભુ સૌને માટે નિર્માણ કરે છે જ ક્યાં?"

મૃગશાવકના સુકોમળ દેહ પર પોતાનાં આંસુ લૂછી તેને બાથમાં ઉંચકીને રૂપમતી કાંઠા પર આવી, તો થોડે દૂર એક નર-હરણને તેણે પોતા તરફ કરુણ દૃષ્ટિ કરીને ઊભેલો જોયો. હરણને જોઈને બચ્ચું રૂપમતીની બાથમાંથી છૂટવા તરફડવા લાગ્યું. રૂપમતીએ જોયું કે બચ્ચું માતાની હૂંફ ગુમાવીને પિતાના હૈયાની હૂંફ વાંછી રહ્યું છે, એટલે તુરત તેણે તેને છોડી દીધું, અને બેઉ હરણાં છલંગો મારતાં દૂરદૂર નાસી ગયાં.

(૨)

કરૂણાથી છલકાતે હૃદયે રૂપમતી છાવણીમાં પાછી ફરી. તેના ઉલ્લસિત થતા જતા અંતર્ ઉપર પોતાના એક અનુચરે કટાણે કરેલા કૃત્યની કાળી છાયા પાછી છવાઇ ગઇ તેથી બાઝ ખિન્ન અને ઓશિયાળો બની ગયો. રૂપમતીની વણસી ગએલી પ્રસન્નતા ક્યારે પાછી ફરશે તેના વિચારમાં બાઝને ભોજન ભાવ્યું નહિ.

બીજી બાજુએ રૂપમતીનું અંતર્ રડી રહ્યું હતું. મરણ પામેલી હરણીનો દૃષ્ટિપાત, બાલમૃગનો તરફડાટ, અને નિજ અપત્ય ઉપર આશાતુર દૃષ્ટિ કરી રહેલો હરણ તેના ચિત્તમાંથી ખસતાં નહોતાં. રાવટીના એક ખંડમાં બાઝ ઉંઘવાને પથારી પર પાસાં બદલતો હતો, ત્યારે બીજા ખંડમાં રૂપમતી પથારીમાં સ્થિર-સ્તબ્ધ પડીને જાણે કારૂણ્યના સાગરમાં ડૂબકાં ખાઇ રહી હતી.

હૃદયનો ક્ષોભ કેમે કરતાં શમતો નહોતો. આંખો મીંચ્યા છતાં ચિત્ત જાગ્રત ને જાગ્રત રહ્યા કરતું હતું. પાંદડાંના ખડખડાટ વિના અને છાવણીની આસપાસ પહેરો ભરી રહેલા અંગરક્ષકોની

અસ્ફુટ વાતો વિના બીજું કશું કાને પડતું નહોતું; છતાં એ શાંત વાતાવરણની વચ્ચેથી હરણીનું સતત કરૂણ આક્રંદ તે સાંભળી રહી હતી. એ આક્રંદ તેના અંતર્માં શબ્દાકાર પામતું હોય તેમ તેના ઓઠ વારંવાર ફફડતા હતા.

હૃદયમાં ઉદ્ભવેલી કરૂણા તેને વધુ ને વધુ દોલાયમાન કરી રહી. તે સૂઇ રહી શકી નહિ એટલે પથારીમાં બેઠી થઈ. બેસી રહેવું ય તેને ગમ્યું નહિ અને તેને ખુલ્લે હૃદયે રડવાનું મન થઈ આવ્યું.

એ રોદનભાવમાંથી ગાન સ્ફુર્યું, શાંત અને કરૂણ:

શાને માર્યું તીર, ભાઈ તીરંદા...જ રે !

હરણી થોડું ઘાસ ખાયે, મીઠું થોડું પાણી પીએ,
તીર છોડી માણી શું શિકાર–મોજ રે !
ભાઈ તિરંદા...જ રે !
શાને માર્યું તીર, ભાઈ તિરંદા...જ રે !

વન વિષે હું વિચરનારી, ન કોને રંજાડનારી,
વેરી થયાં જગનાં શું મુજ માંસ–ચામ રે,
ભાઈ તિરંદા...જ રે !
શાને માર્યું તીર, ભાઈ તિરંદા...જ રે !

ખેતર તારૂં ખાતી નથી, તુજ કૂવે જળ પીતી નથી,
શિદ તેં હર્યા પ્રાણ મારા વિનાવાંક રે,
ભાઈ તિરંદા...જ રે !
શાને માર્યું તીર, ભાઈ તિરંદા...જ રે !

ધાવ્યું બાળ ન ટીપું દૂધ, જોયું ન મેં તસ ધારી મુખ,
કહી નથી મેં પૂરી માના હેતની વાત રે !
ભાઈ તિરંદા...જ રે !
શાને માર્યું તીર, ભાઈ તિરંદા...જ રે !

બાળમૃગલું ભૂખ્યું થશે, કકળતું 'મા મા' કરશે,
પ્રભુને દિલ પહોંચશે, તેનો અવાજ રે,
ભાઈ તિરંદા...જ રે!
શાને માર્યું તીર, ભાઈ તિરંદા...જ રે!
મરૂં છું તેનું દુઃખ નથી, બાળવિયોગ વેઠાતો નથી,
પ્રભુ સમીપ જઈ તું શું દેશે જવાબ રે?
ભાઈ તિરંદા...જ રે!
શાને માર્યું તીર ભાઈ તિરંદા...જ રે!
સાથી સખી સૂણી લેજો! હરણને એટલું કહેજો:
જતન કરી જાળવજો મુજ દૂધિયું બાળ રે,
ભાઈ તિરંદા...જ રે!
શાને માર્યું તીર ભાઈ તિરંદા...જ રે!
હવે ફરીથી મળાશે નહિ, વાત મીઠી કરાશે નહિ,
હણે આશા મારી બધી, શિકારી–બાણ રે,
ભાઈ તિરંદા...જ રે!
શાને માર્યું તીર ભાઈ તિરંદા...જ રે!
જેણે લોહતીર ઘડયું, જેને કર ધનુષ્ય ચડયું,
હોજો તેની ઉપર વિયોગીનો શ્રાપ રે,
ભાઈ તિરંદા...જ રે!
શાને માર્યું તીર...
મને શાને માર્યું તીર, ભાઈ તિરંદા...જ રે!

ગાન પૂરૂં થયું. રૂપમતીનું હૃદય હળવું થયું. ચોમેર નીરવતા વ્યાપી ગઈ. પહેરેગીરોની વાતચીતનો ગણગણાટ બંધ થઇ ગયો. ઘડીભર વૃક્ષો પણ એ કરૂણ ગાન સાંભળવાને જાણે શાંત–સ્તબ્ધ બની ગએલાં ભાસ્યાં.

રૂપમતી પાછી પથારીમાં સૂતી તો તેનું માથું બાઝના ખોળામાં પડયું. પોતાના મસ્તક હેઠળ ઓસીકું છે કે બાઝનો હૂંફે ભર્યો ખોળો છે તેની તેને ખબર પડી નહિ. બાઝની

આંખોમાંથી વહી રહેલી અશ્રુધારાનાં બિંદુ ટપકટપક રૂપમતીના વદન પર પડ્યાં, એટલે તે ચોંકીને ઉઠી.

"પ્યારા બાઝ ! તમે અહીં આવ્યા છો ? રડો છો ?"

"હા, રૂપમતી ! હરણીનું મોત નજરે જોયા છતાં હું રડ્યો નહોતો, પણ તારૂં કરૂણ ગાન મને રડાવી રહ્યું છે."

"રડો, ધરાઇને રડો, બાઝ બહાદુર ! આંસુનું જળ જ દિલના મેલને ધોઈ શકે છે. અશ્રુજળે નિર્મળ કરેલું દિલ જ ખુદાની ઝાંખી કરવા શક્તિમાન બને છે."

"સાચું કહે છે તું, રૂપમતી ! હરણી ઉપર તીર છોડનાર તિરંદાજ બહાર ઊભો ઊભો રડી રહ્યો છે, અહીં હું રડીને દિલને ધોઈ રહ્યો છું : બેઉનાં દિલમાં તારા ગાનદ્વારા ખુદાએ તેજ પ્રકટાવ્યું છે, તેથી જ બેઉ દિલ રડી રહ્યાં છે, નહિતો બેઉએ આજસુધી અનેક પ્રાણીઓને માર્યાં છે, મરતાં જોયાં છે, કોઇ વાર દિલમાં આવું તેજ નહોતું પ્રકટ્યું."

"અહો ! ખુદાનો મારા પર પણ એ કેવો અહેશાન છે ! બાઝ બહાદુર ! મારા દિલના દર્દે મને રડાવી, પિતાના મૃત્યુ પછી મને ગાન ગમતું નહોતું અને આ દર્દે જ મારી પાસે ગવડાવ્યું : એ ગાને તમોને પણ રડાવ્યા ! રૂઓ, પ્યારા બાઝ ! દિલમાં પ્રેમનાં–હેતનાં–વત્સલતાનાં–કરૂણાનાં ઝરણાં છુપાઈ રહ્યાં હોય, તો જ આવે પ્રસંગે તે પ્રકટ થઇ વહેવા લાગે છે. દેવોને પણ આવાં રોદન તો દુર્લભ હોય છે !"

"પણ હું કસમ લઉં છું કે હરણાં જેવાં નિર્દોષ, નિરૂપદ્રવી અને વનની દોલત જેવાં પ્રાણીઓને હવેથી હું નહિ મારૂં !"

"ઘણું જીવો, પ્યારા બાઝ !" રૂપમતીએ આનંદથી ઉભરાતે હૃદયે કહ્યું અને પોતાને હાથે ઓઢણીના પાલવે રૂપમતીએ બાઝ બહાદુરનાં આંસુ લૂછ્યાં.

* * *

# પ્રકરણ ૧૪ મું . . . . . . . . ક્રોધ-ચાંડાલ

(૧)

સ્વામીના આપઘાતે સંપડાવેલા વૈધવ્ય પછી ગોપીનું મન ઉંચું થઈ ગયું હતું. લોકનિંદાનાં બાણ તે વેઠી શકી હોત, સ્વામી અને પુત્રોની હૂંફમાં તે સારંગપુરમાં રહી શકી હોત, પરન્તુ હવે તો "સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું" એ મીરાંબાઇના પદમાંના ઉદ્‌ગારોનો સાક્ષાત્કાર થતાં તેને એવા સુખ ઉપર જ કંટાળો આવ્યો હતો. આ બધાં દુઃખો સંસારરસે વહાવેલી મમતામાંથી જાગ્યાં છે એમ તેને લાગ્યું. સ્વામી પરની મમતા તૂટી, દુઃખનો ઊભરો આવ્યો, પુત્રી દૂર જઇને બેઠી અને લોકો નિંદા કરવા લાગ્યા: એ બધું દુઃખ એ મમતાને જ કારણે હતું; શી ખબર પુત્રો પરની મમતા આગળ જતાં દુઃખનું કારણ નહિ બને ? એક વાર એ વિચારસરણી ઉગ્ર બની, અને પુત્રોને આંસુભરી આંખે આશીર્વાદ આપીને તે ઘર છોડી ચાલી નીકળી. પોતાની માતાએ જ્યાં પ્રભુસેવા કરીને જીવન પૂરૂં કર્યું હતું, ત્યાં એ જ રીતે જીવન પૂરૂં કરવાનો તેનો નિર્ધાર હતો.

કેશવ પરણ્યો નહોતો, સંસારમાં પડવાની તેને ઇચ્છા જ નહોતી; તે પણ મોટી ભાભીને જ માર્ગે ચાલી નીકળ્યો.

અને પાછળ રહ્યા બે ભાઇ: યૌવનમાં પ્રવેશ કરતા ગોવિંદ અને સુંદર. તેમણે બંસીધરજીના મંદિરની ચાકરી છોડી દીધી, જૂનું ઘર ખાલી કરી નાંખ્યું, ભજનો ગાઇ યાચના કરવાનો ધંધો પણ છોડી દીધો અને સિપાહીગીરી શીખવા માંડી. તેઓ ઘોડેસવારી શીખ્યા, તિરંદાજી શીખ્યા અને હવે તલ્વારબાજી શીખીને યુદ્ધકળામાં કુશળ થવાની ઉમેદવારી રાખતા હતા.

એક વાર ગોવિંદ રસોઇ કરતો હતો અને સુંદર કુવામાંથી પાણી ખેંચી લાવતો હતો, એટલામાં એકાએક નંદદાસ તેમને આંગણે આવીને ઊભો અને બેઉ ભાઇઓ આશ્ચર્યમાં ગરકાવ બની ગયા.

સુંદર અને ગોવિંદે તેને છેલ્લો મથુરામાં જોયો હતો ત્યારે તે તાજો માંદગીમાંથી સાજો થએલો હતો, પરન્તુ આજે બે અઢી વર્ષે તેમણે તેને ફરી જોયો ત્યારે જાણે તેને એ માંદગીએ જ પીસીને ઘરડો ખખ્ખ બનાવી મૂક્યો હોય તેવું તેનું જીર્ણ શરીર હતું. વાળ સફેદ પૂણી જેવા થઇ ગયા હતા, મ્હોં પર કરચલીઓના તાણાવાણા ગુંથાઇ ગયા હતા, હજામત ખૂબ વધી હતી કે તેણે હવે દાઢી વધારવા માંડી હતી તે સમજાતું નહોતું, કપડાં મેલાં–દાટ હતાં, પાસેનો સરસામાન બહુ થોડો હતો: માત્ર ફેરફાર નહોતો થયો તેની આંખોની લાલ–લાલ તંતુજાળમાં.

"નંદદાસજી! તમે અહીં ક્યાંથી? આવો, પધારો!" ગોવિંદે તેને આવકાર્યો.

"આવવાની વાત પછી, પણ એક વાર બોલાવ તારા બાપને!" નંદદાસે એકદમ ઉગ્ર સ્વરે કહ્યું.

"તમને ખબર નથી? એ તો સ્વર્ગવાસી થયા છે."

"સ્વર્ગવાસી ન કહે, નરકવાસી કહે: એને માટે કાંઈ સ્વર્ગ રેઢું પડ્યું નથી. તો કહે તારી બાને, ઓરડામાંથી જરા બહાર નીકળે!"

"પણ તમે જરા બેસો તો ખરા, જરા આરામ લો. તમને કશી ખબર હોય એમ લાગતું નથી."

"મારૂં દુર્ભાગ્ય છે કે મારે તારે આંગણે આવવું પડ્યું છે, પણ આ આંગણાની રજ હું મને વળગવા નહિ દઉં. મારે બેસવું નથી."

"મારાં માતુશ્રી વ્રજવાસી થયાં છે તેનીય તમને ખબર લાગતી નથી. તમે જરા નિરાંતે બેસો તો હું તમને બધી વાત કહું. રાધા અને લલિતા તમારી સાથે હશે તેમનેય, તમને હરકત ન હોય તો, બોલાવી લાવો. અમારૂં આજપૂરતું આતિથ્ય સ્વીકારો."

નંદદાસ ગોવિંદને તીણી નજરે જોઈ રહ્યો અને કેટલીક વાર સુધી કશુંય બોલ્યો નહિ. સુંદર હાથમાં ખાલી ઘડો લઇને આંગણામાં જ સ્થિર થઇને નંદદાસને જોઈ રહ્યો હતો.

પ્રસરી રહેલા મૌનનો ભંગ કરતાં સુંદરે પૂછ્યું: "તમારું અહીં એકાએક આવવું કેમ થયું છે તે તો કહો. તમને કાંઇ કામ હોય તો અમને બતાવો."

નંદદાસની નજર હવે સુંદર તરફ ફરી. તે ઘુરકીને બોલ્યો: "તમે બેઉ છોકરાઓ લુચ્ચા છો. તમે જાણો છો પણ કહેતા નથી."

"પણ અમે શું જાણીએ છીએ?"

"રાધા અને લલિતા સાથે તમે બેઉ છાની છાની વાતો કરતા'તા, તે મને બરાબર સાંભરે છે. બોલો, તમે તેમને ક્યાં સંતાડી છે?"

"અમે સંતાડી છે? અને શું બેઉ બહેનો તમારી પાસેથી નાસી ગઇ છે? ક્યારે? શા માટે?"

"છ મહિના થઇ ગયા. તમે તે જાણતા જ હશો. અજાણ્યા થવાનો ઢોંગ ન કરો. સાચી વાત કહી દો!"

ગોવિંદે નંદદાસના ગુસ્સા સમીપે ગરીબાઈથી કહ્યું: "અમે સાચું કહીએ છીએ, નંદદાસ ગોસાંઇ! અમને કશીય ખબર નથી. અમે મથુરાથી ચાલી નીકળ્યા ત્યારપછી ફરીથી તે તરફ ગયા જ નથી અને તમે તો કહો છો કે છ મહિના પહેલાં જ તેઓ તમારી પાસેથી ચાલી ગઇ છે."

"અરરર! ત્યારે મેં એ છોકરીઓને નાનપણથી જ ઝેર પાઇ દીધું હોત તો કેવું સારું હતું! છ મહિનાથી હું ઠેર ઠેર રખડું છું, પણ તેમનો કશો પત્તો નથી. કોઇએ ભોળવીને તેમને નસાડી છે. મને તો તમારા ઉપર જ શંકા છે." જરા નરમ બનીને નંદદાસ બોલ્યો: "ભાઈ ગોવિંદ! ભાઇ સુંદર! તમને કાંઇ ખબર હોય તો કહો." બેઉ ભાઇને પટાવતાં તે આગળ બોલ્યો: "જુઓ, તમારે તેમને પરણવું હોય તો........."

ગોવિંદ તો નરમાશથી નંદદાસની વાત સાંભળતો હતો, પરંતુ સુંદરનો તેજીલો સ્વભાવ હવે કબજે રહી શક્યો નહિ. તે બોલ્યો: "નંદદાસ ગોસાંઇ! તમે તેમને ઝેર પાયું હોત તો તે બિચારીઓ વહેલી તમારા સાણસામાંથી છૂટી હોત! તે તમારી પાસેથી કેમ નાસી ગઈ હશે, તે અમે સમજીએ છીએ!"

નંદદાસનો ક્રોધ–ચાંડાલ પાછો ઉગ્ર બની ગયો. તે સુંદરની સામે જોતો કંપી ઉઠ્યો. આવેશથી તે આંગણામાં જ ધડાક કરતો પછડાયો અને બેભાન બની ગયો.

ગોવિંદ અને સુંદરની શુશ્રૂષાથી તે કેટલીક વારે ભાનમાં આવ્યો, પરંતુ તેનામાં હવે ઉઠવાનુંય ચૈતન્ય રહ્યું નહોતું. બેઉ ભાઇઓએ મળી તેને ઓસરીમાં પથારી પાથરી તે પર સુવાડ્યો.

(૨)

છ મહિનાથી નંદદાસે ઠેર ઠેર રઝળ્યા કર્યું હતું, એકાએક નાસી ગએલી પુત્રીઓને શોધી કાઢવા તેણે ભૂખ–તરસ જોયાં નહોતાં. ચિંતામાં તેણે લોહીનું પાણી કર્યું હતું. ક્રોધચાંડાલે તેનાં હાડ ગાળી નાંખ્યાં હતાં, ઉજાગરા અને પ્રવાસના થાકે તેને વર્ષોની વૃદ્ધાવસ્થામાં ધકેલી મૂક્યો હતો. અત્યારે એ બધોય થાક એકાએક ઊભરાયો હતો. જે ઘરની રજ પણ પોતાના શરીરને ચોંટવા ન દેવાની નંદદાસની ટેક હતી તે ઘરનું આતિથ્ય શરીરની અશક્તિને લીધે કેટલાક દિવસ સુધી સ્વીકારીને નંદદાસને ત્યાં રહેવું પડ્યું.

શરીરની એ અશક્તાવસ્થામાં તેને રાધા અને લલિતા ક્યાં હશે, કેવી હશે, કોના પંજામાં પડી હશે, કેવાં પાપ કરતી હશે, તેના જ વિચારો આવ્યા કરતા હતા. એ વિચારો તેને અસ્વસ્થ બનાવી મૂકતા. પથારીમાં પડ્યો પડ્યો તે કોઇ વાર ન સમજાય તેવો લવારો કરતો, કોઇ વાર પથારીમાં બેઠો થઈ જતો અને ગોવિંદ તથા સુંદરને ગાળો દેતો, તો કોઇ વાર ઉંડા વિચારમાં ગુમ બનીને મૂઢની પેઠે બેસી રહેતો. પાપ–પાપના ઓળા તે વખતે તેની આંખોની સામે તરવરતા, ત્યારે તે પ્રભુને હાથ જોડી કાંઇ કાંઇ વિનવણી કરતો અને પદ ગાવા મંડી પડતો :

"સાચો કલિયુગ આયો
અબ તો સાચો કલિયુગ આયો !"

બેઉ ભાઇઓની માવજતથી નંદદાસમાં કાંઇક શક્તિ આવી, એટલે તે પાછો રાધા–લલિતાની શોધમાં ભટકવા નીકળવા તૈયાર થઇ ગયો. ગોવિંદે તેને થોડા વધુ દિવસ થોભી જવા અને શરીર સુધારવા આગ્રહ કર્યો પણ તેણે માન્યું નહિ.

પીઠે પોટલું બાંધી, ખાંધે ખડિયો ભેરવી, હાથમાં લાકડી લઇ તેણે ચાલવા માંડ્યું, એટલે ગોવિંદ બોલ્યો : "જુઓ નંદદાસ ગોસાંઇ ! તમે ઠેર ઠેર ફરશો એટલે ક્યાંકથી તો તમને બેઉ બહેનોનો મેળાપ થઇ જશે."

"તો તારા મ્હોંમાં સાકર !" નંદદાસે કાંઇક પ્રસન્નતાથી કહ્યું.

"પણ મારી એક વાત સાંભળી લો."

"શું ?"

"તમે બેઉ બહેનોને તમારી કડકાઇથી બહુ ત્રાસ આપતા હતા, તેથી જ તે તમારા ત્રાસમાંથી છૂટવાને ચાલી ગઇ હશે એમાં મને શંકા નથી. ત્યાં અમે બેઉ ભાઇઓ હતા, ત્યારે પણ તમે તેમને ત્રાસ આપતા હતા તે અમે જોયું છે. તમે સહેજ સહેજમાં ક્રોધ કરતા, ગાળો દેતા, મારતા, અને તમારી આંખો હેઠળથી ઘડીભર પણ તેમને છૂટવા દેતા નહિ, તેથી તે તમારાથી કંટાળી ગઇ હતી અને અમને તેમણે એમ કહ્યું પણ હતું. તમે ઓરડીનું કેદખાનું બનાવ્યું હતું અને તમે તેમના હથિયારબંધ પહેરેગીર બન્યા હતા. એ કેદમાં બેઉ બહેનો મુંઝાતી હતી, અને જ્યારે અમે ત્યાંથી નીકળ્યા ત્યારે..."

"ત્યારે તમારી સાથે ચાલી નીકળવા તે તૈયાર થઇ ગઇ હતી, એમ તારે કહેવું છે ને ? એ તમો બેઉના સંગનું દુષ્ફળ હતું, તે હું સમજું છું !" નંદદાસનો પિત્તો પાછો ઉછળ્યો: "નીચના સંગનું ફળ કેવું હોય છે તે હું જાણું છું તો ! અહીં

તારી બ્હેનનો થોડો સંગ થયો તેથી ઝેરી ફૂલ બેઠાં, ત્યાં તમારો થોડા દિવસનો સંગ થયો તેથી કડવાં ફળ ઊગી નીકળ્યાં, પણ હું એ કડવાં ફળ નહિ ખાઉં, નહિ એ છોકરીઓને ખાવા દઉં, અને તે ખાવા માંડશે તો તેમને દાર કરીશ, પણ તેમનું અકલ્યાણ તો નહિ જ થવા દઉં !"

"અરર ! હજી પણ તમે સમજતા નથી ?" સુંદરને હવે બોલવું પડ્યું: "ત્યારે તો તમારે હાથ એ બિચારીઓ ફરી પાછી પડે તે કરતાં તો કોઈ વાઘ-વરૂ તેમને મારી નાંખે તે જ સારૂં છે, ગોસાંઇ મહારાજ ! આટલો ત્રાસ વેઠવાથી તેમને છેવટે નાસી જવું પડ્યું, તોય હજી તમારૂં અકલ્યાણનું ભૂત તમારા મગજમાંથી ખસતું નથી ? હું તો કહું છું કે પ્રભુ ! આવા બાપના હાથમાં છોકરીઓને પડવા દેવાને બદલે તું તેમની જીવનદોરી અધવચથી જ કાપી નાંખજે કે જેથી કોઇ બીજે સ્થળે તેમને નવો અવતાર મળે અને આ અધમાવતારમાંથી તેમનો છૂટકો થાય !"

આવાં કડવાં વેણ નંદદાસને તેની જીંદગીમાં કોઇએ સંભળાવ્યાં નહોતાં. બીજાંને કડવાં વેણ સંભળાવવામાં નંદદાસ પોતાની ઉંડી સમજણનો, ઉંચા સંસ્કારનો અને પ્રભુભક્તિપરાયણતાનો એક વિશિષ્ટ અધિકાર માનતો, પરંતુ એવાં વેણ પરાયે મ્હોંએથી સાંભળવાનો તેના જીવનમાં હજી સમય જ આવ્યો નહોતો. આજે આ એક છોકરડો પોતાને જે કડવાં વેણ સંભળાવી રહ્યો હતો તે નંદદાસથી સહેવાયાં નહિ અને તે ઉશ્કેરાઈ જઇને હાથમાંની ડાંગ ઉગામી સુંદરને મારવા દોડ્યો !

સુંદર બે ડગલાં પાછો હઠી ગયો અને લાકડી ભીંતે અફળાઈ. ગોવિંદે સુંદરને વાર્યો અને નંદદાસનું બાવડું પકડી તેને ખડકીની બહાર દોર્યો. પણ નંદદાસનો કોપ બિલકુલ શમ્યો નહિ. તે મ્હોંમાં આવે તેમ બોલતો, ગાળો વરસાવતો અને બબડતો-ફફડતો ગામની બજારે ચાલવા લાગ્યો.

કોઈએ પૂછ્યું: "ભગત ! હવે કયે ગામ જશો ?"

નંદદાસ ઊભો રહ્યો, આંખો ઉઘાડ–મીંચ કરીને પછી જાણે ખૂબ ગુસ્સે થઇ ગયો હોય તેમ જોરથી બોલ્યો: "કુગ્રામવાસ ને હલકા લોક, નરકના કીડાનું જજો નખ્ખોદ!"

"અરે ભગત! કોનું નખ્ખોદ કાઢો છો?"

"પેલા જદુરાયના છોકરાનું સ્તો!"

"એનો બાપ સારો માણસ નહોતો, પણ છોકરા તો સારા છે."

"સારા છોકરા ને હલકો બાપ, એક અજગર ને બીજો સાપ! હા હા હા હા!" કરી નંદદાસ ચાલતો ચાલતો હસી પડ્યો.

ભગતની ડગળી ચસકી ગઇ હોય એમ લોકોને લાગ્યું.

* * *

# પ્રકરણ ૧૫ મું . . . . . પિતાની વૈરિણીઓ !

## (૧)

વર્ષા માંડવને લીલી ચાદર ઓઢાડીને વિદાય થઈ હતી. શરદના શીતળ વાયરા રમતા હતા. વગડાઉ ફૂલોનો પમરાટ પ્રસરી રહ્યો હતો. આછાં વાદળાંને ભેદતો સૂર્ય આકાશમાં તરેહ તરેહના રંગોના ફુવારા ઉડાડતો હતો. તે વખતે રૂપમતી માંડવના ઉંચામાં ઉંચા શિખર પર આવેલા એક નાના સુરખા મહેલની ટોચે આવેલી છત્રી* ઉપર ઊભી ઊભી દૃષ્ટિપાત કરી રહી હતી.

અડવાડિયાથી રોજ તે એ છત્રી ઉપર સ્હવારે અને સાંઝે આવીને કેટલીય વાર સુધી બેસતી અને ચોપાસ જોતી. એક બાજુએ પાંચેક કોસ દૂર વહેતી નર્મદા નદીના જળની રૂપેરી રેખા જોવામાં આવતી, બીજી બાજુએ માંડવના ગઢમાં પ્રવેશ કરવાના દિલ્હી દરવાજાની પેલી મેરનો માર્ગ વિસ્તરી રહેલો દેખાતો. રૂપમતી એ જ માર્ગ પર અનિમેષ દૃષ્ટિ કરીને ઊભી રહેતી.

બાઝ બહાદુરને સુજાઉલપુર ગયે પંદરેક દિવસ થયા હતા. એમ જાણવામાં આવ્યું હતું કે અકબરના વઝીર બહેરામખાને માળવા જીતવા માટે બહાદુરખાન નામના એક સરદારને સેના સાથે રવાના કર્યો હતો; તેથી બાઝ બહાદુર એકદમ માંડવ છોડી બહાદુરખાનનો સામનો કરવા રાજધાનીના નગરમાં જઇ પહોંચ્યો હતો. પરંતુ પાછળથી તુરત એવી ખબર આવી હતી કે અકબરે બહેરામખાનની ગોઠવણ રદ કરી હતી અને બહાદુરખાનને સેના સાથે પાછો બોલાવી લીધો હતો, એથી માળવા પર આવતું અરિષ્ટ ટળ્યું હતું. બાઝ હવે માંડવમાં પાછો આવવો જ જોઇએ. રોજ રોજ રૂપમતી તડપતે હૃદયે, ઉત્કંઠ વદને, ઉત્સુક

---

* આજે એ સ્થાન રૂપમતીની છત્રીને નામે ઓળખાય છે.

નયને તેના આગમનની રાહ જોતી છત્રી પર જઈ ઊભી રહેતી, પણ તે આવતો દેખાતો નહોતો.

રૂપમતીને માંડવના મહેલો સૂના લાગતા; બાઝ બહાદુર યુદ્ધમાં હારશે કે જીતશે તેની કાંઇ કાંઇ કલ્પનાઓ ઉઠતી ને શમતી; શોકની છાયા અને આનંદના તેજરૂપી તલકછાંયડામાં તે દિવસો ગાળતી; પરન્તુ આક્રમણ અટક્યું હતું; બાઝ હવે પાછો આવવાનો, એવી આશાનું ઝરણુ ફૂટતાં એ શૂન્ય લાગતાં સ્થળોમાં પણ આગામી આનંદના શીકરથી ભીંજાતી રૂપમતી મસ્ત ફર્યાં કરતી. નવીન સ્વપ્નોમાં તે રમતી અને તરતી, નવાં કવિત્વ તેનામાં સ્ફુરતાં અને પાંગરતાં.

મન ચાહત હૈ મિલનકો, મુખ દેખનકો નૈન,
શ્રવન સુચાહત હૈં સુન્યો, પિય તવ મીઠે બૈન.

તનદુ:ખ મનદુ:ખ નયનદુ:ખ, હિયે ભઈ દુ:ખખાન,
માનો કબહૂં ના હુતો વા સુખસોં પહિચાન.

પ્રીતમ હમ તુમ એક હૈં, કહન સુનનકો દોય,
મનસે મનકો તોલિયે, દો મન કભી ન હોય !

રૂપમતી છત્રી પર ઊભી ઊભી દિલના ભાવોને વાણીમાં સ્ફુરાવતી ગૂંજી રહી હતી, એટલામાં કેટલાક માણસો સાથે મળીને ગાતા હોય તેવું ગાન તેને કાને પડ્યું:

જય જગદાનંદી, મૈયા જય જગદાનંદી,
બ્રહ્મા હરિહર શંકર રૂદ્રીપાલંતી
જય જગદાનંદી !

રૂપમતીનું ધ્યાન સામે દેખાતા રેવાકુંડ તરફ તુરત ખેંચાયું. તેણે જોયું કે કુંડમાં સ્નાન કરીને કેટલાક જાત્રાળુઓ નર્મદા મૈયાની આરતી ગાતા હતા. પચીસેક સ્ત્રી–પુરૂષ જાત્રાળુઓનું ઝુંડ હતું.

રૂપમતી નીચે ઊતરીને કુંડની નજીક જતાં થોભી. આરતી પૂરી થઇ એટલે તેણે પૂછ્યું: "તમે જાત્રાળુઓ છો?"

"અમે પરકમ્માવાસી છીએ, માઈ!" એક જાત્રાળુએ જવાબ આપ્યો.

"રૂપી બહેન!" એ ઓચિંતા સંબોધને રૂપમતીનું ધ્યાન એક છોકરી તરફ ખેંચ્યું.

રૂપમતીએ તેને ઓળખી: "લલિતા!" અને તેની પાસે જ ઊભેલી રાધાને જોઈ તે બોલી: "રાધા! તમે પરિક્રમા કરવા નીકળ્યાં છો?"

કશો જવાબ મળે તે પહેલાં રૂપમતી પરકમ્માવાસીઓના ઝુંડમાંના દરેક પુરૂષના ચહેરા પર નજર ફેરવી ચૂકી, પણ નંદદાસ ન દેખાયો.

તેણે પૂછ્યું: "રાધા! તારા બાબા ક્યાં?"

એ પ્રશ્ન સાંભળતાં જ બેઉ બહેનોનાં વદન ઉપર જાણે શાહી ઢળી ગઇ. રૂપમતીને લાગ્યું કે નંદદાસનું મરણ થયું હોવું જોઇએ; પણ રાધા કેમ કશો જવાબ આપતી નહોતી? તેણે ફરી પૂછ્યું: "હેં રાધા! તારા બાબા શું મૃત્યુ પામ્યા?"

લલિતા જાણે બ્હીતી હોય તેમ ધીરેથી બોલી: "ના!"

"ત્યારે?"

પણ એકકેના મુખમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ.

(૨)

એ દિવસે રૂપમતીએ બધાં પરકમ્માવાસીઓને રસોઇ આપી એટલે બધાં રોકાઈ ગયાં અને સાંજે રૂપમતીએ રાધા–લલિતાને પોતાની પાસે એકાંતમાં બોલાવી. ગરીબ વદને, ધીરે ડગલે, આવી મહેલાતમાં જાણે પગ મૂકતાં સંકોચાતી હોય તેમ બ્હીતી–બ્હીતી તેઓ આવી.

એક એક જાડું સફેદ પણ મેલું વસ્ત્ર તેમણે પહેર્યું હતું. રૂપીએ જ્યારે તેમને સારંગપુરમાં જોઈ હતી ત્યારે તે બહેનો ઉછરતી કુમારિકાઓ હતી, આજે તેઓ યુવતી દેખાતી હતી, પરંતુ

તેમનાં વદન પર નૂરનો છાંટોય નહોતો. એક વખતનાં એ રૂપાળાં લાલીભર્યાં મ્હોં આજે ચીમળાઇ ગયાં હતાં, જાણે કાંઈ કાંઇ કષ્ટોની કથની કહી રહ્યાં હોય.

રૂપમતીએ પૂછ્યું : “ રાધા ! તમે બેઉ બહેનો તમારા બાબાથી વિખૂટી કેમ પડી ગઇ ? તમે આ પરકમ્માવાસીઓનાં ઝુંડમાં ક્યાંથી ? તમારાં મ્હોં હું સુકાઇ ગએલાં કેમ જોઉં છું ? ”

એ પ્રશ્નો સાંભળતાં જ રાધાની આંખોમાંથી અશ્રુધારા સરી પડી, જાણે કોઇ આપ્તજન પાસે પોતાનાં દુઃખો રડવાનો પ્રારંભ કરતી હોય.

રૂપમતીએ મમતાથી તેના બરડા પર હાથ મૂક્યો અને કહ્યું: “ રાધા ! રડ નહિ, તારા પિતાએ તો તને દુઃખોમાં હડસેલી મૂકી નથી ? ”

“ રૂપમતી બ્હેન ! ” રાધા આંસુ લૂછતી બોલી: “ અમે અમારી મેળે દુઃખોને વહોરી લીધાં છે, પણ એ દુઃખો બાબાની સાથે રહેવાનાં દુઃખો કરતાં ઓછાં આકરાં છે. પરકમ્માવાસીઓની સાથે અમે તનનાં કષ્ટો વેઠીએ છીએ, પણ મનનાં કષ્ટોનો અંત બાબાથી વિખૂટાં પડ્યા વિના અમે લાવી શકીએ તેમ નહોતું.”

“ જરા વિસ્તારીને મને વાત કર, રાધા ! ”

“ સારંગપુરમાં તમે એટલું તો જોયું હતું કે બાબાનો આકરો અંકુશ અમને કેટલો ત્રાસ આપી રહ્યો હતો. સારંગપુર છોડીને અમે મેડતા ગયાં, મેડતાથી મથુરા ગયાં, અને મથુરામાં વાસ કરીને રહ્યાં, એ બધો વખત બાબાનાં જાણે અમે પૂરાં વેરી હોઇએ એવી નજરે તે અમને જોતા. અમારી વાણીમાં અને વર્તનમાં તેમને એટલી બહિર્મુખતા દેખાતી કે તે હમેશાં ચ્હીડા-ચલા રહેતા. અમે અધમમાં અધમ આત્માઓ છીએ, અમને જન્મ આપીને તેમણે મોટામાં મોટું પાપ કર્યું છે, એમ તેમને લાગતું હતું; એ પાપમાંથી છૂટવાને તે અમને ભક્તિમાં તરબોળ બનાવી દેવાને રાતદિવસ અધીરા બન્યા કરતા. મીરાંબાઈનું જીવન

તેમને બહુ ગમતું, અમે મીરાંબાઈ જ બની જઈએ એવી તેમની ઇચ્છા હતી, તેમની ઇચ્છા મુજબ વર્તીને તેમને પ્રસન્ન રાખવા અમારાથી બનતું બધુંય અમે કરતાં, પરંતુ તેથી તેમને સંતોષ થતો નહિ. તે માનતા કે અમે શંખણી, પુંશ્ચલી, વંતરી, કૃત્યા, ડાકણ જ છીએ; અમને સમજાતું નહોતું અને હજીય સમજાતું નથી કે અમે શાથી એવી અધમ હતી. છતાં અમને એટલું આશ્વાસન એક શાસ્ત્રી મહારાજે આપ્યું હતું કે જગતમાં એવી ઘણીય અધમ સ્ત્રીઓ છે અને પ્રભુની કૃપાથી તેમનો પણ ઉદ્ધાર થાય છે; એટલે બાબા અમારી ઉપર જીવ બાળતા પણ અમે જીવ બાળતાં નહિ. ગમે કે ન ગમે તોય અમે બાબા કહે તેમ કર્યા કરતાં. પણ એવામાં તે એકાએક માંદા પડ્યા અને સદ્દભાગ્યે જદુરાયજી, ગોવિંદદાસ અને સુંદરદાસ ત્યાં આવેલા તેમણે એમની બહુ જ સરસ સેવા–ચાકરી કરી તેથી તે સાજા થયા."

"શું સુંદર અને ગોવિંદ મારા બાબાની સાથે ત્યાં આવેલા?"

"હા, તમને ખબર નથી? પછી તેઓ તો સારંગપુર જતા રહ્યા અને જદુરાયજી ત્યાં એકલા રહ્યા; પણ તે વખતથી અમારી પૂરી દશા બેઠી."

"કેમ વારુ?"

"બાબાની ચાકરી કરવા ગોવિંદદાસ અને સુંદરદાસ અમારી ઓરડીમાં રહેતા તે બાબાને ગમતું નહિ. તેનું કારણ એ હતું કે બાબા તેમને નીચ સંસ્કારના છોકરાઓ માનતા. અમે તેમ નહોતાં માનતાં. કેમ માની શકીએ? તેમની સેવાચાકરીથી તો બાબા સાજા થયા હતા, તેમનો એ ઉપકાર કેમ વીસરાય? એવી સુજનતાની બાબાને મન કશી કીંમત નહોતી. તે તેમને હલકા કહેતા. એક વાર અમને શિખામણ આપતાં તે બેઉ ભાઈઓની અને જદુરાયજીની નિંદા કરવા મંડી ગયા. મારાથી તે ન વેઠાયું. મેં કહ્યું: "બાબા! એ ગમે તેવા હશે, પણ એમની પીઠ પાછળ તમે એમનાં પાપ ધુઓ છો તે સાંભળવું

મને ગમતું નથી." અને તે વીફર્યાં ! બાબાની સામે એ હું પહેલી જ વાર બોલી અને મારૂં આવી બન્યું. મેં માર તો ખાઇ લીધો, પરંતુ તેમનાં વચનનાં બાણ અને ગાળો હું સહી શકી નહિ. હું તે વખતે ઉશ્કેરાઇ ગઇ પરન્તુ છેવટે તો પિતા પાસે પુત્રી સમસમીને બેસી રહેવા ઉપરાંત બીજું શું કરી શકે ?"

"એવું તે શું બોલેલા ?"

"એ ન પૂછો, રૂપમતી બ્હેન !"

"રાધા ન કહી શકતી હોય તો હું કહું." લલિતા બોલીઃ "તે એવું બોલેલા કે તમે બેઉ પેલી રૂપમતીના જેવી જ પુંશ્ચલી છો, અને મારી માંદગીમાં તમે એ બેઉ છોકરાઓ સાથે..."

"અરરર !" રૂપમતીએ લલિતાને મ્હોંએ હાથ દીધો.

"પણ સાંભળો !" લલિતા બોલીઃ "જે હિંમત ત્યારસુધી અમારામાં નહોતી આવી, તે પછીથી આવી. ગોવિંદદાસ અને સુંદરદાસ જદુરાયજીથી છૂટા પડીને એકલા ચાલી નીકળ્યા હતા, તે વખતે મારા મનમાં આવેલું કે જો હું તેમના જેવો છોકરો હોત, તો હું પણ બાબાથી છૂટી પડીને તેમની સાથે જ ચાલી નીકળી હોત. એ વખતે અમે જે ન કરી શકયાં તે અમે ત્યાર-પછી બે વર્ષે કરી શકયાં, અને અમે એક રાત્રે બાબાને ઓરડીમાં ઉંઘતા છોડીને નાસી છૂટયાં..."

"ખૂબ મોટું સાહસ કર્યું તમે. સ્ત્રીજાત, જુવાન વય, એકલાં ભટકવું..."

રાધા બોલીઃ "એ સાહસમાં રહેલાં જોખમો અમે જાણતાં હતાં, છતાં એ જોખમો અમે માથે લીધાં. એ ત્રાસમાં જીવવા કરતાં મરવું અમારે મન વધારે મીઠું હતું. મૃત્યુ કરતાં વધારે મોટું તો બીજું કોઈ કષ્ટ નથી ? અમે મરવાને જ નીકળ્યાં છીએ અને હરેક પળે મૃત્યુનાં પગલાં સાંભળતાં પૃથ્વી પર ડગલાં ભરીએ છીએ. બાબા અમને ધીમે મોતે મારવા ઇચ્છતા હતા, તે કરતાં બીજું કોઈ પણ મોત ઓછું જ કષ્ટકર હશે, એમાં અમને શંકા નથી."

"પણ તમે એક વાતની ગણત્રી ન કરી. તમારા પિતાના મૃત્યુથી તમારા એ દુઃખનો અંત આવત. તમે એમના મૃત્યુ સુધી ધીરજ રાખી હોત, તો આવું સાહસ તમે ન કર્યું હોત."

"એ ધીરજ રહે તેમ નહોતું, કારણકે તેમના મૃત્યુ સુધી જીવવા છતાં છેવટે તો અમારે માટે અકાળ મૃત્યુ જ નિર્માણ થયું હતું!"

"હેં! એ વળી શું?"

"તમને એ ક્યાંથી ખબર હોય! તેમનો નિશ્ચય હતો કે પોતાનું મૃત્યુ થતાં સુધીમાં જો અમે ભક્તિરસમાં તરબોળ થઇને, મીરાંબાઇના જેવી જ ભક્તાણી થઇને, સાચાં અંતર્મુખ પવિત્રાત્મા બની જઇએ નહિ, અને તેમની દૃષ્ટિએ અધમ જ રહ્યા કરીએ, તો એવી અધમતામાં અમને જીવવા દેવામાં તે અમારૂં અને તેમનું અકલ્યાણ જોતા હતા. એટલે પોતાના મૃત્યુ પૂર્વે જ અમારી મૃત્યુ સાથે ભેટ કરાવવાને તે અમને ઝેર પાવાનો નિશ્ચય કરી ચૂક્યા હતા; તેટલા સારૂ તો તે ઝેર સાથે રાખીને ફરતા હતા!"

"અરરર!"

"એ જ ઝેરમાંથી થોડું બાબાએ જદુરાયજીને આપ્યું હતું અને તે તમારે માટે જ હતું..."

રૂપમતીનું હૃદય ઊભરાઇ આવ્યું અને તેની આંખોમાંથી આંસુ સરી પડ્યાં.

"પણ જદુરાયજી હજી તમારી પાસે આવ્યા લાગતા નથી..." લલિતા બોલી.

"તમને ક્યાંથી ખબર હોય!" રૂપમતી આંસુ લૂછતી બોલી: "તે આવ્યા હતા, અને હવે તો હમેશને માટે ગયા છે—એ જ ઝેર પોતે પીને!"

બેઉ બહેનો સ્તબ્ધ બની ગઇ.

એકાએક બુલંદ સ્વરે કોઇએ ગાયું:

"અમૃત માનીને મીરાં પી ગયાં ઝેર,
રોમ રોમ પ્રકટી કેવી પ્રભુ તણી મહેર!"

રાધા–લલિતા આ સાંભળતાં જ જાણે ભયથી બહાવરી બની ગઈ, અને લલિતા તો બાજુના ખંડમાં પેસી જવા દોડી!

"એ કોણ બોલ્યું?" રાધાએ રૂપમતીને પૂછ્યું.

"એ તો થોડા દિવસથી કોઇ ગાંડો ટેલિયો બાવો આવ્યો છે, તે બોલ્યો હશે. આવી કાંઈ કાંઈ તૂકો ને જોડકણાં તે બોલતો ફરે છે અને પેટપૂરતી ભીખ તેને મળી રહે છે."

"મને એ સ્વર બાબાનો જ લાગે છે, લલિતા તેથી જ બ્હીની છે."

"લલિતા!" રૂપમતી હસીને બોલી: "બ્હીશ નહિ, એ તારા બાબા નથી, કોઇ અજાણ્યો બાવો છે, અત્યંત ઘરડો છે, મેં તેને જોયો છે ને!"

લલિતા પાછી આવી અને રાધાની પાસે બેઠી; પણ તેની આંખોમાં હજી વિહ્વળતા હતી.

થોડી વારે બેઉ બહેનો સ્વસ્થ થઇ એટલે રૂપમતીએ પૂછ્યું: "તમે પરિક્રમા કરવા કેમ નીકળ્યાં છો ત્યારે?"

"અમારે મન એ પરિક્રમા નથી, સારાં જાત્રાળુઓનો સાથ માત્ર છે. એ તપશ્ચર્યા મૃત્યુ લાવી આપશે તો તે પણ અમને ગમશે, મૃત્યુનો અમને જરાએ ભય નથી; માત્ર બાબા પાસે પાછાં જવું અમને કોઈ રીતે ગમે તેમ નથી; પરિક્રમા કરવા આવનારાંઓ અમને મથુરામાંથી નાસતાં બે જ દિવસની અંદર મળી ગયાં એટલું અમારૂં સારૂં ભાગ્ય હશે, નહિ તો અમે કાંઈ કાંઇ દુ:ખો વેઠયાં હોત અને મરી પણ ચૂક્યાં હોત. કદાચ પ્રભુએ બાબાની જ ઇચ્છાને એમ અદૃશ્ય રીતે પાર પાડી હોત; છતાં રૂપમતી બહેન! એ મૃત્યુમાં શરીરનું કષ્ટ હોત–મનનું ન હોત."

"પણ મન અને શરીર એ બેઉના કષ્ટમાંથી કોઇ તમને મુક્ત કરે તો?"

"એટલે?"

"હું તમને અહીં મારી પાસે રાખું–તમને મારી સખીઓ તરીકે આશ્રય આપું, તો તમે રહો? ન માનશો કે તમને કોઇ આંગળી પણ અડાડી શકે."

રાધાએ લલિતા સામે જોયું. એ દૃષ્ટિપાતમાં હકાર હતો અને લલિતા પ્રતિ પૃચ્છાભાવ પણ હતો.

લલિતાને કાંઇ એ વાત ગમતી હોય તેમ લાગ્યું નહિ. તે કશું બોલી નહિ. રૂપમતી તેમને મૂગી રહેલી જોઇને શંકાશીલ બની. તેણે પૂછ્યું: "આ પરકમ્માવાસીઓથી છૂટાં પડવું તમને ન જ ગમતું હોય, તેનું કાંઇ કારણ હોય..."

લલિતા બોલી: "નહિ, નહિ, એવું કશું કારણ નથી. આરંભેલી પરિક્રમા પૂરી કરવી એવું કાંઈ અમારૂં વ્રત નથી."

"તો તારૂં મન હા કહેતાં કેમ અચકાય છે?"

લલિતાએ પૂછ્યું: "તમારી પાસે રહેવું એ તો ઠીક, પણ ક્યાંસુધી?"

"જીંદગી પૂરી થતાં સુધી."

"એ શક્ય છે?"

લલિતાના એ પ્રશ્ને રૂપમતીને ઉંડા વિચારમાં પાડી દીધી. "શા માટે અશક્ય છે?" એવું પૂછતાં તેને એ વિચારે જ રોકી. પોતા સંબંધે પણ 'જીંદગી પૂરી થતાં સુધી' નો વિચાર રૂપમતીએ નહોતો કર્યો, પરંતુ એ વિચાર કરવા જેવો હતો શું?

રૂપમતીએ થોડી વારે હસીને જવાબ આપ્યો: "શક્યાશક્યતાની ગણત્રી કરનાર પાસે હું ઘણી વાર હારી છું, લલિતા!"

"શક્યાશક્યતાની ગણત્રી તો અમે પણ ઘણી વાર નથી કરી; ભટકવાની સ્થિતિ જ એવી ગણત્રી કરવા દેતી નથી; પરંતુ જો ક્યાંય સ્થિર વાસ કરવો હોય તો જીંદગી પૂરી થતાં સુધીનો વિચાર કરવો જોઇએ, એમ તમને નથી લાગતું, રૂપમતી બ્હેન ?"

રૂપમતી સમજી ગઇ અને તે હસી પડી. "સાચી વાત છે, લલિતા ! ચાલ, તું અને રાધા મારી પાસે રહી જાઓ, તમને યોગ્ય વરો મળશે એટલે હું તમને તેમની સાથે પરણાવીને રવાના કરી દઇશ અને તમે નિરાંતે સ્થિર વાસ જ નહિ, પણ ગૃહવાસ કરીને રહેજો, પછી છે કાંઇ ?"

લજ્જાવનત વદને બેઉ બ્હેનોએ એ વાત સાંભળી લીધી.

(૩)

રાધા–લલિતા રૂપમતી પાસે રોકાઇ ગઇ એટલે બીજાં પરકમ્માવાસીઓ વિદાય થઇ ગયાં.

બીજે દિવસે બાઝ બહાદુર માંડવમાં આવી પહોંચ્યો. માળવા ઉપર ચડી આવતી સેનાને ખુદ બાદશાહ અકબરે પાછી બોલાવી લીધી તેમાં બાઝને પોતાના બળની બાદશાહના મન ઉપર પડેલી છાપનો ખયાલ આવતો હતો. પોતાની સેના મજબૂત છે, રાજ્ય આબાદ છે, તાજ અચળ છે, એવા ખયાલ સાથે તે માંડવમાં ઉલ્લાસભેર પાછો ફર્યો હતો. રૂપમતીની આંખોના તારા તે દિવસે વધુ તેજથી ચમકવા લાગ્યા.

તે દિવસે તેણે રાધા–લલિતાને બાઝની હજુરમાં આણી અને ઓળખાણ પાડી: "આ રાધા અને લલિતા મારી સખીઓ છે. તમને યાદ છે, સારંગપુરના બંસીધરજીના મંદિરમાં તોફાન કરવા માટે મને તેમનો સાથ મળ્યો હતો?"

"આ જ એ જાત્રાળુની બે બેટીઓ કે ?" બાઝને સાંભર્યું: "અહો ! તમે તો મારા પર અહેશાન કર્યો છે, રાધા–લલિતા !"

રાધા–લલિતા મસ્તક ઝુકાવીને સ્થિર ઊભી રહી હતી, તેમણે હવે ઉંચી દૃષ્ટિ કરી. તેમને સમજાયું નહિ કે પોતે બાઝ ઉપર શો અહેશાન કર્યો હતો. રાધાએ કહ્યું: "અમ જેવાં ગરીબો એક સુલ્તાન ઉપર શો અહેશાન કરી શકે?"

"તમારા એ તોફાનથી જ મને રૂપમતીનો મેળાપ થયો, એ કાંઇ જેવો તેવો અહેશાન નથી!"

બાઝ હસ્યો અને બેઉ બહેનો પણ હસી.

રૂપમતીએ તેમને પોતાની પાસે રાખવાની સુલ્તાન પાસે રજા માંગી અને બાઝે રજા આપી.

ત્યારથી બેઉ બહેનો રૂપમતીની સાથે જ રહેવા લાગી. કોઈ કોઇ વાર તેની સાથે તેઓ બાઝની મહેફીલમાં જતી. મહેફીલમાં કોઇ વાર તે પોતાનાં ભજનો પણ ગાતી. રૂપમતીની મોટી બહેન જેવો ભાવ તેમના દિવસો આનંદમાં વીતાડતો.

એક રાત્રે બાઝની મહેફીલમાં રૂપમતી ગાન કરતી હતી અને રાધા–લલિતા તેની બાજુએ બેઠી હતી. ગાનનો રંગ જામ્યો હતો. બાઝ પ્રસન્ન વદને ગાન સાંભળી રહ્યો હતો. એટલામાં મહેલથી થોડે દૂરથી ઘોર શબ્દો સંભળાયા:

"ગાઈ બજાવી લે ભલે તું ખ્વાબમાં ને ખ્વાબમાં!"

રાધા–લલિતા ચોંકીને એકદમ ઊભી થઇ ગઈ, અને તુરત ભોંયે પછડાઈ! આગળ સંભળાયું:

"થશે પૂરી નિંદ તારી ખાકમાં ને ખાકમાં!"

રૂપમતીનું ગાન થંભી ગયું.

"એ કોણ બોલ્યું?" કહેતો બાઝ ઊભો થઇ ગયો. તેણે તુરત ફરમાવ્યું: "એ જે બોલ્યું હોય તેને પકડીને તુરત અહીં લાવો!"

રૂપમતી તત્ક્ષણ બોલી: "નહિ, નહિ, તેને અહીં ન લાવશો."

રાધા–લલિતા થોડી વારે ભાનમાં આવી ત્યારે તેમની આંખોમાં મૂર્તિમંત ભય દેખાતો હતો. બાઝ સમજતો નહોતો કે એમને એકદમ શું થઇ ગયું હતું.

"બાબા અહીં આવ્યા છે? અમને પકડવા આવ્યા છે?" લલિતા બોલી.

"તમને કોઇ પકડી શકશે નહિ, લલિતા! તમે ચાલો, મારી સાથે ચાલો!" રૂપમતીએ ધીરજ આપી.

રૂપમતી તેમને પોતાના નિવાસસ્થાને લઈ ગઇ. ભય શમ્યા પછી થોડી વારે રાધા બોલી: "રૂપમતી બહેન! અહીં અમારે રહેવું નથી. અમને બીજે ક્યાંય મોકલી આપો, નહિતો અમને અહીંથી નાસી જવા દો. અહીં અમે જરૂર પકડાઇ જઈશું!"

એમની ભયભીતતાએ રૂપમતીને પણ ધ્રુજાવી મૂકી. તે બોલી: "હું તમને બીજે ક્યાં મોકલું?"

"સારંગપુર."

"સારંગપુર?"

રાધાએ ફરી જવાબ ન આપ્યો, પરન્તુ તે વખતે અધૂરો રહેલો જવાબ બે દિવસ પછી તેને અર્ધસ્પષ્ટ રૂપમાં મળી ગયો કે ગોવિંદ તથા સુંદર ઉપર તેમના દિલમાં સુકોમળ લાગણી હતી અને તેથી જ 'સારંગપુર'નું નામ રાધાના મુખમાંથી નીકળી ગયું હતું.

"ઠી...ક, રાધા! તમે હવે થોડા દિવસ અહીં રહો, હું એમને સારંગપુરથી બોલાવું છું, પછી બધી વાત."

પણ તે દિવસ પછી કોઇ વાર એ બેઉ બહેનો ન તો રૂપમતીના નિવાસસ્થાનમાંથી બહાર નીકળી, કે ન તો ફરી કોઈ વાર બાઝની મહેફીલમાં પણ ગઇ.

(૪)

"ગાઈ બજાવી લે ભલે તું ખ્વાબમાં ને ખ્વાબમાં,
થશે પૂરી નિંદ તારી ખાકમાં ને ખાકમાં!"

એ શબ્દો એક ગાંડા ટેલિયાના હતા, અને એ ટેલિયો નંદદાસ જ હશે એમ હવે રૂપમતી માનતી હતી; પણ એ શબ્દો એવા વિશિષ્ટ ટાણે સાંભળવામાં આવ્યા હતા કે સ્વાભાવિક રીતે જ તેના દિલમાં એ જડાઈ ગયા વિના રહ્યા નહિ. વારંવાર તેને એ તૂક સાંભરી આવતી અને તે વિચારમાં પડી જતી.

ગાન–તાન માટેનો બાઝનો અજબ શોખ તેના મનનો ખોરાક હતો, તેમ રૂપમતીનો ખોરાક હતો બાઝના પ્રસન્ન વદનનું દર્શન. પરંતુ હવે તેને એક વિચાર આવતો હતો. બાઝ સુલ્તાન હતો, માળવાનો શાસક હતો; ગાનતાનના ખ્વાબમાં ને ખ્વાબમાં તે રહ્યા કરે તો તેના રાજ્યનું શું થાય? દિવસો સુધી રૂપમતીના મનમાં એ જ વિચાર ઘોળાયા કર્યો, અને પછી તેને તે મૂંઝવવા લાગ્યો. તે બાઝનું વદન જોતી ત્યારે આનંદિત થતી, પરંતુ આનંદના ઊભરામાં એ વિચારના પરપોટા ઉઠતા. પોતાના દિલની મૂંઝવણ બાઝ સમક્ષ કહેવા તે ઉતાવળી થઈ જતી, પરંતુ બાઝના દિલમાં તેથી ચિંતા ઉપજશે અને તેનું ચિંતાતુર મુખડું પોતાથી કેમ જોયું જશે, તેવો વિચાર તેને એ સાહસ કરતાં રોકી રાખતો હતો.

જેમ જેમ દિવસો જતા હતા, તેમ તેમ એ વિચાર રૂપમતીને ગમગીન બનાવ્યે જતો હતો. એક વાર તો તેના દિલનો વેગ ન શમી શક્યો અને તેણે આંસુભરી આંખે બાઝને કહ્યું: "નામવર! મારી એક વિનંતિ સાંભળશો?"

"એવી કઇ વિનંતિ છે કે જે તને રડાવી રહી છે, રૂપમતી?"

"પ્યારા બાઝ! ગાન–તાનની મોજ હવે ઓછી કરી નાંખો. તે દિવસે પેલા ટેલિયાના શબ્દો મેં સાંભળ્યા ત્યારથી મને ચિંતા ઉપજી રહી છે."

બાઝ હસ્યો. તે બોલ્યો: "ગાઈ બજાવી લે ભલે તું ખ્વાબમાં ને ખ્વાબમાં, એમાં એ ટેલિયાએ એવું શું કહ્યું છે કે જેથી તને ચિંતા ઉપજે છે! ખ્વાબ એટલે સ્વપ્નું. એવા સ્વપ્નમાં માણસ જે મસ્તી માણી રહ્યો હોય છે તે જ એની જીંદગી છે. એવી જીંદગીથી તેને વિખૂટો પાડવો એ તેનું જીવતું મોત છે."

"નહિ, નામવર! એ મસ્તીનીય હદ હોવી જોઈએ એમ મને લાગે છે. આપ માળવાના સુલ્તાન છો, રાજ્યકાજ ઉપર ધ્યાન આપતા નથી અને ગાનતાનમાં જ મશગુલ રહો છો, તેથી મને ચિંતા થાય છે..."

બાઝ ફરી હસ્યો: "તું મને માંડવમાંથી શુજાઉલપુર ધકેલવા માંગે છે કે શું?"

"ના, પ્યારા! જ્યાં આપ ત્યાં હું. આપને આંખોથી દૂર તો હું નહિ રાખી શકું; પરંતુ રાજ્યકાજથી તમે દૂર રહ્યા કરો એ મને ચિંતા ઉપજાવે છે."

"શુજાઉલપુરમાં માંડવનો આનંદ ક્યાંથી મળશે, રૂપમતી? રાજ્યકાજના બોજામાંથી છૂટવા તો હું માંડવમાં આવી રહ્યો છું. અહીં બેઠાં બેઠાં બધુંય થઇ શકે છે."

"અહીં બેઠાં બેઠાં આપ રાજ્યકાજ કેવી રીતે સંભાળો છો તેની મને કશીય ખબર નથી, પણ મને લાગે છે કે ગાનતાનની આટલી મસ્તી રાજ્યકાજની આડે આવ્યા વિના રહે જ નહિ."

"તારી પાસે શુજાઉલપુરથી કાંઈ ફરિયાદ આવી છે?"

"નહિ, પ્યારા! મારી પાસે કોણ ફરિયાદ લાવે? મને તો આપોઆપ જે કાંઇ સૂઝી આવ્યું તે ઉપરથી મેં આપને આટલી વિનંતિ કરી."

"જો એમ જ હોય તો તારી એ વિનંતિ મને કબૂલ છે; આપણે બધોય રસાલો અહીંથી ઉપાડીશું, શુજાઉલપુર પહોંચીશું અને હવેથી ત્યાં જ રહીશું..."

એટલામાં એકાએક બાંદી આવી અને બાઝ આગળ બોલતો અટકી ગયો. બાંદીએ ખબર આપી: "શુજાઉલપુરથી કાંઇ પેગામ લઇને સવાર આવ્યો છે."

"ભલે આવ્યો, તેની પાસે રૂક્કો હોય તે લઈ આવ."

બાંદી ગઈ અને તુરત પાછી ફરીને બોલી: "રૂક્કો નથી લાવ્યો, તેને રૂબરૂ વાત કરવાની છે."

"તો કહે કે સાંઝે મને મળે."

બાંદી પાછી ગઇ અને વળી પાછી ફરી: "નામવર! તે કહે છે કે વાત કરવાની ઘણી જ તાકીદ છે અને ઘડીનો પણ વિલંબ કરવામાં જોખમ છે."

"એટલું બધુ શું છે? બોલાવ તેને અહીં!"

સરદાર મહમદખાન પોતે આવ્યો હતો. તેને જોતાં જ બાઝ ચમકયો: "સરદાર! તમે પોતે આવ્યા છો?"

"હા, ખુદાવિંદ! મારે પોતાને આવવું પડ્યું, કારણકે વઝીર સાહેબે મારી વાત માની નહિ અને આપને બોલાવવાને બીજા કોઈ માણસને મોકલ્યો નહિ!"

"એટલે થયું છે શું?"

"નામવર! અકબરશાહની ફોજ આગ્રાથી નીકળી ચૂકી છે અને માળવા તરફ ધસી આવે છે."

બાઝ હસ્યો. થોડા વખત પહેલાં જ અકબરે માળવા પરનું આક્રમણ માંડી વાળ્યું હતું અને ફરી પાછું તેને મન થઇ આવ્યું તે જાણીને બાઝને હસવું આવતું હતું.

મહમદખાન આગળ બોલ્યો: "નામવર! ત્યાં આપની જરૂર છે. આ વખતની સવારી જબરદસ્ત છે અને આપ લશ્કરને નહિ દોરો તો કદાચ ખરાબી થશે. વઝીર સાહેબ તેમ માનતા નથી, એટલે તેમણે આપને બોલાવવા કાસદ ન મોકલ્યો, તેથી

છેવટે મારે જ વઝીર સાહેબની ના ઉપરવટ થઇને આપને બોલાવવા આવવું પડ્યું છે."

"હું આવીશ, જો મારી જરૂર જ હશે તો. પણ એક વાર તો અકબરે માળવા ઉપર ચડાઈ નહિ કરવામાં જ ડહાપણ જોયું હતું તેની તમને ખબર છે ને? માળવા મજબૂત છે એમ તે સમજે છે; આલમખાને તેથી જ મને ન બોલાવવાની જરૂર માની હોય તો તે વાજબી છે."

"નહિ નામવર! આ વખતે ગફલતમાં રહેવા જેવું નથી. આપે આવવું જોઇશે, લશ્કરને દોરવું જોઇશે અને પૂરી જમાવટ કર્યા વિના કોઇ રીતે છૂટકો નથી."

બાઝ આ આગ્રહભરી વાણી સાંભળીને વિચારમાં પડ્યો. તેણે પૂછ્યું: "ખરેખર એમ જ છે, મહમદખાન?"

"હા, ખુદાવિંદ! એમજ છે. ઘણી મોટી સેના આવતી હોવાની બાતમી મળી છે. પહેલી વાર તો ખાનખાનાન બહેરામખાને સેના પોતાની મરજીથી મોકલી હતી અને અકબરને બહેરામખાનનો વિરોધ કરવો હતો, તેટલા માટે જ એના હુકમને રદ કરવા સેના પાછી બોલાવી હતી; અને આ વખતે તો......"

"ઠીક ઠીક, અકબરનું લશ્કર કોની સરદારી હેઠળ આવે છે?"

"અદ્હમખાનની."

"અદ્હમખાન!" બાઝની આંખ ફાટી. "એ કમજાત ખવાસ માળવા પર ચડી આવે છે? હું તેને બરાબર ઓળખું છું! એની બદમાશી, એની નીચતા મારી જાણ બહાર નથી. તમે મને બોલાવવા આવ્યા એ ઠીક કર્યું, સરદાર!"

(૫)

મહમદખાનને રજા આપીને બાઝ ઊંડા વિચારમાં પડી ગયો. કેટલીક વારે વિચારમાંથી જાગીને તેણે રૂપમતીને કહ્યું: "રૂપમતી! તારી વિનંતિને માન્ય રાખતાંની સાથે જ મારે શુજાઉલપુર જવું પડે એવી જરૂરીઆત હવે તો ઊભી થઇ."

"એ હું સમજી ગઇ છું, નામવર!"

"પણ હું એકલો જ હવે શુજાઉલપુર જઇશ; કોઈને સાથે લઈ જઇ શકાય તેમ નથી."

રૂપમતીની આંખોમાં આર્દ્રતા ઉભરાઇ: "એમ કેમ પ્યારા? હું શું સાથે નહિ આવી શકું?"

"ના." બાઝે સખ્તાઇથી કહ્યું.

"એમ શા માટે? હું આપને જરાએ બોજારૂપ નહિ થઉં. મને લડતાં નથી આવડતું, પરંતુ લડીને આવેલા સુલ્તાનની સેવા તો હું કરીશ."

"નહિ રૂપમતી! એ નહિ બને. તારે અને બેગમોને પણ અહીંજ રહેવું પડશે. કોઇ મારી સાથે આવી શકશે નહિ."

"એટલી બધી અકૃપા શામાટે?" રૂપમતીની આંખો ભીની થઇ.

બાઝ હસ્યો. તેની આંખોમાં મમતા ઉભરાઇ અને તે બોલ્યો: "રૂપમતી! હું લડાઈમાં ફતેહમંદ થઈ પાછો માંડવમાં આવું, ત્યારે તારે હાથે જ મારે વિજયમાળા પહેરવી છે!"

"ખરેખર?" રૂપમતીની આંસુભરી આંખમાં આનંદ પ્રકટ્યો.

"ખરેખર! છતાં, જોઇ લે આ વીંટી. આ વીંટી જે કોઇ લઇને તારી પાસે આવે, તેની સાથે તારે હું જ્યાં હોઉં ત્યાં મને મળવાને આવી પહોંચવું!"

બાઝની આંગળી પરની પરવાળાની વીંટી રૂપમતીએ ધારી-ધારીને જોઇ લીધી. એ વીંટી પોતાથી દૂર જઈ વસેલા બાઝનો મેળાપ કરાવવા ભવિષ્યમાં સમર્થ નીવડવાની છે, એ વિચારે રૂપમતીની આંખોમાં તે પરોવાઇ ગઇ.

"પણ જોજો, આ વીંટી મોકલવાનું ભૂલશો નહિ."

"નહિ ભૂલું."

"અને એક તસ્દી લેશો ? મારા ભાઇ ગોવિંદ અને સુંદરને સારંગપુર ખાતે સંદેશો પહોંચાડશો કે તેઓ અહીં આવે ?"

"પહોંચાડીશ, પરંતુ તું જાણે છે ને કે તેય હવે શૂરા લડવૈયા થયા છે ?"

"હા, કાંઈ ફીકર નહિ. ભલે લડાઈ પતી ગયે આવે, પણ જરૂર આવે. અહીં તેમનું થોડું કામ છે."

"જરૂર કહાવીશ."

(૬)

માંડવમાં જે થોડા સૈનિકો હતા, તેમને બાઝે એકદમ શુજાઉલપુર તરફ કુચ કરવા ફરમાન કર્યું.

બીજી બાજુએ તેણે માંડવ છોડવાની તૈયારી કરવા માંડી. તે જનાનખાનામાં ગયો અને બેગમોને પોતાની વિદાયગીરીના સમાચાર આપતાં સૂચવ્યું કે પોતાની ગેરહાજરીમાં સુલેમાન જનાનખાનાનો કુલ સત્તાધારી ઊપરી છે: બેગમોએ અને બધા નોકર–ચાકર તથા ચોકિયાતોએ તેની હકુમતમાં રહેવાનું છે.

પછી તેણે ભોજન મંગાવ્યું અને ભોજન કરતી વખતે બધાં દાસ–દાસીઓને બહાર ચાલ્યા જવાનું ફરમાવીને એકલા સુલેમાનને પોતાની પાસે બેસાડ્યો.

સુલ્તાન યુદ્ધે ચડવા માટે માંડવ છોડી જવાના હતા તેથી સુલેમાન ઉદાસ બની ગએલો હતો જ, પણ જમતાં જમતાં સુલ્તાને સુલેમાનને જે કાંઇ કહ્યું તેથી તે ગભરાઇ ગયો.

સુલ્તાને વાત કરી રહ્યા પછી પોતાની આંગળીઓ પરની બે વીંટીઓ સુલેમાનને બતાવી: એક નીલમની, બીજી પરવાળાની.

સુલેમાનની આંખોમાંથી આંસુ વહી નીકળ્યાં.

"રડે છે કેમ ? બેવકૂફ ! શું તું એમ માને છે કે હું અહીં પાછો નહિ ફરૂં ? નહિ, નહિ, હું જીતીને પાછો આવીશ, ને રૂપમતીને કહેજે કે મને પહેરાવવા માટે ફૂલની એક સરસ માળા ગૂંથે, સમજ્યો ?"

"હા, નામવર ! પણ..."

"પણ...બણ...કશુંય નહિ ! હું કહું છું તેમ જ તારે કરવાનું ! જીંદગીભર બાયલો રહ્યો, અને એક વખત શું તું બહાદુર નહિ બની શકે ? પણ સાંભળ ! ખુદા એવો વખત જ નહિ આવવા દે, તેની મને ખાત્રી છે."

"આપના પર અને આ ગુલામ પર ખુદાની રહેમ હો !" એમ કહી સુલેમાને આંસુ લૂછ્યાં.



# પ્રકરણ ૧૨ મું...અકબરનું રાજકારણ અને માળવા

(૧)

આગ્રામાં જ્યારે અકબરની તાજપોશી થઈ ત્યારે તે માત્ર ચૌદ વર્ષની વયનો હતો, એટલે બધો રાજ્યકાર્યભાર ખાના-ખાનાન–ઉમરાવોનો ઉમરાવ બહેરામખાન વઝીર ચલાવતો હતો. બહેરામખાન શૂરવીર યોદ્ધો હતો, યુદ્ધકાર્યમાં કુશળ હતો અને સેના પર તેનો ખૂબ પ્રભાવ હતો. તે કરડો સેનાની હતો ને કુશળ કારભારી પણ હતો. અકબરના દિલમાં બહેરામખાનનું માથા-ભારેપણું ખૂંચતું હતું, પરન્તુ પોતાની નાની વયને લીધે તે બહેરા-મખાનનો બોલ ઉથાપી શકતો નહિ, તેના કામમાં માથું મારી શકતો નહિ.

સત્તાની ખુમરીમાં બહેરામખાનને હાથે ઘણાં અપકાર્યો થયાં હતાં. જે વખતે અકબર હેમુ સાથે લડી રહ્યો હતો ત્યારે દિલ્હીના એક આગલા સુબેદાર અને હુમાયુનના વફાદાર સેવક તારદીબેગને બહેરામખાને દિલ્હી ઉતાવળે છોડી દેવાના વાંક માટે મારી નાંખ્યો હતો અને અકબરને કશું પૂછવાની પણ દરકાર કરી નહોતી. એક વાર જ્યારે અકબર હાથીની સાઠમારી જોઇ રહ્યો હતો ત્યારે એક હાથી ગાંડો થઇને બહેરામખાનના તંબૂમાં ઘૂસી ગયો હતો અને લોકોનું ટોળું હાથીની પાછળ પડ્યું હતું: બહેરામખાનને શક પડ્યો કે પોતાને મારી નાંખવા માટેનું જ એ કાવતરૂં હોવું જોઈએ; તે ઉપરથી તેણે હાથીના મહાવતને મરાવી નાંખ્યો અને કેટલાક દિવસ સુધી તે અકબર સાથે બોલ્યો પણ નહિ. અકબરના એક માનીતા સરદારને તેણે નજીવા કારણસર મરાવી નાંખ્યો હતો. અકબરના શિક્ષક પીરમહમદખાન ઉપર તેની ખફા ઊતરી હતી, તેને તેણે મક્કે હજ કરવા મોકલવાને બહાને દેશપાર કર્યો હતો. તે ઉપરાંત અકબરના માનીતા સેવકો અને વફાદાર પાસવાનોને પણ તે કાંઇ કાંઈ બહાને સતાવ્યા કરતો, તે એવા વહેમથી કે તેઓ પોતાને હાંકી કાઢવાનું કાવતરૂં

કર્યા કરે છે. અકબર તેનાથી દબાયલો રહેતો, પરંતુ બહેરામખાનનાં આવાં અપકાર્યો તેનો ગુસ્સો ઉત્તરોત્તર વધારી રહ્યાં હતાં.

અકબર સત્તરેક વર્ષની વયે પહોંચ્યો ત્યારે બહેરામખાન ઉપરના તેના ગુસ્સાનો પ્યાલો છલોછલ ભરાઇ ગયો હતો. રાજ્યના ધણીરણી થઇને ફરતા અને પોતાને પણ દબાવી રહેલા એ વઝીરની જાળમાંથી છૂટવાનો તેણે પોતાના મનથી નિશ્ચય કર્યો અને તેણે એક યુક્તિનો આશ્રય લીધો. એક વાર તે શિકારે ઉપડ્યો, અને શિકારગાહમાંથી તે એકદમ પોતાની માતાની માંદગીનું બહાનું બતાવીને દિલ્હી જઇ પહોંચ્યો. દિલ્હીમાંથી તેણે ફરમાન બહાર પાડ્યું કે રાજ્યની લગામ હવે પોતે હાથમાં લીધી છે, અને પોતાના હુકમ સિવાય બીજા કોઇનો હુકમ સેનાએ કે સરદારોએ માનવો નહિ.

આ બાદશાહી ફરમાન સાંભળતાં જ બહેરામખાન પહેલાં તો ગુસ્સે થઇ ગયો; પણ તેણે તુરત જોયું કે સેના અને સરદારો પોતા ઉપર નાખુશ છે, તેઓ બાદશાહના ફરમાનથી ખુશ થયાં છે, હવે કોઈ પોતાની ગણના કરતું નથી, એટલે તેની આંખો ઉઘડી ગઈ. તેણે પોતાના બે વિશ્વાસુ માણસોને પોતાની વતી બાંજધડ કરવાને બાદશાહ પાસે દિલ્હી મોકલ્યા, પણ અકબરે તેમને મળવાની જ ના કહી અને ઉલ્ટા કેદખાને પૂર્યા.

પોતાના હાથમાંથી બધી સત્તા બહેરામખાને સરકી ગએલી જોઇ, એટલે તે ચિંતામાં પડ્યો. સત્તા પાછી મેળવવાને તેણે કાંઇ કાંઇ કરામતો કરી પણ તે નિષ્ફળ ગઇ. એટલે એક વાર તેણે અકબરને જ પકડીને કેદમાં ગોંધવાનો અને રાજ્યની લગામ પાછી હસ્તગત કરવાનો મનસૂબો કર્યો પણ તેમાં તેને જોઇતો સાથ મળી શકે તેમ જણાયું નહિ.

પોતાના ત્રણેક વર્ષના હુકમી દોરમાં તેણે આસપાસના તાબાના અને સ્વતંત્ર પ્રાંતોનો દાણો ચાંપી જોયો હતો, તેમાં

તેને માળવાનો દાણો પાકી ગએલો જણાયો હતો. માળવાનો સ્વદેશ ફળદ્રુપ હતો, તેનો કાર્યદક્ષ સુલ્તાન શુજાઅતખાન મત્યુ પામ્યો હતો, નવો સુલ્તાન બાઝ બહાદુર દૂર દૂરના માંડવના પહાડ પર જઈ મોજશોખ માણી રહ્યો હતો, તેની સેના પાંખી પડી ગઇ હતી, તેણે સ્વતંત્રતા પોકારીને અકબર બાદશાહની અવગણના કરી હતી અને ચડેલી પેશકશી ભરી દેવાની પરવા નહિ કરવાનો ગુન્હો કર્યો હતો: માળવા ઉપર ચડાઇ કરવા માટે આ કારણો પૂરતાં હતાં. ચડાઈને અંતે જો બાઝ બહાદુર હારે, તો પછી પોતે ત્યાં જ ઉપડી જાય અને સહેલાઈથી માળવાની સુલ્તાની હાથ કરીને બેસી જાય, એમાં બહેરામખાનને જરાએ મુશ્કેલી દેખાતી નહોતી.

બહેરામખાને સરદાર ખાનઝમાનના ભાઇ બહાદુરખાનને તે માટે તૈયાર કર્યો અને તેને માટે સેના પણ તૈયાર કરીને એકદમ તેને માળવા તરફ વિદાય કરી દીધો. અકબરને એ વાતની ખબર પડી કે તુરત તેણે બહાદુરખાનને પાછા ફરવાનો હુકમ મોકલ્યો અને બહેરામખાનનો હુકમ માનીને એકદમ સેના સાથે કુચ કરી જવા માટે તેને ઠપકો આપ્યો. બહાદુરખાન સેના સાથે તુરત પાછો ફર્યો. આ રીતે બહેરામખાનના હાથ હેઠા પડ્યા. માળવાની સુલ્તાની હસ્તગત કરીને દિલ્હી–આગ્રા સામેની એક દારૂભરી તોપ બની બેસવાનો તેનો મનોરથ ધૂળમાં મળી ગયો; ઉલ્ટી તેણે અકબરની વધારે ઈતરાજી વહોરી. હવે તેને પોતાની સલામતીનો પણ ભય લાગતો માંડ્યો.

તે એકદમ નાગોર તરફ ચાલ્યો ગયો અને ત્યાંથી તેણે અકબરને સંદેશો મોકલીને જણાવ્યું કે પોતે ગુજરાતમાં જઇને ભરૂચને બંદરેથી મક્કે હજ કરવા જવા ઇચ્છે છે.

નાગોરમાં તે થોડો વખત થોભ્યો અને રાહ જોઈ કે અકબરનો વળતો જવાબ શું મળે છે, તથા તે પોતાને પાછો બોલાવવાની કાંઈ ચેષ્ટા કરે છે કે નહિ. પરંતુ અકબરે તો

બહેરામખાનનો સંદેશો મળતાં જ તેને રાજ્યના વઝીર તરીકેના અધિકાર ઉપરથી બરતરફ કરવાની જાહેરાત કરી અને બહેરામખાનને ઉતાવળે મક્કા તરફ પ્રયાણ કરી જવાનું ફરમાન કર્યું.

બહેરામખાન આથી ખૂબ ગુસ્સે ભરાયો. કશું વળે તેમ નથી એમ જોઇને તે ગુજરાત તરફ ચાલી નીકળ્યો; પણ દિલમાં સળગતી આગ તેને મક્કાને રસ્તે જવા દે તેમ નહોતું. રસ્તામાંથી સેના એકઠી કરીને અને ખુલ્લો બળવો ઉઠાવીને તે પંજાબ ઉપર ચડાઇ કરવા ઉપડ્યો; પણ અકબર જાતે સેના લઇને તેના માર્ગમાં આવી ઊભો, લડ્યો, બહેરામખાનની સેનાને વિખેરી નાંખી અને બહેરામખાનને નાસીને ડુંગરામાં ભરાઇ જવાની ફરજ પાડી. ત્યાંથી તેણે અકબરની દયાની યાચના કરી એટલે અકબરે તેને અભયવચન આપીને મળવા બોલાવ્યો. બહેરામખાન અકબરને પગે પડ્યો, અકબરે પોતાના એક વખતના માનવંત વઝીરને પોતાને હાથે ઊભો કરીને પોતાને જમણે પાસે બેસાડ્યો અને તેને રાજ્યમાં નોકરી આપવાની તત્પરતા બતાવી; પરંતુ બહેરામખાને પોતાનું આગલું માન ઘવાય એવી નોકરી કરવાની ના પાડી, એટલે અકબરે તેને સાલિયાણું બાંધી આપ્યું અને પુરતી સગવડ સાથે મક્કા જવાને વિદાય કર્યો. પરંતુ બહેરામખાન વહાણમાં બેસી શકે તે પહેલાં જ કોઇ પઠાણ સૈનિકે તેને ઓળખી જઇને પોતાના પિતાના ખૂનના કિન્ના બદલ તેને મારી નાંખ્યો. વઝીર બહેરામખાન ખાનખાનાનના જીવનનો અને તેના કરડા કારભારનો એ રીતે અંત આવ્યો.

દર્મિયાન અકબરે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી જ હતી. પહેલાં પોતાના તાબામાં હતા પણ હવે સ્વતંત્ર બની બેઠા હતા તેવા પ્રાંતો તેની આંખમાં કણાંની પેઠે ખૂંચતા હતા. સુરવંશના છેલ્લા બાદશાહ આદીલશાહનો પુત્ર શેરશાહ બીજા તરીકે જૌનપુરમાં સ્વતંત્ર સુલ્તાન બની બેઠો હતો તેની સામે અકબરે પોતાના એક સરદાર ખાનઝમાનને મોકલ્યો. તેણે શેરશાહને હરાવ્યો અને જૌનપુર નગર ઉપરાંત શેરશાહના ખજાનાનો પણ કબજો

લીધો, પરંતુ પાછળથી તેનું મન બગડયું. એ ખજાનો અકબરને ચરણે ધરવાને લઇ જવો તેને બદલે પોતે જ જૌનપુરમાં સ્વતંત્ર સુલ્તાન કેમ ન બની બેસવું એવો તેને તરંગ સૂઝયો! અકબર ચેતી ગયો અને પોતે સેના સાથે ખાનઝમાનને સાનમાં લાવવા ઉપડયો. ખાનઝમાન સમજી ગયો અને પોતે પહેલાંના જેવો જ વફાદાર સરદાર છે એમ કહી તેણે અકબરને રીઝવ્યો પણ ખરો, પરંતુ ચતુર અકબર મનમાં સમજી ગયો કે પોતાની જુવાન ઉમરને લીધે પોતાને અણસમજુ માનનારા સરદારોની વફાદારીની ખરી કીંમત શી હોય છે.

એ જ રીતે અકબરની આંખમાં ખૂંચતું બીજું કણું એ માળવા હતું.

(૨)

વઝીર બહેરામખાનના પતનનો પ્રારંભ થયો, ત્યારથી અકબરના અંગત વિશ્વાસના સરદારો તથા સેવકોએ છૂટકારાનો દમ લેવા માંડયો હતો. બહેરામખાનથી દબાયલા સરદારો અકબર પાસે કાંઇ કાંઇ ફરિયાદો કરતા અને પોતાની હીણી સ્થિતિથી કંટાળતા, પરંતુ અકબર તેમને આશ્વાસન આપી શકતો નહિ, એ સ્થિતિ બહેરામખાનના પતનથી પલટાઇ ગઈ હતી. હવે અકબરના વિશ્વાસુ સરદારોની સત્તાનો સૂર્ય ઉગી રહ્યો હતો, અને એ સરદારો પોતાના કર્તૃત્વથી મોખરે આવવાની હરીફાઇ કરી રહ્યા હતા.

એવા સરદારોમાંનો એક સરદાર અદ્હમખાન કોકા હતો. અકબરનો વિશ્વાસુ સરદાર હોવાનો અદ્હમખાનનો દાવો બેવડો મજબૂત હતો. એક તો તે એક વફાદાર લડવૈયો હતો, અને બીજું એ કે તે અકબરનો દૂધભાઈ હતો. અકબરને પોતાનું દૂધ પીવડાવીને ઉછેરનારી ધાત્રી માહામ અનગા તેની જનની હતી. અકબર સાથે આવો નજીકનો નાતો ધરાવતો હોવા છતાં અને

તેની માતાનું બાદશાહ પાસે વજન પડતું હોવા છતાં અદ્દહમ-ખાનને બહેરામખાને ઓછો હેરાન કર્યો નહોતો. બહેરામખાને એકાદ બહાનું શોધી કાઢીને તેને અકબરની તહેનાતમાંથી ખસેડવાને ચંબલને કાંઠે હથકાંતની એક નાની સરખી જાગીર આપીને આગ્રાના રાજમહેલથી દૂર રાખ્યો હતો; પરંતુ બહેરામખાને વઝીરાત ગુમાવી કે તુરત તે પાછો અકબરની પાસે આગ્રા આવી પહોંચ્યો હતો.

બીજા સરદારોની પેઠે અદ્દહમખાનને મોખરે આવવાની ઉમેદ હતી. ખાનઝમાનને સેના આપીને અકબરે જૈનપુર ઉપર ચડાઇ કરવા મોકલ્યો ત્યારે તેણે જ એ કામગીરી પોતાને સોંપવાની અરજ કરી હતી, પણ અકબરે તે વખતે ખાનઝમાનની પસંદગી કરી હતી, અને અદ્દહમખાન નિરાશ થયો હતો; ખાનઝમાનની એકંદર કામગીરીથી બાદશાહની નજરમાં તે ઊતરી ગયો તેથી અદ્દહમખાન ખુશ થયો હતો.

જૈનપુરથી પાછા ફરીને અકબરે વિજયોત્સવની મિજલસ કરવાનું ફરમાન કર્યું હતું. મિજલસમાં ભાગ લેવાને અમીર ઉમરાવો સાથે સરદાર અદ્દહમખાનને પણ આમંત્રણ મળ્યું હતું.

જે દિવસે સાંજે મિજલસ હતી, તે દિવસે સ્હવારે અદ્દહમખાનની સમીપે એક ગવૈયો આવ્યો અને ત્રણ વાર સલામો કરીને તેની સામે બેઠો. તે બોલ્યો: "જનાબ! હું માળવાથી આવું છું. એક વાર હું સુલ્તાન બાઝ બહાદુરનો ઉસ્તાદ હતો. માનખાન મારૂં નામ."

"આગ્રામાં કેમ આવ્યા છો?" અદ્દહમખાને પૂછ્યું.

"બાઝ બહાદુરની નોકરી મેં છોડી દીધી છે, અને આગ્રામાં નસીબ અજમાવવા આવ્યો છું. શાહી મિજલસમાં આ ખાદિમને પોતાનો ઇલ્મ બતાવવાની કોઇ તક મળે તેટલા માટે આપની પાસે અરજ ગુજારવા આવ્યો છું."

"એટલે કે શાહી ગવૈયાઓમાં દાખલ થવાની તમારી ઉમેદ છે?"

" જી હા, જનાબ ! "

" બાઝ બહાદુર ગાન-તાનનો ખૂબ શોખીન આદમી છે; તેની નોકરી તમે કેમ છોડી ? "

" જનાબ ! એ વાત કહેવામાં કાંઇ સાર નથી. મને ત્યાં વધુ વખત રહેવું ગમ્યું નહિ."

" અજાયબીની વાત છે. અકબરશાહ બાઝ બહાદુરથી ગાન-તાનના વધુ શોખીન નથી."

" છતાં અકબરશાહ તે અકબરશાહ. મારા જેવાને તેમની પાસે ગમે તેટલું બાઝ બહાદુર પાસે ગમે તેવું હવે રહ્યું નથી."

" પણ તમે તેનું કાંઇ ખાસ કારણ કહેતા નથી. કોઇ વાંકસર તમને બાઝ બહાદુરે રજા તો નથી આપીને ? "

" નહિ સરદાર સાહેબ ! " માનખાન સ્વમાન ઉપર ઘા થતો જોઇને બોલ્યો : " મેં મારી મેળે જ તેમની પાસેથી રજા લીધી છે. જ્યાં એક ઉસ્તાદનું માન ન જળવાય ત્યાં રહેવામાં સાર શો ? "

" તેણે તમારૂં અપમાન કરેલું ? " માનખાન પાસેથી વાતનો ભેદ કઢાવવાને અદ્‌હમખાને વાત લંબાવી.

" નહિ જી; ખરી વાત એ છે, જનાબ, કે બાઝ બહાદુરની આસપાસ આજકાલ ખૂબસુરત ગાયિકાઓનો ઘેરો જામ્યો છે, અને હવે અમારા જેવા ગાયકોનો કોઈ ભાવ પૂછતું નથી. બાઝ બહાદુરનો ગાનતાનનો શોખ જરાએ ઓછો થયો નથી—બલ્કે વધ્યો છે, પણ તેની મહેફીલમાં હવે ઓરતો જ હોય છે, તેમનાં જ ગાનતાન તે સાંભળે છે, અમને બોલાવવામાં આવતા જ નથી. પગાર મળ્યા કરે, પણ જ્યાં ઇલ્મની કદર ન થાય, ત્યાં રહેવાનું કોઇ ઉસ્તાદને ગમે ખરૂં ? "

" ત્યારે વાત એમ છે ! બાઝના દરબારમાં રૂપમતી નામની એક સારી ગાનારી છે એવી વાત મેં સાંભળી છે. "

"એ સાચી વાત છે, હજુર. તે જ્યારથી આવી ત્યારથી જ અમારાં માન ઘટ્યાં."

"એવું એનામાં શું છે?"

"એક તો તે બહુ ખૂબસુરત છે, જુવાન છે, બાઝ બહાદુર ઉપર ખૂબ મહોબ્બત રાખે છે અને વળી સરસ ગાઈ બજાવી જાણે છે. હું જ એને બજાવતાં શીખવતો; પરન્તુ છોકરી એટલી હોશિયાર કે પોતાની ગાન–તાનની કળાથી બાઝને તેણે જીતી લીધો."

"એમ?!" અદ્દહમખાનની આંખો વિકસી: "હિંદુ છોકરી છે, ખરું?"

"હા, જનાબ! પણ એના જેવી બીજી ઘણીએ હિંદુ–મુસ્લીમ ગાયિકાઓનું ટોળું આજે માંડવમાં એકું છે. છતાં આ એક જ છોકરીનું નસીબ ખીલ્યું છે કે તેની જ આંખે બાઝ જુએ છે અને તેની આસપાસ જ તે ભમે છે! અરે સરદાર સાહેબ! બાઝની છોટી બેગમ રૂપમતીના જેવી જ જુવાન અને સુંદર છે, ગાઇ બજાવી જાણે છે પણ ખરી, પરંતુ બાઝ તેની સામુંય જોતો નથી અને આ પરણવાની ના પાડતી હિંદુ છોકરી પાછળ તે ગાંડો–ઘેલો બની ગયો છે!"

"ત્યારે તે બાઝને પરણી નથી?"

"ના જનાબ! બાઝે પરણવાની માંગણી કરી એટલે તે ચાલી નીકળી અને બાઝ તેને મનાવીને પાછી બોલાવી લાવ્યો! એ રૂપમતી ઉપર બાઝને ફીદા થએલો જોઇને બીજી ગયિકાઓ પણ તેની ઇર્ષ્યા કરે છે એ વળી વધારાની વાત."

"બાઝ બહાદુરને બેગમો કેટલી?"

"માત્ર બે જ. પરન્તુ ગાયિકાઓની કતાર સો–સવાસોની તો હશે જ."

"અહોહો! ભારે શોખીન આદમી લાગે છે! અને એ બધી ય માંડવમાં જ રહે છે?"

"જી હા. માંડવને તો આજે પરસ્તાન સમું બનાવી મૂક્યું છે. આપે જો તે પહેલાં જોયું હોય અને આજે જુઓ તો લાગે કે તેની બધી રોનક જ બદલાઇ ગઇ છે."

"માંડવ જોવાની ઇચ્છા થાય એવી જ તમારી વાત છે. વારુ, ત્યારે, માનખાન! શાહી મિજલસમાં તમને આવવાનું નોતરૂં મળે તે માટે હું સાંજ પહેલાં બંદોબસ્ત કરી નાંખીશ." અદ્હમખાને વાત પૂરી કરતાં કહ્યું.

"તો ખાદિમ ઉપર આપનો મોટો અહેશાન થશે."

માનખાન ચાલ્યો ગયો કે તુરત અદ્હમખાન શાહી મહેલમાં માતા પાસે જવા ઉપડ્યો.

(૩)

અદ્હમખાન જાણતો તો હતો જ કે પઠાણ બાદશાહતના અવશેષ રહેલા અંગારાઓને અકબર હોલવી નાંખવા ઇચ્છે છે, અને જૌનપુર પછી કાંતો માળવાનો જ વારો આવવાનો છે, પરંતુ એટલે દૂર ચડાઇ લઈ જવામાં તેને રસ નહોતો; એ રસ માનખાનની વાતો સાંભળ્યા પછી હવે તેના દિલમાં ઉપજ્યો હતો.

અકબરના અંતઃપુરમાં માહામ અનગાનું જ સામ્રાજ્ય ચાલી રહ્યું હતું. અકબર તેને રાજમાતા તુલ્ય માનતો અને એ જ રીતે તેને માન આપતો. અનગાની પ્રૌઢ વય, બોલવાની ચતુરાઇ, દાસ–દાસીઓને કાબૂમાં રાખનારો પ્રતાપ, અને કોઇ ન કહી શકે તેવી વાતો બાદશાહને કાને નાંખવાની તેને મળતી છૂટ : એથી સૌ તેનાથી અંજાતાં અને તેનો પડ્યો બોલ ઉંચકી લેતાં. તેનો હુકમ નહિ માનનાર દાસ–દાસી હોય કે બાદશાહનો માનીતો હજુરિયો હોય, પણ તેને અંતઃપુરમાંથી તુરત રજા મળતી, અને તેની ખુશામત કરનારના મનોરથો તુરત પૂરા પડતા. અદ્હમખાનનું

જે કાંઇ માન હતું તેમાં પણ તેની માતાના પ્રભાવનો ઓછો હિસ્સો નહોતો.

બાદશાહ જ્યારે માળવા ઉપર ચડાઇ લઈ જવાની વાત કાઢે, ત્યારે તે પોતાને જ ત્યાં મોકલે એવી ખટપટ કરવા અદ્‌હમખાને માતાને કહ્યું. એકાએક પુત્રને એટલે દૂરની ચડાઇમાં જવાનું કેમ મન થઈ આવ્યું તેની અનગાને ખબર નહોતી. તેણે પુત્રની માંગણી માન્ય રાખી અને વખત આવ્યે જોઈ લેવાનું તેને આશ્વાસન આપ્યું.

બાદશાહને અરજ કરીને જૌનપુરના વિજયોત્સવની મિજલસમાં, અદ્‌હમખાને માનખાનને આમંત્રણ અપાવ્યું. મિજલસ પતી ગઇ, તેને બીજે દિવસે અદ્‌હમખાને અકબર સાથે માનખાનની મુલાકાત ગોઠવી અને માનખાને બાઝ બહાદુરના વિલાસોની વાત કહી. અકબરને તેથી લાગ્યું કે માળવા ઉપર ચડાઇ કરવાનો સમય હવે પાકી ગયો છે, પણ પછી કેટલાય દિવસ સુધી તેણે એ વાત કાઢી નહિ; અને જ્યારે વાત કાઢી ત્યારે તેણે મુલ્લા પીરમહમદ શેરવાનીને પૂછ્યું : “ તમે માળવા પર ચડાઈ લઇ જશો, સરદાર ? ”

પીરમહમદ તૈયાર જ હતો. તે પણ બીજા સરદારોની પેઠે બાદશાહનો પરમ વિશ્વાસ સંપાદન કરવાને ઇંતેજાર હતો. તેણે જવાબ આપ્યો : “ તૈયાર છું, ખુદાવિંદ ! હુકમ કરો તેટલી જ વાર ! ”

અદ્‌હમખાને એ વાત જાણી અને તે પાછો માતા પાસે ગયો. પીરમહમદને બદલે પોતાને એ કામગીરી સોંપાય તેમ કરવા તેણે માતાને કહ્યું અને અનગાએ સમય જોઇને અકબરને એ વાત આગ્રહપૂર્વક કહી. અકબર એ વાત માત્ર સાંભળી રહ્યો.

અદ્‌હમખાનની વફાદારી માટે અકબરને શંકા નહોતી. ખાનઝમાન જેવું કાંઈ તે કરે તેમ તે માનતો નહોતો. પરન્તુ અદ્‌હમખાનનો સ્વભાવ તે ચતુર બાદશાહની જાણ બહાર નહોતો. બહેરામખાને તેને આગ્રાથી શામાટે ખસેડ્યો હતો તેની તેને ખબર હતી. તેણે શાહી મહેલની એક દાસીને એક વાર ઉઠાવી

હતી અને પાછળથી તેનું નાક કાપી લીધું હતું, તે જ કારણથી બહેરામખાને તેને હથકાંતમાં મોકલી દીધો હતો. બહેરામખાને તો અદ્દહમખાન કરતાંય વધુ ઘાતકી કામો કર્યાં હતાં, પરન્તુ બીજાનાં તેવાં કૃત્યો બહેરામખાનને નાપસંદ હતાં અને અકબરના વિશ્વાસુ માણસોને અકબરથી દૂર ખસેડવાને તેવું કોઇ કારણ બહાનારૂપ થઇ પડે ત્યારે તે તેનો ઉપયોગ કરવામાં પછાત રહેતો નહિ. છતાં બહેરામખાન કે અદ્દહમખાન કોઇનાંય એવાં ઘાતકી, અવિચારી કે હલકાં કૃત્યો તરફ અકબરને તો એકસરખી નફરત જ હતી.

મુલ્લા પીરમહમદ અદ્દહમખાનના જેટલા જ માનમર્તબાવાળો સરદાર હતો, તે સાથે તે એક પાક મુસ્લીમ હતો. બહેરામખાનની વઝીરાત દરમ્યાન તેની સજ્જનતાને લીધે જ અકબરના કિતાબખાનાના રક્ષક તરીકેની સાધારણ નોકરીમાંથી આગળ વધીને તે બહેરામખાનનો મદદનીશ અમલદાર બન્યો હતો, અને બહેરામખાનના પતન પછી તેના ગુણોથી આકર્ષાઇને અકબરે તેને નાસીર–ઉલ–મુલ્કનું પદ આપી એક સરદાર બનાવ્યો હતો. ખાનઝમાનનાં માન ઊતર્યાં પછી અકબરના માનવંત સરદારોમાંનો એક મુલ્લા પીરમહમદ શેરવાની હતો.

પીરમહમદ અને અદ્દહમખાન બેઉ સમાન કક્ષાના સરદારો હતા, છતાં પીરમહમદને અકબરે માળવા પર ચઢાઇ લઇ જવા માટે પસંદ કર્યો હતો અને અદ્દહમખાનને નાપસંદ કર્યો હતો તેનાં આ કારણો હતાં. પરન્તુ અનગાના આગ્રહ આગળ અકબરને છેવટે નમવું પડયું. પોતાના મનથી તેણે અદ્દહમખાનની અને પીરમહમદની જે સરખામણી કરી હતી તે એ ઉછરતો જુવાન બાદશાહ અનગાને સ્પષ્ટ રીતે કહી શકયો નહિ. તેણે ફરમાવ્યું કે માળવા ઉપર અદ્દહમખાન અને પીરમહમદ બેઉ સરદારો સાથે જ સવારી લઇ જાય.

અને ઇ. સ. ૧૫૬૦ ના અંતમાં માળવા પર ચડાઇ કરવાને આગ્રામાંથી શાહી લશ્કર નીકળી ચૂકયું.

* * *

# પ્રકરણ ૧૭ મું . . . . . . . સારંગપુરનું યુદ્ધ

## (૧)

શુજાઉલપુર પહોંચતાં જ બાઝ બહાદુરે જોઈ લીધું કે સરદાર મહમદખાનના મનમાં જે ભય હતો, તે વઝીર આલમખાનના મનમાં નહોતો. વઝીરે સેના સજ્જ કરી રાખી હતી, બાતમીદારોને ચોમેર મોકલી દીધા હતા, તેઓ રોજ રોજ શાહી સેનાની હીલચાલના સમાચાર મોકલ્યા કરતા હતા, પરંતુ અદ્હમખાનની સેનાને પહોંચી શકે એટલી પોતા પાસે જમાવટ છે એવી વઝીરની ખાત્રી હતી, મહમદખાનને એ ખાત્રી નહોતી. બાઝ બહાદુરની તપાસમાં જણાયું કે મહમદખાન જેટલો સાચો હતો તેટલો આલમખાન સાચો નહોતો.

શાહી સેના સારંગપુરને માર્ગે માળવામાં આગળ વધવા ઈચ્છતી હોય તેમ માલૂમ પડતાં જ બાઝે તૈયાર સેનાનો મોટો ભાગ સારંગપુર તરફ ખેંચ્યો અને માળવાના અંતર્ગત પ્રદેશમાં સેનાની ભરતી ચાલુ રાખી, શુજાઉલપુર તથા ઉજ્જનને મજબૂત બનાવવાની વેતરણ કરી.

સારંગપુરને કોટ નહોતો, માત્ર નગરની અંદર એક નાનો સરખો કિલ્લો હતો, અને સેના માટેના રક્ષણસ્થાનથી વધુ તેની કશી ઉપયોગિતા નહોતી. બાઝ બહાદુરે ધસી આવતી શાહી સેનાની સામે કુચ આરંભી.

સારંગપુરની ઉત્તરે એકાદ કોસ દૂર પણ શાહી સેનાના માર્ગમાં જ આવેલી ટેકરી પરના *તારાગઢ કિલ્લામાં બાઝે પડાવ

* આગ્રા–મુંબઈ રોડ પર ઇંદોરથી ૭૬ માઈલ ૩ ફર્લાંગ દૂર આ ટેકરી આજે જોવામાં આવે છે. તે તૈલિનીની ટેકરીને નામે ઓળખાય છે. સારંગસિંગ ખીચી તેને તારાગઢ કહે છે. આજે ત્યાં કોઈ ગઢ સાબૂત નથી, માત્ર ખંડેરો છે અને ટેકરી પર કોઈ દેવીનું નાનું સરખું મંદિર છે.

નાંખ્યો અને આખી ટેકરીને છાઇ દેતો મોરચો બાંધ્યો. સારંગપુર અને તારાગઢ વચ્ચેનો વહેવાર સળંગ રહે તેવી રીતે બધા પ્રદેશમાં લશ્કરની રાવટીઓ પથરાઇ ગઇ.

મહમદખાનને બાઝે લશ્કરના વડા સરદારની પદવી આપી. આલમખાનને તેણે સારંગપુરમાં રાખી યુદ્ધસામગ્રી તથા ખોરાકીની વ્યવસ્થા સોંપી. તે ઉપરાંત આસપાસના પ્રદેશમાં દૂર દૂર નાની છાવણીઓ નાંખી લશ્કરનું રખવાળું કરવાને ઘોડેસવારો તથા પાયદળની ટુકડીઓ ગોઠવી. પછી બાઝ અદૂહમખાનના લશ્કરને પડકારતો તેના આગમનની રાહ જોવા લાગ્યો.

(૨)

અદૂહમખાન તથા પીરમહમદ શેરવાનીની સરદારી હેઠળ ધસી આવતી શાહી સેના ચંબલ નદીને કાંઠે કાંઠે ચાલીને જ્યાં આગળ ચંબલને કાલીસિંધ નદી મળે છે ત્યાંથી ફંટાઇને સીધી સારંગપુર તરફ આગળ વધતી હતી. બાઝ શાહી સેનાને સારંગપુરમાં યુદ્ધ આપવાનો મોરચો ગોઠવી રહ્યો હતો એવી બાતમી બેઉ સરદારોને મળી એટલે તેમણે પોતાનો વ્યૂહ બદલ્યો.

તેમણે સેનાના ત્રણ ભાગ કરી નાંખ્યા. મુખ્ય ભાગને સીધો દોરીને એક ભાગને જમણી બાજુએ તથા બીજા ભાગને ડાબી બાજુએ કુચ કરવા ફરમાવ્યું.

સૈનિકોની જેટલી સંખ્યા શાહી સેનામાં હતી, તેટલી સંખ્યા તો બાઝની સેનામાં પણ હતી. વિશેષમાં શાહી સેના કરતાં બાઝને એક વિશેષ સગવડ એ હતી કે તે પોતાના તાબાના પ્રદેશમાં રહીને લડવાનો હતો, તેને જોઇએ તેટલી વધુ સેના મેળવવાની અનુકૂળતા હતી, નવી ભરતી ચાલુ હતી; શાહી સેનાને તો વધુ સૈનિકો માટે આગ્રા ખાતેથી મદદ આવે તેના પર આધાર રાખવાનો હતો.

બાઝે ટેકરી પર બાંધેલા મોરચાના દૃષ્ટિપથમાં આવી શાહી સેનાએ ધૂળકોટ રચી પોતાનો મોરચો બાંધવા માંડ્યો, તે સાથેજ

બેઉ સેનાઓ વચ્ચે તોપમારો શરૂ થઇ ગયો, પરંતુ ત્યાં એ મારો કોઈ પક્ષને બહુ હાનિ કરનારો ન થયો.

શાહી સેનાની જમણી અને ડાબી પાંખોએ ધસી આવીને એકે પૂર્વમાંથી અને બીજીએ પશ્ચિમમાંથી બાઝની ખુલ્લી રાવટીઓ ઉપર તોપનો મારો ચલાવ્યો તે ભયંકર નીવડ્યો, અને પછી શાહી ઘોડેસવાર સેનાએ આક્રમણ કર્યું ત્યારે ખરૂં યુદ્ધ મચ્યું.

બાઝને મુખ્ય મોરચા કરતાં આ બે નબળી બાજુઓ પરના આક્રમણથી વધારે મુશ્કેલીમાં ભીડાવું પડ્યું. તેથી સારંગપુર અને તારાગઢના મોરચા વચ્ચેનો સળંગ સંબંધ કપાઈ જવાનો ભય રહેતો હતો.

તારાગઢનો મોરચો મહમદખાનને સોંપીને બાઝ સારંગપુરમાં પાછો ફર્યો અને તેણે કિલ્લામાંથી ઘોડેસવાર સૈનિકોની બે ટુકડીઓને બે બાજુએ એવી રીતે દોરી કે જેથી શાહી સેનાની બેઉ પાંખો પર પાછળથી આક્રમણ કરી શકાય. પરિણામ એ આવ્યું કે મુખ્ય મોરચા પર જાણે યુદ્ધ બંધ જ પડ્યું અને એક બીજા પક્ષના સૈનિકોની ટુકડીઓ ટેકરીની બેઉ બાજુઓ પર પરસ્પરને ઘેરવાના વ્યૂહો રચવામાં ગુંથાઈ ગઇ.

મુખ્ય મોખરેથી છૂટી થએલી શાહી સેનાના હાથીદળના હવે બે ભાગ પડ્યા અને તેમણે સારંગપુરમાંથી નીકળેલી ઘોડેસવાર સેનાને ઘેરી. મધ્યમાં બાઝના સૈનિકોની રાવટીઓ, તેને બે બાજુએ ઘેરતી શાહી સેનાની ડાબી–જમણી પાંખો, તેમને ઘેરવા મથતી બાઝની ઘોડેસવારોની ટુકડીઓ અને તેમની સામે ધસતું શાહી હાથીદળ: આવો અણધાર્યો અને કારમો વ્યૂહ રચાઇ ગયો અને બાઝની સેના ઉપર ચોગરદમથી મારો ચાલ્યો.

સાંઝે યુદ્ધ બંધ થયું ત્યારે તારાગઢ પરથી મહમદખાને અને સારંગપુરમાંથી બાઝ બહાદુરે શત્રુના વ્યૂહને પિછાણી લીધો હતો. સારંગપુર તથા તારાગઢ વચ્ચેનો સંબંધ તોડી નાંખીને બેઉને ઘેરી લેવાનો શત્રુનો વ્યૂહ છે એમ બેઉએ જોઇ લીધું.

રાત્રે બાઝ મહમદખાન પાસે ગયો અને મસલત કરી. એ મસલતને પરિણામે બીજે દિવસે જ્યારે યુદ્ધ શરૂ થયું ત્યારે મહમદખાને તારાગઢ છોડીને પોતાનું બધું બળ સારંગપુર સુધીની હરોળને ટકાવી રાખવામાં જ વાપરવા માંડ્યું. તેણે તોપો અને હાથીદળની એવી ગોઠવણ કરી કે જેથી વચ્ચેના લશ્કરની હાર ભેદાય જ નહિ.

એ હવે ખુલ્લા મેદાનની લડાઇ બની હતી. મધ્યાહ્ન સુધી તો બેઉ પક્ષો સરખી રીતે ટકી શક્યા. પાછલે પહોરે બાઝની સેનાએ પોતાની હરોળ ભેદાવા તો ન દીધી પણ તે ખસતી ખસતી સારંગપુરની દિશામાં પથરાવા લાગી.

અદ્‌હમખાન અને પીરમહમદે મસલત કરવા માંડી.

"પીરસાહેબ!" અદ્‌હમખાને કહ્યું: "બાઝનું લશ્કર હારવાનું તો છે જ, પરંતુ લડાઈ લંબાતી જાય છે, તે સાથે આપણાં માણસો અને ઘોડાનો ઘાણ નીકળતો જાય છે. ખબર પડતી નથી કે સારંગપુરમાં બાઝ હજી કેટલાં માણસો ભરી બેઠો છે."

"આપણે તારાગઢનો કબજો લઇને તે ઉપરથી તોપોનો મારો ચલાવીએ તો?" પીરમહમદે પૂછ્યું.

"ના, ના! હવે તો બેઉ લશ્કર એટલાં સેળભેળ થવા લાગ્યાં છે કે એ મારો કદાચ આપણા માણસોનો પણ ઘાણ કાઢે. મારો વિચાર તો સારંગપુરને ઘેરવાનો છે."

"બાઝ સારંગપુરના કિલ્લામાં બેઠો બેઠો બધી ગોઠવણ કરી રહ્યો છે. ગામને ઘેરવાથી શું વળશે? કિલ્લાને જ ઘેરવો જોઇએ."

"ગામને ઘેર્યા વિના એકલો કિલ્લો ઘેરાવાનો નથી. વસતી સામે થશે તો તેનીય કત્લ થશે, એમાં આપણે શું કરીએ?"

"પણ બાદશાહનું એ હમેશનું ફરમાન છે કે વસતી ઉપર હાથ ઉગામવો નહિ."

"પણ કેવા સંજોગોમાં શું કરવું તે કાંઈ અત્યારે બાદશાહને પૂછવા જઈ શકાય તેમ છે? આ લંબાતી લડાઈ એકદમ બંધ

કરવાની ચાવી એક માત્ર છે અને તે બાઝને પકડવાની. તે માટે જ હું આખા ગામને કિલ્લા સુદ્ધાંત ઘેરવાની વાત કરૂં છું."

"મારૂં એ કહેવું છે કે વસતીનું લોહી રેડ્યા વિના જે કાંઇ થાય તે કરવું."

"એ મારાથી નહિ બને, પીરસાહેબ !"

"તો એ કામ હું કરૂં."

"મને લાગે છે કે એ તમારૂં કામ નથી–મારૂં જ કામ છે."

"તો ભલે તમે કરો, પણ શાહી ફરમાનનો ખયાલ રાખજો."

"ઠીક છે" કહીને અદ્દહમખાન ઉપડ્યો. તેણે ઘોડેસવારોની એક મોટી ટુકડીને ગામને ઘેરી લેવાનું ફરમાન કર્યું.

(૩)

સારંગપુર ગામ ત્રણ દિશાએ ઘેરાયું; એક દિશા બાઝની સેના સાથે જોડાયલી હતી તે બાજુએ શાહી સેના તેને ઘેરી શકે તેમ નહોતું.

ઘેરો ઘાલી ઊભેલા શાહી ઘોડેસવારોનો કોઇએ જરાએ સામનો કર્યો નહિ, તેથી અદ્દહમખાનને આશ્ચર્ય થયું.

થોડો વખત રાહ જોઇને તેણે ઘોડેસવારોને ગામમાં દાખલ થવાનો હુકમ આપ્યો. ઘોડેસવારો દાખલ થયા, એટલામાં એક બુઢ્ઢા મુસલમાનને એક હાથમાં કુરાન અને બીજા હાથમાં સફેદ ધજાગરો લઇને આવતો અદ્દહમખાને જોયો. તેની પાછળ તેના જેવા દેખાતા મૌલવીઓ અને મુલ્લાઓનું નાનું ટોળું આવતું હતું.

દૂર દૂર ઘોડેસવાર અંગરક્ષકોની મોટી ટુકડીથી ઘેરાઇને અદ્દહમખાન ઘોડા પર બેઠો બેઠો આ દૃશ્ય જોઇ રહ્યો હતો. તેની પાસે એ ટોળું જઇ પહોંચ્યું.

બુઢ્ઢાએ અહ્‌મખાનની પાસે જઈને કહ્યું : " સરદાર સાહેબ ! હવે ખામોશ કરો. ગામની વસતી આપની રહેમ માંગે છે. તેને કાંઈ લડવું નથી, તો પછી તેને શામાટે હેરાન કરો છો ? "

" તમે કોણ છો ? " અહ્‌મખાને પૂછ્યું.

" હું ગામનો કાજી છું. બાઝ બહાદુરના વઝીર આલમખાન પણ અમારી સાથે શામેલ છે. "

" વઝીર આલમખાન ? "

આલમખાન મોખરે આવીને અહ્‌મખાનને કુર્નિશ બનાવીને ઊભો એટલે અહ્‌મખાન બોલ્યો : " તમારો સુલ્તાન તો હજી કિલ્લામાં ભરાઇ બેઠો છે ને ? તમોને જો મારી રહેમ જોઇતી હોય તો તેને એક વાર મારો કેદી થવા દો. "

આલમખાન બોલ્યો : " સરદાર સાહેબ ! સુલ્તાન તો ક્યારના કિલ્લામાંથી ગાયબ થઇ ગયા છે ! "

" હેં ! ! " અહ્‌મખાન ચોંક્યો : " બાઝ છટકી ગયો ! અને તેનો લુચ્ચો વઝીર મને રહેમ કરવાનું કહે છે ! "

આલમખાન બોલ્યો : " હું લુચ્ચો નથી, સરદાર સાહેબ ! મને જરા એકાંતમાં આપની સાથે વાત કરવાની તક આપો, તો હું આપને બધી વાત કહું. "

" ઠીક ! " કહી અહ્‌મખાને ઘોડાને બાજુ પર લીધો અને આલમખાન એકલો તેની પાસે ગયો.

આલમખાને કહ્યું : " સરદાર સાહેબ ! બાઝ બહાદુરે જતી વખતે મને કશું કહ્યું નથી કે કશી ખબર પડવા દીધી નથી, પણ હું જાણું છું કે તે શુજાઉલપુર તરફ ગયા છે અને ત્યાં રાખેલા લશ્કરને અહીં લાવી રાત્રે અણધાર્યો હલ્લો કરવાના છે. આ બાતમી તમારે માટે અગત્યની છે અને મારે માટે પણ અગત્યની છે."

માળવાના ખુદ વઝીરની આ વાતે અદ્‌હમખાનને ખૂબ આશ્ચર્ય ઉપજાવ્યું. તેણે મન ઉપર કાબૂ રાખીને વાત કરવા માંડી : "અમારે માટે તો એ બાતમી અગત્યની ખરી, પણ તમારે માટે અગત્યની કેવી રીતે ?"

"સરદાર સાહેબ ! માળવાના રાજ્યકારભારની એકેએક હકીકતથી હું વાકેફ છું. આપ શુજાઉલપુર તરફ જશો તો સહેજમાં બાઝ આપનો કેદી થઇ જશે, અને પછી માળવાની લગામ મને સોંપશો, એટલે આપને બીજે ક્યાંય લડાઇ લડવાની જરૂર નહિ રહે."

બાઝના એ બેવફા વઝીરને એટલા પરથી જ અદ્‌હમખાન પિછાણી ગયો. પણ બાઝને બેવફા નીવડનાર આલમખાન પોતાને સાચી જ બાતમી આપતો હશે એવો વિશ્વાસ અદ્‌હમખાન કેવી રીતે રાખી શકે ?

તેણે કહ્યું : "ઠીક છે વઝીર સાહેબ ! હું શુજાઉલપુર તરફ માણસો મોકલી ખબર કઢાવું છું, પણ ત્યાંસુધી તમે અમારા કેદી છો."

"અરે નામવર ! એમ હોય ?"

"તમારી વાત સાચી જ હશે તો તમને અમે ઘટતો શિરપાવ આપીશું અને ખોટી હશે તો પછી તમારી કેવી દશા થશે એ કહેવાની જરૂર રહેતી નથી."

આલમખાન અદ્‌હમખાનનો કેદી થયો અને તે સાથે સુલેહનો ધજાગરો લઇ આવનારાઓ પણ તેના કેદી થયા.

તુરત અદ્‌હમખાને એ બાતમીદારોને ઊંટ પર રવાના કર્યાં.

(૪)

સાંઝ પડી અને યુદ્ધ બંધ થયું, પણ ગામ ઘેરાયું હોવાની ખબર બાઝની સેનામાં પડી ગઇ હતી, તે સાથે બાઝ કિલ્લામાં નથી એ વાત પણ ચોમેર પ્રસરી ગઇ હતી.

મહમદખાન નાસીપાસ થયો. તેને લાગ્યું કે કાંતો બાઝે પોતાના લશ્કરને દગો દીધો અને કાંતો વધુ સેના લેવા માટે બાઝ ક્યાંક ઉપડ્યો હોવો જોઇએ અને સ્હવાર પડતાં જ જે કાંઈ ખરી સ્થિતિ હશે તે જણાઇ આવશે.

પરન્તુ પરોઢ થતાં તો એકાએક ગામમાં શાહી સેનાએ લૂંટ ચલાવવા માંડી. બીજી બાજુએ અદ્દહમખાને આલમખાનને અને તેની સાથે જ કેદ કરી રાખેલા કાજી તથા મુલ્લા–મૌલવીઓને કત્લ કરાવી નાંખ્યા !

અદ્દહમખાને મોકલેલા બાતમીદારો ખબર લાવ્યા હતા કે બાઝ શુજાઉલપુરમાં રાખેલા બધા સૈનિકોને લઇને ચાલ્યો ગયો હતો, કારણકે તેને વઝીર આલમખાનની વફાદારી ઉપર શંકા આવી હતી અને પોતાની જાતની સલામતી માટે હવે ખાત્રી રહી નહોતી. તેને કાંઇક દગાની ગંધ પણ આવી ગઈ હતી. પણ બાઝ ક્યાં ગયો હતો તેની કોઇને ખબર નહોતી. બાઝને કેદ પકડવાની અદ્દહમખાનની મુરાદ એથી નાશ પામી હતી અને તેને વહેમ ઉપજ્યો હતો કે આલમખાન પોતા સાથે પણ દગો રમવા માંગતો હતો.

ગામનું એકકે એક ઘર લૂંટાઇ ગયું. મંદિરો તોડી નાંખવામાં આવ્યાં. કિલ્લામાં જે થોડા સૈનિકો હતા તેઓ કેદ પકડાયા. બધી યુદ્ધસામગ્રી જપ્ત કરી લેવામાં આવી. એ આખો દિવસ અદ્દહમખાને લૂંટ અને ભાંગતોડમાં ગાળ્યો.

બાઝ લશ્કરને છોડી ગયો એને મહમદખાને એક પ્રકારની લશ્કર પ્રત્યેની બાઝની દગાખોરી માની, અને તેણે અદ્દહમખાનનું શરણું સ્વીકાર્યું. બાઝના હજારો સૈનિકો મોગલ સેનાપતિના કેદી થયા.

આ વિજયથી આનંદ અને ઉત્સાહ માણતો અદ્દહમખાન પોતાના તંબૂમાં બેઠો હતો. તેની સમક્ષ લૂંટના કિંમતી માલના અને જર–જવાહીરના ઢગલા પડેલા હતા. તંબૂની બહાર તલ્વારો

ને તીર-કામઠાંના ગંજ ખડકાયા હતા. મરણ પામેલા સૈનિકોનાં મુડદાંનો કોહવાટ મગજ ફાડી નાંખે તેવો હતો, પરંતુ અદ્દહમખાનને તેમાંથી કોઈ જૂદી જ તરેહનો પમરાટ મળતો હોય તેમ તે પ્રસન્નતાથી દાઢીના વાળ ઉપર હાથ ફેરવી રહ્યો હતો, અને આસપાસ ઊભેલા અંગરક્ષકો પર ગર્વભરી નજર ફેંકી રહ્યો હતો.

"*બદઉની!" અદ્દહમખાને પોતાની પાછળ ઊભેલા એક જુવાનને બોલાવીને કહ્યું: "આ ઢગલામાંથી તને ગમે તે એક ચીજ તું પસંદ કરી લે."

"મને સૌથી પહેલાં ઇનામ, સરદાર સાહેબ?"

"હા, તું સૈયદ છે, તો તને પહેલાં જ ઈનામ આપવું જોઇએ."

"પણ નામદાર! આ લૂંટનો માલ તો બાદશાહ સલામતનો છે, મને તેમાંથી કશું લેવાનો હક્ક નથી."

"અરે ભલા માણસ! હું કહું છું ને તું લેતો કેમ નથી? તું થોડું લઇશ કે બીજા થોડા કાંઇ લેશે તો તેથી શાહી ખજાનામાં શી ખોટ પડી જવાની છે?"

બદઉની અદ્દહમખાનને નારાજ કરવાની હિંમત ચલાવી ન શકયો. તેણે તેમાંથી માત્ર એક રૂપાની વીંટી ઉંચકી લીધી. અદ્દહમખાન હસ્યો અને બોલ્યો: "ગરીબનું નસીબ આવી જ રીતે ગરીબ રહ્યા કરે છે." પછી તેણે તેમાંથી બીજાઓને ઇનામો વહેંચી આપ્યાં.

એટલામાં સરદાર પીરમહમદ ત્યાં આવ્યો અને તેણે પૂછ્યું: "ખાનસાહેબ! બાઝની સેનામાંથી પકડાયલા કેદીઓને હવે આગ્રા તરફ રવાના કરી દઇશું ને?"

---

*જાણીતો ઈતિહાસકાર બદઉની માળવા પરની ચડાઈમાં અદ્દહમખાનની સાથે હતો. સારંગપુરના યુદ્ધની કેટલીક વીગતો તેના વર્ણનમાંથી મળી શકે છે.

"અરે ખુદા ખુદા કરો, પીરસાહેબ! ચાર હજાર કેદીઓને આગ્રા મોકલતાં તેમની સાથે હજાર તો હથિયારબંધ પહેરેગીરો જોઈએ, એ કેમ પાલવે? બાઝ શુજાઉલપુરમાંથી લશ્કર લઈને જીવતો નાઠો છે, માંડવમાં તેનો ખજાનો પડયો છે, એટલે હજી આપણે આગળ વધવું જોઇશે, તે માટે લશ્કર તો જોઈશે ને?"

"તો પછી આ કેદીઓને છોડી મૂકવા છે? હથિયારો તો તેમની પાસે હવે રહ્યાં નથી." પીરમહમદે પૂછ્યું.

"અરે! કેદીઓને છોડવા જ હોય તો પછી પકડયા શા માટે? કત્લ કરી નાંખો, એટલે તેમને સાચવવાની માથાકૂટમાંથી આપણો છૂટકો થાય!"

"યા અલ્લાહ!" બદઉનીના મુખમાંથી ત્રાસજનિત ઉદ્‌ગાર નીકળી ગયો.

"બદઉની!" અદ્‌હમખાને આંખ ફેરવીને કહ્યું: "તું તંબૂમાંથી બહાર ચાલ્યો જા!" અને બદઉની તુરત ચાલ્યો ગયો.

પીરમહમદને પણ આવી ભયંકર કત્લ ગમતી નહોતી. તેણે અદહમખાનની દરખાસ્ત સામે વાંધો ઉઠાવ્યો અને બેઉ વચ્ચે થોડી તકરાર ચાલી. છેવટે અદ્‌હમખાને થોડી ઢીલી દોરી મૂકી કે જે કેદીઓ જુવાન હોય તેમને કત્લ કરવા અને આધેડ વયના હોય તેમને છોડી મૂકવા; તો ય બીજે દિવસે બે હજાર સૈનિકોનાં ધડ સારંગપુરના પાધરમાં માથાં વિનાનાં થઇને પડયાં! શાહી સેનામાં પણ તેથી થથરાટ વછૂટી ગયો.

સારંગપુર પડયું, બાઝ અવશિષ્ટ રહેલી પોતાની તાકાતને જાળવી રાખવા કોઇ અજાણ્યા સ્થળે નાસી ગયો, તેના કેટલાક સૈનિકો કત્લ થઇ ગયા અને કેટલાક જીવતા રહ્યા તે નાસી ગયા,

હાથી-ઘોડા બચ્યા તે અદ્હમખાનને હાથ પડ્યા, અને એ રીતે શાહી સેનાને માટે આગળ વધવાનો માળવાનો મુખ્ય દરવાજો ખુલ્લો થઇ ગયો. અદ્હમખાનની ખૂનરેજીથી વસતીમાં સન્નાટો છાઇ ગયો અને ખુદ સારંગપુર તો મરેલા સૈનિકો માટેનું કબ્રસ્તાન જ બની ગયું.

બાઝની સેનામાંથી પકડેલા હાથીદળમાંના સો હાથી અદ્હમખાને વિજયના નજરાણા તરીકે અકબરશાહને પહોંચાડવા માટે આગ્રા તરફ રવાના કર્યા, તેની સાથે બદઉની અદ્હમખાનનો સાથ છોડીને આગ્રા ચાલ્યો ગયો.

❧ ❧ ❧

# પ્રકરણ ૧૮ મું . . . . . લોહી-નિગળતી રાત

(૧)

"રૂપમતી બહેન! ગોવિંદદાસ આવ્યા છે!" રાધાએ આવીને કહ્યું. બગીચામાં ફૂલરોપને પાણી પાતી રૂપમતીના હાથમાંની ઝારી સ્થિર થઇ ગઇ.

તેણે રાધાની સામે જોઇને પૂછ્યું: "ખરેખર? કોણે કહ્યું તને?"

"મેં પોતે જ તેમને જોયાને! ઘોડે બેસીને ઉતાવળા ઉતાવળા આવ્યા અને સીધા હિંડોળા મહેલમાં ગયા; ઘણું કરીને સુલેમાન પાસે જ ગયા હશે."

"પણ સાથે સુંદર નથી?"

"ના, તેમને તો મેં ન જોયા. ગોવિંદદાસ એકલા જ આવ્યા લાગે છે."

બાઝ માંડવ છોડી ગયો ત્યારથી રૂપમતી જાણે માલણ બની ગઇ હતી. તેણે પોતાનો પહેરવેશ બદલાવી નાંખ્યો હતો, દિનચર્યા ફેરવી નાંખી હતી, સંગીતને જાણે ભૂલવા માંડયું હતું અને વાદિત્રોને ખૂંટીઓ પર જ લટકતાં રહેવા દીધાં હતાં.

સુલ્તાનના મહેલના બગીચા પર રૂપમતીએ પહેરો મૂકયો હતો. પોતા સિવાય બીજું કોઇ એકકે ફૂલ ચૂંટી ન શકે તેવું તેણે દાસદાસીઓને ફરમાન કર્યું હતું. તે બગીચાને રોજ પાણી પાવાનું, કયારાઓ ચોખ્ખા રાખવાનું અને સ્વહસ્તે ફૂલ ચૂંટવાનું કામ કરતી. રાધા-લલિતા તેને કૂવામાંથી પાણી ખેંચી આપતી અને રૂપમતી બગીચાને પાણી પાતી. રોજ નવાં પુષ્પો ઉભરાતાં, નવી કળીઓ ફૂટતી તથા વિકસીને પુષ્પરૂપ ધારણ કરતી અને ખીલેલાં પુષ્પો ચૂંટીને રોજરોજ રૂપમતી નવી નવી પુષ્પમાળા

ગૂંથતી. એ પુષ્પમાળાઓ રૂપમતીના નિવાસસ્થાનની ખૂંટીઓ પર હારબંધ લટક્યા કરતી, ચીમળાતી, સુકાતી પણ એકકે માળાને તે ફેંકી દેતી નહિ. રોજ નવી માળા તૈયાર થતી અને સુકાયલી પુષ્પમાળાઓની સળંગ હાર કહી દેતી કે બાઝે માંડવ છોડયાને કેટલા દિવસ થયા.

રૂપમતીનો દિવસ એ કામમાં જતો અને રાત્રિ બાઝના સ્મરણમાં તથા સ્વપ્નોમાં જતી.

ગોવિંદ એકલો કેમ આવ્યો હશે તેની રૂપમતીને સમજ પડી નહિ. તેણે તો ગોવિંદ અને સુંદર બેઉને મોકલવા બાઝ બહાદુરને કહ્યું હતું અને ઉતાવળે નહિ તો યુદ્ધ પૂરૂં થયે મોકલવા સૂચવ્યું હતું, તો શું યુદ્ધ પૂરૂં થયું હશે? પરિણામ કેવું આવ્યું હશે? સુંદર આવ્યો નહિ અને ગોવિંદ એકલો જ કેમ આવ્યો હશે? રૂપમતીએ રાધાને ફરીથી પૂછયું: "રાધા! શું ખરેખર ગોવિંદ એકલો આવ્યો છે અને સુંદર નથી આવ્યો?"

"મેં તો નથી જોયા, પાછળ આવતા હોય અને થોડે દૂર હોય તો મને ખબર નથી."

"ઠીક, હમણાં મને મળવા તો આવશે જ ને!" કહી રૂપમતી બગીચામાંથી નીકળી પોતાના નિવાસસ્થાને ગઇ અને ત્યાં ભાઈના આગમનની રાહ જોતી બેઠી.

છેક સાંઝ પડી ગઈ તોય ગોવિંદ ન આવ્યો, રાત પડી તોય ન આવ્યો. રૂપમતીને લાગ્યું કે કાંતો રાધાને ભ્રમ થયો હશે, બીજા કોઈને તેણે ગોવિંદ માની લીધો હશે. મોડી રાત્રે તેણે એક દાસીને હિંડોળા મહેલમાં ખબર કાઢવા મોકલી તો સુલેમાને જવાબ આપ્યો કે "અહીં તો ગોવિંદ આવ્યો નથી કે સુંદર પણ આવ્યો નથી."

રાધાની ભ્રમણા ઉપર હવે રૂપમતીને હસવું આવ્યું. અત્યારે રાધા ઉંઘી ગઈ હતી, પણ જો તે જાગતી હોત તો જરૂર તેની મશ્કરી કર્યા વિના તે રહેત નહિ.

"પણ એ બિચારીની મશ્કરી શામાટે કરવી જોઇએ?" રૂપમતી બિછાનામાં પડી પડી બોલી રહી: "બાઝ બહાદુરને હું ઉંઘતાં જોઉં છું અને જાગતાંય જોઉં છું. દિલના દેવનાં દર્શન થતાં સ્વપ્ન પણ જાણે વિરમી જાય છે અને આંખો ધન્યતા અનુભવે છે. મારો ભાઇ રાધાના દિલનો દેવ છે, એટલે તેણે પણ જાગ્રત સ્વપ્નમાં ગોવિંદની મૂર્તિ જોઇને બીજા કોઇનામાં એ જ મૂર્તિનું દર્શન કર્યું હશે! રાધા...રા...ધા! રાધે...ગોવિંદ!"

"કોણ?" રાધાએ બાજુના ખંડમાંથી હાક મારી: "રૂપમતી બહેન! તમે મને બોલાવો છો?"

"ના, ના, રાધા! તું હજી જાગે છે?"

"ના, હું તો ઉંઘતી હતી...મને એવો ભણકારો વાગ્યો કે જાણે તમે મને બોલાવતાં હો."

"ના, ના, તું તારે ઉંઘી જા!"

રૂપમતીની વિચારમાળા આગળ ફરવા લાગી: "બિચારી રાધા! કેવો સંવેદે છે તે દિલનો તલસાટ! પણ...પણ...પરણશે એટલે એવો જ મધુરો તલસાટ રહેશે ખરો?...પણ ના, રાધા! તળાવની માછલી! તારે માટે દરિયો નકામો છે..."

એકાએક રૂપમતીને કાને ઉપરાઉપરી બે કારમી ચીસો પડી અને તેની વિચારમાળા થંભી ગઇ. તે બિછાનામાંથી ઉઠીને રાધાના ખંડ તરફ દોડી.

રાધા પડી પડી ઉંઘતી હતી. બાજુની બીજી પથારીમાં લલિતાય ઘસઘસાટ ઉંઘતી હતી.

"ત્યારે કોઇ ભયના કલ્પિત ભણકારા જ મને ગભરાવી રહ્યા છે કે શું? બાઝ! પ્યારા બાઝ! તમે ક્યાં છો? મને ભય લાગે છે. તમે કાંઇ આફતમાં આવી પડ્યા તો નથી? મને સંભારો છો? બોલાવો છો? હું આવું, પણ ક્યાં આવું? મારી ને તમારી

વચ્ચે કેટલું અંતર પથરાઇને પડ્યું છે, તેની મને ખબર નથી. હજી તમારી વીંટી લઇને કોઇ આવ્યું નથી."

રૂપમતી રાધાની પથારીના ખંડ પાસેથી ચાલીને બહાર આવી અને મહેલના ઓટલા પર ઊભી રહી. રાત્રિ આકાશમાંથી કાજળ વરસાવતી આસપાસની ટેકરીઓને, વૃક્ષોને અને મહેલોને ઢાંકી રહી હતી. રોજ રાત્રે ઝળાંઝળાં થઇ રહેતો બાઝનો મહેલ તે માંડવમાંથી ગયા પછી જાણે સૂનો પડ્યો હતો. હિંડોળા મહેલ અને જહાજ મહેલમાં હંમેશાં દીવા પ્રકટતા, પરંતુ આજે એ મહેલોએ પણ જાણે અંધારપછેડો ઓઢીને ભીષણતા ધારણ કરી હોય તેમ તેમાં એકે દીવો બળતો દેખાતો નહોતો. રૂપમતી જ્યારે બાઝના મહેલમાંથી મધરાતે પાછી ફરતી ત્યારે ઘણી વાર વગડામાં એક પછી એક ટહુકતા મોરના ટહુકાર ષડ્જથી નિષાદ સુધીની સુરાવલિ સ્ફુરાવતા તેણે સાંભળ્યા હતા, કોકિલના પંચમ સ્વરનું સંગીત પણ કોઈ વાર તેને કાને પડતું હતું, પરન્તુ આજની રાતની ભીષણતા વધારવાને જાણે તેમણે ઘુવડની સાથે મળીને કાવતરૂં કર્યું હોય, તેમ દૂર ઊભેલી છત્રીની દિશામાંથી માત્ર ઘુવડનો ઘુઘવાટ જ સંભળાતો હતો, બાકી બધું સુમસામ હતું.

રાત્રિની ભીષણતા આજે રૂપમતીને અનેરી લાગે છે. જાણે કોઇ અશ્રાવ્ય ભયસૂચક સ્વર તેના કાનમાં ગણગણાટ કરી રહ્યો હોય તેવો તેને ભાસ થાય છે. રૂપમતીએ રાતના અજંપા તો અનેક વાર અનુભવ્યા હતા; એ અજંપા મનોરમ હતા, પણ આજનો અજંપો તેને કેવળ જૂદો જ લાગે છે. તેનું હૃદય વારંવાર કંપી ઉઠે છે, વારંવાર અમંગલ ભાવિની કલ્પના ઉઠે છે, રાત્રિનો અંધકાર અંતરમાં પેસી જઇને જાણે મતિને મૂંઝવી નાંખે છે અને રૂપમતી ગભરાઇને અશ્રાવ્ય પોકાર કરે છે: "બાઝ! પ્યારા બા...ઝ! શું તમે મને અત્યારે સંભારો છો? પણ તમે કોઈ મહેલમાં બેઠા છો કે વગડામાં પડ્યા છો, રણાંગણમાં લડો છો કે ભરઉંઘમાં સૂતા છો, તેની મને કાંઇ ખબર નથી! ઓ રાત! તારાં

મીઠાં મધુરાં મુખ બંધ કરીને તેં અંધારપછેડો ઓઢી આજે તારૂં ચુવડમોઢું જ કેમ ઉઘાડયું છે?"

તેને એ ભીષણતા અસહ્ય લાગી અને ઓટલા પરથી પાછાં ડગ ભર્યાં. દ્વારમાં પેસતાં તે હીબકી; તેણે ઉપરાઉપરી ત્રણ ચીસો સાંભળી!

"જમના!" તેણે જોરથી ચાંટો પાડીને દાસીને બોલાવી.

"હાં બાઇ સાહેબ!"

"તું જાગે છે?"

"હા."

"તેં હમણાં કાંઇ ચીસો સાંભળી?"

"ના, બાઇ સાહેબ!"

ત્યારે શું આ પણ ભ્રમણા જ? રૂપમતી હવે ભયથી ધ્રૂજી ગઈ હતી. તેનાથી આ ભયંકરતા વેઠાતી નહોતી. તે એકદમ શયન-ખંડમાં પેઠી અને દ્વાર બંધ કરીને સૂઈ ગઇ.

આંખો મીંચાતાંની સાથે જ તે બાઝની કલ્પનામૂર્તિના ધ્યાનમાં ગુમ બની ગઇ. એ ધ્યાનમાંથી તંદ્રા આવી, તંદ્રામાંથી સ્વપ્નસૃષ્ટિ ખડી થઈ; અને સ્વપ્નસૃષ્ટિમાં તેના દિલની વિહ્વળતા તરેહવાર ભયંકર દર્શનો દ્વારા પ્રતિબિંબિત થઇ રહી. સ્વપ્નમાં પણ જાણે પોતે સ્વપ્નદર્શન કરી રહી હોય એવું સંવેદન તે કરવા લાગી અને જાગ્રત થઇને જોતાં ક્યાંય ભયંકરતા દૃષ્ટિસમીપે નથી —માત્ર પોતાને સ્વપ્ન આવ્યું હતું, સ્વપ્નમાં જ પોતે ભયંકર દૃશ્યો જોયાં હતાં, સ્વપ્નમાં જ પોતે કોઇની ચીસો સાંભળી હતી, સ્વપ્નમાં જ કશો કોલાહલ સંભળાઈ રહ્યો હતો, અને જાગીને જોતાં તેવું કશું જણાતું નથી એમ તેને દેખાવા લાગ્યું; પરંતુ વસ્તુતઃ એ જાગ્રતાવસ્થાનું સંવેદન પણ સ્વપ્નની અંદર જ થઇ રહ્યું હતું.

(૨)

જહાજ મહેલમાં એ કાળી રાતે સંહારલીલા ચાલી રહી હતી ! મહેલને બારણે બારણે પહેરેગીરો બેઠા હતા. બાઝની ગાયિકાઓ અને નર્તિકાઓની કત્લ ચાલતી હતી ! ખુદ સુલ્તાનનું એવું ફરમાન હતું ! સુલ્તાનનો વફાદાર ખોજો સુલેમાન એ ભયંકર કાર્ય કરી રહ્યો હતો. જીંદગીભર જેણે ઓરત જાત ઉપર નફરત કેળવી હતી તેને આજે સંખ્યાબંધ ઓરતોની કત્લ કરવાનો મોકો મળ્યો હતો.

બાઝે અદ્હમખાન સામે યુદ્ધ કરવા જવાને જ્યારે માંડવ છોડ્યું ત્યારે સુલેમાનને એકાંતમાં બોલાવી જે સૂચના કરી હતી તે એ હતી કે: "સુલેમાન ! અદ્હમખાન હવસખોર આદમી છે. હું જો તેની સામે લડતાં હારીશ તો તે સીધો માંડવમાં જ આવશે અને પહેલો છાપો મારા જનાનખાના પર મારશે એમાં મને શંકા નથી. તે ભલે બીજી ગમે તે વસ્તુ લૂંટી જાય, પરંતુ મારી બેગમોને, મારી માનીતી તવાયફોને તે પકડે અને પોતાની રખાતો બનાવે, તો બાઝને જીવતે જીવ દોઝખની આગમાં સેકાવું પડે. રજપૂતો પોતાની ઓરતોને અને દાસીઓને દુશ્મનના હાથમાં જવા દેવાને બદલે તેમને જીવતી બાળી મૂકીને કેસરિયાં કરે છે, તેમ હું ય કેસરિયાં કરીને એ હવસખોર જાલીમ સરદારની સામે લડવા જઉં છું; પણ હું હારવાનો નથી એવી મને ખાત્રી છે, એટલે હું તેમને જીવતી છોડીને જઉં છું. પણ યાદ રાખ સુલેમાન ! જો હું હારીશ; તો તુરત તને સંદેશો મોકલીશ, અને તે વખતે તારે એકેએક ઓરતને—મારી બેગમોને પણ કત્લ કરી નાંખવાની છે ! એમ હચમચી જા નહિ ! તું મારા જનાનખાનાનો જમાદાર છે, તું મારો વફાદાર નોકર છે, તારા સિવાય બીજા કોને હું આવું વિશ્વાસનું કામ સોંપું ? જોજે, એવે અણીને વખતે જાત ઉપર જઈને નામર્દ બની જતો નહિ, હિંમત હારતો નહિ, દયાથી

પીગળી જતો નહિ, ચીસાચીસથી ગભરાઇ જતો નહિ ! જો તને તારા સુલ્તાન માટે જરાએ લાગણી હોય તો એ ભયંકર કામ કરીને પણ તું તારા સુલ્તાનનું મ્હોં ઉજળું રાખજે. અહ્‌મદખાન દોડ્યો દોડ્યો માંડવમાં આવે તો તેના હાથમાં મારા મહેલમાંની એક પણ ઓરત પડે નહિ, તેને માત્ર ધૂળ જ ફાકવાની રહે, એમ કરવાનું–બાપના નામ ઉપર મેશ ભુંસાતી અટકાવવા જેવું મોટી જવાબદારીનું કામ હું તને સોપું છું." સુલેમાને તે વખતે કાળજાને કઠોર કરીને ભીની આંખે જવાબ આપ્યો હતો : " જેવો હુકમ, સુલ્તાન ! "

આજે સુલ્તાનનો રૂક્કો અને તેની સચ્ચાઇની નિશાની તરીકે નીલમની વીંટી લઇને ગોવિંદ આવ્યો, ત્યારે તેને સુલ્તાને જતી વેળાએ સુણાવેલા શબ્દો સાંભરી આવ્યા. સુલ્તાન હાર્યો છે, હવસખોર અહ્‌મદખાન માંડવ તરફ આવે છે, સુલ્તાનના જનાનખાના ઉપર પંજો ઉગામતો તે દોડી આવે છે, તે વખતે સુલ્તાનના ફરમાન મુજબ કરવું એ જ પોતા જેવા વફાદાર નોકરની ફરજ હતી, એમાં સુલેમાનને જરાએ શંકા નહોતી.

ગોવિંદ જે મહોરબંધ રૂક્કો લાવ્યો હતો તેમાં શું હતું તેની કોઇને ખબર નહોતી. પોતે શું કરવાનો છે તે કોઇની ય જાણમાં આવવા દીધા વિના પોતાને બધો બંદોબસ્ત કરવાનો છે તે સુલેમાનના ધ્યાનમાં હતું. રૂક્કો વાંચીને તેણે ખિસ્સામાં મૂક્યો. સુલ્તાનની હારે, અહ્‌મદખાનની હવસભરી દોડે અને શત્રુને શિકસ્ત આપવા માટે દિલમાં જાગેલી વેરની લાગણીએ તેને ઝનૂની બનાવ્યો, વખત ગુમાવવાનો નથી એ ભાને તેના અંગે અંગમાં ત્વરાનો સંચાર કર્યો, અને તેણે પહેલે તડાકે ગોવિંદને એક ઓરડીમાં પૂરી થઇને તાળું વાસ્યું કે જેથી તેને કોઇ મળી શકે નહિ, સારંગપુરના પાધરમાં શું શું બની ગયું હતું તેની વાત કોઇને તે કહી શકે નહિ, માંડવ ઉપર આવવાના આક્રમણથી જીવ બચાવવાને કોઈ નાસાનાસ કરે નહિ.

ગોવિંદને પૂરીને સુલેમાને ચોમેર પહેરા ગોઠવ્યા, કે જેથી કોઇ પણ ઓરત મહેલોની અંદરથી છટકી શકે નહિ, અને પછી તેણે ચાર લઠ્ઠપઠ્ઠ સીદી ગુલામોને સાથે રાખીને જહાજ મહેલમાં પ્રવેશ કર્યો.

રાતનો સમય હતો. તવાયફો પોતપોતાના નિવાસખંડોને બંધ કરીને સૂતી હતી. કોઇને ખબર નહોતી કે ઓરત જાતનો પુરાણો દુશ્મન સુલેમાન આજે સુલ્તાનના ફરમાનથી પોતાના લોહીમાં સ્નાન કરવાને આવીને ઊભો છે.

સુલેમાને એક ખંડનું બારણું ધબધબાવ્યું, થોડી વારમાં તે ઉઘડયું, અને તુરત જ સુલેમાનનું ખંજર ગાયિકાના કલેજામાં પેઠું... એ ચીસો માત્ર નીકળી પડી અને તુરત નીરવતા પ્રસરી ગઈ! મરનારી સુંદરી બાલા હતી કે યુવતી, તેનો ચહેરો સુંદર હતો કે અસુંદર, તેનો કંઠ કોમળ હતો કે કર્કશ, તેની ગાનકલાએ બાઝને કેટલી વાર ખુશ કર્યો હતો, એ કશું સુલેમાનને જોવું નહોતું, સંભારવું નહોતું અને મરનારીનું નામ જાણવાની તો તેને જરૂર જ કયાં હતી?

સુલેમાન બીજા ખંડને બારણે આવીને ઊભો. બારણું ધબધબાવ્યા છતાં ઉઘડયું નહિ. સીદીઓએ કોહાડાથી બારણું તોડયું અને સુલેમાનના ખંજરે બીજી સુંદરીને પણ ખતમ કરી નાંખી! એની ચીસો હવામાં ઉડી અને રાત્રિના અંધકારમાં સમાઇ ગઈ.

આખા મહેલમાં તત્ક્ષણ જાણ થઈ ગઈ કે કોઇ ભીષણ પ્રકાર ચાલી રહ્યો છે. કોઇએ તે જાણવાને બારણાં ઉઘાડયાં, કોઇએ જાણીને નાસવા માંડયું તેમને પહેરેગીરોએ પકડી, કોઇ પહેરેગીરના હાથમાંથી છટકીને નાસવા જતાં અંધારે પછડાઈ અને બીજા પહેરેગીરના હાથમાં સપડાઇ, કોઇ પકડવા ઝાવાં મારતા પહેરેગીરોનું ધ્યાન ચુકાવીને આબાદ રીતે છટકવા પામી, તો કોઇ બારણાં બંધ રાખીને જ જાતનું રક્ષણ કરવાને ફાંફાં મારવા લાગી. આખા મહેલમાં દોડાદોડ, ચીસાચીસ, હોકારા અને કોલાહલ મચી રહ્યાં. બે ઘડીની અંદર તો આખો મહેલ ખાલી થઇ ગયો!

સુલેમાને જોયું કે કેટલીક ઓરતો ખરેખર નાસી છૂટી હતી, કેટલીકને પોતે કત્લ કરી હતી, કેટલીક સીદીઓને હાથે બેજાન થઇ હતી, થોડીક પહેરેગીરોને હાથે જખ્મી થઇને તરફડતી પડી હતી, અને કેટલીક જખ્મી થયાં છતાં ટપકતે લોહીએ નાસતી હતી; પણ ઘણીખરીને તો પહેરેગીરોએ તેમની કાકલુદીથી પીગળી જઇને છટકી જવા દીધી હતી. એવા પહેરેગીરો પર સુલેમાનની આંખ કરડી થઇ, પરન્તુ તેને ખબર હતી કે પોતે નિઃશસ્ત્ર ઓરતોનો રાક્ષસ બની શકે તેમ હતું, સશસ્ત્ર પહેરેગીરોને તેમના અપરાધ બદલ દંડ દેવાની પોતાની તાકાત નહોતી.

સુલેમાન મહેલના બધા ખંડોમાં મશાલ લઇને ફરી વળ્યો. તેના પગ લોહીભીંજી પથારીઓ પર પડતા, લોહીનાં ખાબોચિયામાં નહાતા, છેલ્લા શ્વાસ લેતી અને ઉંહકાર કરતી સુંદરીઓને ઠેબે ચડાવતા, અને રસ્તો રૂંધતાં મુડદાંઓને વારંવાર ઓળંગીને આગળ વધતા.

તેના હાથ, પગ, મ્હોં, માથું લોહીથી રંગાયાં હતાં. તેના શરીર પરના કાળા જામાએ લોહીનો રંગ પકડવાની ના કહી હતી, પરંતુ લોહી નિતારી–નિતારીને તે બોલી રહ્યો હતો કે મેં સોળથી ચાળીસ વર્ષ સુધીની, હિંદુ, મુસ્લીમ અને ઇરાની સુંદરીઓના લોહીનું આજે ધરાઈ ધરાઇને પાન કર્યું છે!

(૩)

ખુલાજાનને ખબર પડી ગઇ હતી કે સુલેમાન સુલ્તાનના ફરમાનથી તવાયફોની કત્લ ચલાવી રહ્યો છે, પરંતુ તેને સ્વપ્નેય ખયાલ નહોતો કે બેગમોની કત્લ કરવાનું પણ સુલ્તાનનું ફરમાન હતું! લોહી ટપકતે કપડે જ્યારે સુલેમાન હિંડોળા મહેલમાંના ખુલાજાનના ઓરડામાં આવીને ઊભો ત્યારે તેને ખબર પડી કે ઓરડા ઉપર નજર રાખતા જે પહેરેગીરો દૂર ઊભા હતા તેમને સુલેમાનેજ પોતા પર ચોકી કરવાને મૂક્યા હતા.

"સુલેમાન! શું મારીય કત્લ કરવાનું સુલ્તાનનું ફરમાન છે?" ખુલાજાને ભયથી ધ્રૂજતાં પૂછ્યું.

"હા, બેગમ સાહેબા! સુલ્તાનનું ફરમાન છે, તમારે વાંચવો હોય તો વાંચો આ રૂક્કો. સુલ્તાને અહીંથી જતી વખતે જ મને એ ફરમાન કર્યું હતું, અને આ બીજા રૂક્કાથી એ ફરમાનને તુરત અમલમાં મૂકવાની મને ફરમાશ કરી છે."

"તૌબા, તૌબા! સુલેમાન! શું સુલ્તાન એમ માને છે કે અમેય બેવફા નીવડીશું?"

એ સવાલ પર સુલેમાન હસ્યો અને બોલ્યો: "ઓરત જાતની બેવફાઇની શંકા તો સારી આલમના આદમીઓને આવ્યા જ કરી છે, બેગમ સાહેબા! બાઝ બહાદુરને એ શંકા આટલી મોડી આવી એ જ મારે મન નવાઇની વાત છે!"

"પણ સુલેમાન! મેં એવી બેવફાઈ કોઈ વાર બતાવી નથી. સુલ્તાને બીજી શાદી કરી, ત્યારે મેં સુલ્તાનને અટકાવ્યા નથી. ત્રીજી ઓરત પરણવા તે તૈયાર થયા, તોપણ મેં એક પણ શકુન તેમને કહ્યો નથી. મારો એવો શો વાંક છે, સુલેમાન! કે સુલ્તાને મને નાની ઉંમરમાં બેજાન કરવાનું ફરમાન કર્યું?"

"તમે ઓરત છો એ જ તમારો વાંક છે, બેગમ સાહેબા! તમે જીવતાં રહો અને સુલ્તાનના શત્રુને હાથ પડો એ સુલ્તાનની બેઇજ્જતી છે; તેથી જ સુલ્તાને મને લોહીમાં ન્હવડાવનારું આવું ફરમાન કર્યું છે. અને સુલ્તાને એમાં ખોટું કર્યું છે? ઓરતની વફાદારીની ખાત્રી તેના શબ્દો નથી આપી શકતી, કુરબાની માટેની તેની મૂગી તૈયારીમાંથી જ એ વફાદારીની ગવાહી મળે છે."

"સુલેમાન! આ તું શું બોલે છે? જે ઓરતે કશો ગુન્હો કર્યો નથી તેને કત્લ કરવી એ શું વાજબી છે? તુંય શું નઠોર બની ગયો છે? મારી જુવાન ઉમર તરફ નજર કર, સુલ્તાન ઉપરની મારી મહોબ્બત–વફાદારીનો વિચાર કર! તારા પર મેં કેવી મમતા રાખી છે તેનો ખયાલ કર! અત્યારે લોહીથી તર–બ–તર થએલાં તારાં જુલ્ફાં મેં મારે હાથે કેટલીય વાર સુગંધી તેલથી ઓળ્યાં છે તે યાદ કર! સુલેમાન, તને હું

ફરઅરીને કહું છું કે એક મારે માટે તું આ હેવાનિયતને છોડી આદમિયત બતાવ, હું જીંદગીભરની તારી અહેશાનમંદ બનીશ!" બુલાબાન એટલું બોલતાંમાં ગળગળી થઇ ગઇ.

રખેને બેગમના શબ્દોથી પોતે નરમ બની જશે એવી શંકાથી સુલેમાન આવેશ દાખવતો બોલ્યો: "માફ કરો, બેગમ સાહેબા! મારા સુલ્તાનનું ફરમાન છે. તે મને હેવાન બનવાનું કહે તો મારે હેવાન બનવું એ મારી ફરજ છે. હું તમને કોઇ રીતે બચાવી શકું તેમ નથી. ખુદાને યાદ કરવા હોય તો કરી લો, મારા કામમાં તમે મને નકામો ખોટી ન કરો!"

બુલાબાન રોઈ પડી: "સુલેમાન! તો એક કામ કર!" તે ધીમેથી બોલી: "હું તને જોઇએ તે બક્ષીસ આપું! તું મને અહીંથી સલામત નાસી જવા દે! હું ક્યાંય દૂર દૂર ચાલી જઈશ, કોઇને મારી જાતની ઓળખાણ નહિ આપું, કોઇને હું નહિ કહું કે હું જીવતી છું. હું ગમે તે રીતે–ભીખ માંગીને અને ભટકીને પણ જીવીશ, અને સુલ્તાન નહિ જાણી શકે કે તેં મને જીવતી રાખી છે. કોઇ બીજા જ મુડદાની કબરને તું મારી કબર તરીકે દુનિયાની આગળ ઓળખાવજે, અને દુનિયા જાણશે કે હું સુલ્તાનની એક પૂરી વફાદાર ઓરત હતી!"

સુલેમાન હસ્યો.

"એમ હસ નહિ, સુલેમાન! વફાદારી એ દિલની બાબત છે, પણ જ્યારે દુનિયાને એ વફાદારીને માત્ર આંખોથી જોવાનો જ શોખ જાગ્યો છે, વફાદારીની કસોટી કુરબાનીના પથ્થર પર જ કસી જોવાની દુનિયાને આદત પડી છે, તો પછી માણસની જીવવાની તલબ એ સિવાય બીજી કઈ રીતે દુનિયાને સંતોષી શકે તેમ છે, તે તું જ કહે!"

"જીવવાની તલબ?"

"હા, જીવવાની તલબ શું તને ય નથી? અરે, ખુદ સુલ્તાનને પણ જીવવાની તલબ નથી? તે દુશ્મનથી હારીને

જીવવાની તલબથી જ છટકીને ક્યાંય છુપાઇ બેઠા હશે અને પછી આ ફરમાન મોકલ્યું હશે ને?"

"પણ તે તો સુલ્તાન છે, દેશના માલીક છે, શત્રુને શિકસ્ત આપી ફરીથી દેશનો કબ્જો કરવા તેમણે જીવવું જરૂરી છે, પણ તમારા જીવતરની શી કીંમત છે? તમે મહેલોમાં પડી રહીને ખાધા કરો છો, પરીઓની પેઠે એશ–આરામ કરો છો, અરે, ખાવિંદની મર્દાઇને પણ તમે ભુલાવી દો છો! આદમીની જીંદગીમાં ઓરતની કીંમત રમવાની ઢીંગલી કરતાં જરાએ વધુ નથી!"

"અને તને જન્મ આપનાર પણ એવી જ એક ઢીંગલી હશેને?"

સુલેમાનને પોતાની જાતની વાત કરતી બેગમ ઉપર ગુસ્સો ચડયો, એટલે તે ઉશ્કેરાઇને બોલ્યો: "અલ્બત્ત! જો સુલ્તાનનું ફરમાન હોત, અને એ ઢીંગલી આજે જીવતી હોત, તો તેને પણ હું કત્લ કરી નાંખત!"

વખત જતો હતો, રાત આગળ વધતી હતી, હજી સુલેમાનને ઘણું કામ કરવાનું હતું; તેને આ જીભાજોડી ગમતી નહોતી. તેણે એક ડગલું આગળ વધીને બેગમનો હાથ પકડવા ઝાવું માર્યું, બેગમ દસ–બાર કદમ પાછી હઠી ગઇ. સુલેમાન તેની તરફ દોડયો અને તેણે ફરીથી ઝાવું માર્યું. બેગમ ખૂણામાં લપાઇ ગઈ અને તેણે સુલેમાનના આક્રમણ સામે આડા હાથ ધરતાં કહ્યું: "સુલેમાન! સુલેમાન! સાંભળ, હું તને એક વાત કહું!"

"તમારે જે કહેવું હોય તે કહી દો, વિલંબ ન કરો, હું હવે થોભી શકું તેમ નથી."

"સુલેમાન! હું અને તું ભાઈ–બહેન છીએ તેની તને ખબર છે?"

"એટલે?" સુલેમાને ચમકીને પૂછયું.

"આપણી માતાઓ જૂદી જૂદી છે, પણ બાપ એક છે!"

સુલેમાને તે સાંભળીને ભીષણ હાસ્ય કર્યું અને કહ્યું: "એ કદાચ ખરૂં હશે, ઓરતની બેવફાઇનો એક ધજાગરો હું પોતે હોઉં તો તેમાં નવાઈ નથી! એવા જ બેવફા આચરણના ભયમાં હું મારી બહેનને નહિ રહેવા દઉં ખુલાજાન! બહેનને કલંકિત થવા દઉં, મારા માલીકને બેઇજ્જત કરૂં, તે કરતાં તો હું દોઝખની આગમાં પડવાનું જ વધારે પસંદ કરૂં!"

"સુલેમાન! સુલેમાન!" ખુલાજાન હવે ખૂબ ગભરાઈ ગઈ. જે છૂપામાં છૂપી વાત સુલેમાનને પોતા પર લાગણી ઉત્પન્ન કરવા માટે તેણે આજસુધી જાળવી રાખી હતી, તેને પણ નિષ્ફળ જતી જોઇને તે ધ્રૂજી ગઈ અને સુલેમાનનો ભયંકર બનેલો ચહેરો ફાટી આંખે જોઇ રહી. તેણે આજીજી કરવા માંડી: "સુલેમાન! હું તારી બહેન, અને તું શું મને જીંદગીની ભીખ નહિ આપે? મને બચાવ, મારા ભાઇ! મને ન માર, કોઇ પણ ઉપાય કર, કાંઈ કરામત કર, પણ મને એકને......"

પણ સુલેમાનની કટારે હવે ક્ષણ પણ થોભ્યા વિના તુરત જ પોતાનું કામ પૂરૂં કર્યું અને ખુલાજાન તરફડતી ભોંયે પછડાઈ.

(૪)

હમીદા બેગમને બધી જાણ થઇ ચૂકી હતી. પોતાનો વારો હવે નજીક આવ્યો છે તે તે સમજી ગઇ હતી. હરપળે સુલેમાનનાં રાક્ષસી પગલાં તેના કાન સાંભળતા હતા.

સુલેમાન આવ્યો અને તેના ઓરડાના ઉંબરામાં ઊભો કે તુરત હમીદાએ પડકાર કર્યો: "એટલે જ થોભજે, સુલેમાન! તારૂં લોહિયાળ-કાળું મ્હોં મારે નથી જોવું!"

"તો હું મ્હોં પર બુરખો પહેરીશ, પણ મારી કટાર બુરખો નહિ પહેરે, હમીદા બેગમ! સુલ્તાનનો હુકમ છે કે મારે તમને

બેજાન કરવાં. મારી કટારથી બેજાન ન થવું હોય તો તમે તમારી મેળે કટાર ખાઇ લ્યો, હું તમને નહિ અડકું!"

"તારા સુલ્તાને મારી સાથે નિકાહ પઢીને જ મારૂં ખૂન કર્યું છે, છતાં હજી બીજી વાર તારે મારૂં ખૂન કરવું છે?"

"તમારૂં ખૂન કરવાની મને જરાએ ઇચ્છા નથી, પરંતુ મારા માલીકનું ફરમાન છે કે તમે જીવતાં ન રહો; રજપૂતાણીઓ પોતાની મેળે પોતાનો જાન કાઢી આપે છે, તેમ તમે કરો એટલે હું તમારૂં ખૂન નહિ કરૂં."

"એ રજપૂતાણીઓ બેવકૂફ છે. જેમને પોતાની હુરમત જાળવવાની શક્તિ નથી, તેઓ જાન કાઢીને હુરમત જાળવે છે, પણ મારામાં જાન બચાવીને હુરમત જાળવવાની શક્તિ છે! હું આપઘાત નહિ કરૂં, એક નામર્દની કટારને હું તાબે નહિ થઉં; મરીશ તો મારી હુરમત ઉપર હલ્લો કરવા આવનારને હાથે મરીશ, પણ તેને મારીને પછી મરીશ!"

"જીદ ન કરો, બેગમ સાહેબા! ખુદાને યાદ કરી લો, કે જેથી એક વફાદાર ઓરતને છાજતા જન્નતમાં ખુદા તમારો વાસ કરાવે."

"વફાદાર ઓરતના આ દુનિયામાંના જન્નતને દોઝખ બનાવી મૂકનાર સુલ્તાન હવે મને બીજી દુનિયાનું જન્નત સંપડાવવા માંગે છે? સુલેમાન, જા! જઇને તારા સુલ્તાનને કહે કે તમે તમારા જન્નતની ચિંતા કરો, અમે અમારા જન્નતની જોગવાઈ કરી લઇશું!"

સુલેમાન ગુસ્સાથી બોલ્યો: "જબાન બંધ કરો, હમીદા બેગમ! મારા સુલ્તાન, પણ તમારા ખાવિંદ, તેમનું અપમાન કરતાં લાજતાં નથી?" એમ કહેતાં જ સુલેમાને કટાર ઉગામતાં હમીદા સામે ડગલાં ભર્યાં.

"દૂર રહે સુલેમાન!" કહેતાં જ હમીદાએ કમર પર છુપાવેલી ખુલ્લી કટારી ખેંચીને સામે ઉગામી.

સુલેમાન ખમચી ગયો, તેણે સાથેના સીદીઓ સામે જોયું અને સીદીઓ હમીદાને પકડવા ધસ્યા.

હમીદા અસાવધ નહોતી. સીદીઓ પોતાની પાસે પહોંચીને કાંડું પકડે તે પહેલાં જ હમીદાએ "નાપાક ગુલામ!" કરતાંક આગળ ડગલું ભરીને એક સીદીના કલેજામાં તો કટાર હુલાવી દીધી!

ચાર સીદીઓ અને એક ઓરત! બીજી જ ક્ષણે હમીદા મ્હાત થઈ ગઇ અને પોતાની જ કટારનું તે બલિદાન બની!

(૫)

અને છેલ્લે સુલેમાન રૂપમતીના મહેલમાં દાખલ થયો.

રૂપમતી સ્વપ્નસૃષ્ટિમાં મહાલી રહી હતી. તે બારણાંનો ધબધબાટ સાંભળીને જાગી અને બોલી ઉઠી: "કોણ છે?"

સુલેમાન બોલ્યો: "બહાર આવો, સુલ્તાનનો રૂક્કો આવ્યો છે."

"સુલ્તાનનો રૂક્કો આવ્યો છે?" રૂપમતી સફાળી ઉઠી અને બારણું ખોલતી બોલી: "સુલ્તાન ક્યાં બિરાજે છે સુલેમાન? સુલ્તાન હવે માંડવમાં ક્યારે પધારવાના છે?"

સુલેમાને જવાબ આપ્યો: "સુલ્તાન ક્યારે પધારવાના છે તે હું નથી જાણુતો, પણ અકબરનો હવસખોર સરદાર અદ્દહમખાન માંડવ તરફ આવી રહ્યો છે, તેથી સુલ્તાને મારા પર રૂક્કો મોકલ્યો છે......"

"કોણ લાવ્યું છે એ રૂક્કો?"

"તમારા ભાઈ ગોવિંદદાસ."

"ગોવિંદ આવ્યો છે? ક્યાં છે તે?"

"મારી કેદમાં છે!"

"કેદમાં?" રૂપમતી ચોંકી ગઈ: "તેને કેદમાં પૂરવાનું શું કારણ છે?

" તેનું કારણ તમે આ રૂક્કાનું ફરમાન જાણશો ત્યારે સમજાશે."

" તેમાં શું ફરમાવ્યું છે ?"

" મોગલ સરદાર અદ્દહમખાનના પંજામાં પડ્યા પહેલાં બધી તવાયફો, બેગમો અને તમને પણ કત્લ કરી નાંખવાનું તેમાં ફરમાન છે !"

પોતાના ભયંકર શબ્દોની શી અસર રૂપમતી પર થાય છે તે જોતો સુલેમાન તેને તાકી રહ્યો.

રૂપમતી તેના શબ્દો સાંભળીને ક્ષણભર મૂઢ સરખી બનીને ઊભી. બીજી ક્ષણે બાઝની અદશ્ય મૂર્તિ આવીને તેની આંખો સામે ઊભી. બાઝની સ્નેહતરસી આંખો અને રૂપમતીની દર્શન-તરસી આંખો વચ્ચે જાણે તેજનો સ્થંભ બંધાઇ ગયો.

એ અદશ્ય મૂર્તિને સંબોધતી રૂપમતી બોલી : " પ્યારા બાઝ ! તમારી સેવા અને તમારા પ્રસન્ન વદનનું દર્શન જો હવે હમેશને માટે અળપાઇ જવાનું જ હોય, તો આ જીવનનો કશો જ ઉપયોગ નથી. આ જીવનને ખતમ કરવાને તમે લોખંડી કટારને મારી મદદે શામાટે મોકલી ? તમારી ઇચ્છા—તમારી આજ્ઞા થતાં જ મારું પ્રાણપંખી ઊડી જવા તૈયાર છે, મને કશાય શસ્ત્રાસ્ત્રની મદદની જરૂર નથી...પણ બાઝ ! તમે હવે ક્યાં મળશો, ક્યારે મળશો ?"

સુલેમાન રૂપમતીને નિહાળતો, તેના મનોગત પણ સ્ફુટ ઉદ્દગારોને સાંભળતો અવાક્ ઊભો હતો. રૂપમતીની શાંતિ અને સ્વસ્થતા તેને અજબ લાગતી હતી.

રૂપમતીએ સુલેમાનને પૂછ્યું : " સુલ્તાન અત્યારે ક્યાં હશે ?"

" શી ખબર ? ખાનદેશ તરફ જતાં તેમણે ગોવિંદદાસ સાથે આ રૂક્કો મોકલ્યો છે."

" ત્યારે તો તેમની પાસે જઇ પહોંચવાનો કોઇ માર્ગ નથી : તેમનું છેલ્લું દર્શન કરીને તરસ છીપાવી શકાય તેમ નથી..."

"અહીંથી જીવતાં જવાની વાત જ ન બોલો, બાઈ! સુલ્તાનનું ચોખ્ખું ફરમાન છે."

"એ ફરમાન મારા શિર પર હો, સુલેમાન!"

અને તુરત રૂપમતી ઘુંટણભેર બેસી ગઇ તથા સુલેમાન સમક્ષ મસ્તક ઝુકાવતી બોલી: "સુલેમાન! હવે વિલંબ કરવાની બિલકુલ જરૂર નથી... સુલ્તાનને મારો માત્ર એટલો સંદેશો કહેજે કે સ્વર્ગમાં કે નરકમાં જ્યાં હું જઇશ ત્યાં તેમની વાટ ઉપર મારી આંખો પાથરીને બેસીશ!"

સુલેમાન સ્તબ્ધ બની ગયો. તવાયફો અને બેગમોનો જીવવાનો તરફડાટ તેણે જોયો હતો; મરવાની આવી તત્પરતા તેણે કોઇમાં જોઇ નહોતી. બીજે સ્થળે તેને ખૂબ શ્રમ ઉઠાવવો પડયો હતો, અહીં તકલીફનું નામ પણ નહોતું. ખાવિંદ પાછળ જીંદગી કુરબાન કરવાના વાતો તેણે ઓરતોને મુખેથી ઘણી વાર સાંભળી હતી પરંતુ એ વાતો કેવળ બનાવટી હતી એવો તેનો અત્યાર-સુધીનો અનુભવ હતો; અહીંનો અનુભવ તેથી ન્યારો જ હતો. ઓરત જાતની વફાદારી તેને મન એક સ્વપ્ન સમાન હતી, પણ અહીં તેને તેનો સાક્ષાત્કાર થતો હતો.

રૂપમતીની જીવ આપવાની તત્પરતાએ સુલેમાનના દિલને હચમચાવી મૂકયું. સાથેના સીદીઓ પણ આ જોઇને સ્તબ્ધ બની ઊભા. બેગમોની સરખામણી રૂપમતી સાથે સુલેમાનથી સહજ કરાઈ ગઇ અને રૂપમતીનો બાઝ ઉપરનો પ્રેમ તેને અપૂર્વ જણાઇ આવ્યો. આવી વફાદાર ઓરત હોઇ શકે તેવી તેને કલ્પના નહોતી, પણ આજે તો એવી ઓરત ઉપર તેને કટાર ચલાવવાની હતી!

કટાર તેના હાથમાં જ સ્થિર થઇ ગઈ. હાથ ઉંચો ન થઈ શકયો. આવી ઓરતનો પોતે પુત્ર થઇ શકે તો કેવું સારૂં એવો એક વિચાર તેના દિલમાં ઉગી આવ્યો, પણ તત્ક્ષણ તે આથમી

ગયો. સુલ્તાનનું ફરમાન હતું, રૂપમતીને પણ કત્લ કરવાની હતી; એ દિવ્ય સુંદરીને બચાવવા તે કોઇ રીતે શક્તિમાન નહોતો. તે લાચાર હતો. તેનું દિલ રડી ઉઠ્યું.

"કેમ વાર કરે છે, સુલેમાન?" રૂપમતીએ ઉંચું જોઈ પૂછ્યું. સુલેમાનની આંખોમાં તેણે આંસુ જોયાં.

"માઇ!" સુલેમાનથી આગળ ન બોલી શકાયું.

"તું શાને રડે છે, સુલેમાન? રડવાનું તો મારે છે કે હું બાઝ બહાદુરના છેલ્લા દર્શનથીય વંચિત રહું છું. તે કેવાય સંકટમાં હશે, તે વખતે પણ હું તેમની સેવામાં પહોંચી શકું તેમ નથી.........."

"સુલેમાન! સુલેમાન!" દૂરથી ઓચિંતી કોઇની હાક સંભળાઈ.

સુલેમાને આંગણામાં પ્રસરેલા અંધકારમાં આંખો દોડાવી.

"સુલેમાન મિયાં! થોભો જાઓ!" તેણે ફરીથી સાંભળ્યું.

થોડી ક્ષણોમાં ત્યાં સુંદર આવી પહોંચ્યો. તેની સાથે બાઝના ચાર સૈનિકો પણ હતા. સુંદરે સુલ્તાનનો રૂક્કો અને પરવાળાની વીંટી કાઢીને સુલેમાનના હાથમાં મૂકયાં. રૂક્કામાં ફરમાવ્યું હતું: "રૂપમતીને બેજાન કરીશ નહિ અને ગોવિંદ તથા સુંદર સાથે તેને બુરહાનપુર તરફ રવાના કરજે."

તુરત સુલેમાન રૂપમતીના ખોળામાં માથું મૂકતો પડયો અને આનંદથી રડયો.

  

# પ્રકરણ ૧૯ મું . . . . . . . પ્રવાસી પંખીડાં

(૧)

**મ**હેલમાં ચાલી રહેલા આ કારમા પ્રકરણથી રાધા અને લલિતા જાગી ગઇ હતી અને આ બધો પ્રકાર જોતી ભયથી થરથરી રહી હતી. એ થોડી ક્ષણોમાં તેમની આંખોએ અનેક વાર લાલપીળાં જોયાં હતાં, પરંતુ એ પ્રકરણનો અંત તેમણે એવો જોયો હતો કે જેથી તેમનો ભય શમી ગયો.

સુલેમાને હવે રૂપમતીના પ્રવાસની તૈયારી કરવા જવા રૂપમતીની રજા માંગી, પણ રૂપમતીએ કહ્યું: “સુલેમાન! કશી ખાસ તૈયારી કરવાની નથી. ચોતરફ દુશ્મનનો ભય પ્રસરેલો છે, તે વખતે અમે ઓળખાઇ ન જઇએ તે માટે ગુપચુપ મુસાફરી કરવા માંગીએ છીએ. રથની, ઘોડાની, વળાવિયાની, કે વધુ પડતી સામગ્રીની એવી કશી જરૂર નથી. ગોવિંદ અને સુંદર મારી સાથે હોય એટલું જ પૂરતું છે. ગોવિંદને અહીં મોકલજો, સુલેમાન!”

“અમે તમારી સાથે આવીશું.” રાધા અને લલિતાએ કહ્યું.

રૂપમતીએ જરા વિચાર કર્યો અને કહ્યું: “ભલે, તમે પણ તૈયાર થાઓ.”

સુલેમાન બોલ્યો: “પણ માઇ! સાઠ કોસની પગપાળી મુસાફરી તમારાથી થઇ શકશે?”

“હા! ઘોડાવેગે હું સુલ્તાન પાસે પહોંચી જઇશ, તું જરાએ ચિંતા ન કરીશ.” રૂપમતીએ ઉત્સાહપૂર્વક જવાબ આપ્યો.

બાઝ ગયો ત્યારથી રૂપમતી માલણ તો બનેલી જ હતી અને અત્યારે પણ તેણે એ જ વેશે ચાલવા માંડયું. રાધા અને લલિતાએ પોતાનાં જૂનાં પરકમ્માવાસીનાં કપડાં પહેરીને રૂપમતીનો

સાથ કર્યો. ગોવિંદ તથા સુંદર સૈનિકો તરીકે ન ઓળખાય તે માટે છૂપાં હથિયારોમાં માત્ર એક એક કટાર સાથે લઇને બહેનનું રખવાળું કરવા સાથે ચાલ્યા. પગપાળા જાત્રાળુઓની સાથે હોવી ઘટે એટલી જ સામગ્રી માત્ર તેમણે સાથે લીધી.

સૂર્યોદય થાય તે પહેલાં તો તેઓ માંડવનો પહાડ છોડી ગયાં. ઠેઠ તળેટી સુધી સુલેમાન સાથે ચાલ્યો અને ત્યાંથી તે આંસુભરી આંખે પાછો ફર્યો.

(૨)

ગોવિંદ અને સુંદર રાધા—લલિતાને રૂપમતીની પાસે જોઇને આશ્ચર્ય પામી ગયા હતા. બેઉ બહેનો અહીં કેવી રીતે આવી પહોંચી હતી અને શામાટે રહી હતી તેની તેમને કશી ખબર નહોતી. તેમનો પિતા તેમને શોધતો ચોમેર ભટકતો હતો તેની એ બહેનોને ખબર હતી કે નહિ તે વિષે તેમને પૂછી જોવાનો અવકાશ મળ્યો નહોતો.

માંડવની તળેટી છોડી એટલે તેમણે ચાલતાં ચાલતાં એ વિષે રૂપમતીને પૃચ્છા કરી અને નંદદાસ સારંગપુર આવ્યો હતો તે વિષે વાત કરી. રૂપમતીએ બેઉને ચેતાવ્યા: "જોજો, રાધા અને લલિતાને એમના બાબા વિષે કશીય વાત કહેશો નહિ. નંદદાસનું નામ સાંભળતાં જ તેઓ ગભરાઈ જાય છે."

બે દિવસના સતત પ્રવાસ પછી તેઓ નર્મદાને કિનારે પહોંચ્યાં, પણ સામે કિનારે જવા માટે નાવ મળી શકતું નહોતું. મોગલ સેના એ બધા પ્રદેશમાં ફરી વળી હતી. બધાં નાવો સૈનિકોએ કબજે કરી લીધાં હતાં અને સૈનિકોની ટુકડીઓ નદીમાં ભમતી હતી. બાઝ બહાદુર એ દિશામાં નાઠો છે એવી બાતમી પરથી તેઓ બેઉ કિનારા પરનાં ગામડાંમાં, તીર્થોમાં અને મંદિરોમાંથી તેને શોધી કાઢવાને મથતા હતા. માંધાતા થઇને ઓંકારેશ્વર જવા ઇચ્છતાં પચાસેક જાત્રાળુઓ નર્મદાને ઉત્તર

કેનારે રોકાઇ રહ્યાં હતાં. રૂપમતીએ પણ એ જાત્રાળુઓ સાથે જ
ડાવ નાંખ્યો અને નાવ છૂટાં થવાની સૌની સાથે રાહ
જોવા માંડી.

અહીં કેટલો વખત રોકાઈ રહેવું પડશે તેનો કશો હિસાબ
હોતો. નાવિકો નાવડાં ગુમાવીને એ દિવસથી નવરા બેસી રહ્યા
તા અને આમતેમ ભટકી દહાડો ગાળતા હતા. વખત જતો હતો
અને નર્મદા ઊતરવા ઇચ્છતાં પ્રવાસીઓ તથા જાત્રાળુઓની સંખ્યા
ધતી જતી હતી.

રૂપમતી બેવડી ચિંતામાં પડી હતી. એક ચિંતા હતી પોતાના
થા પોતાનાં માણસોના રક્ષણની; બીજી ચિંતા હતી બાઝ પાસે
તાવળે પહોંચી જવાની. બાઝ અને રૂપમતીની વચ્ચે નિમાડનો
સ્તીર્ણ રણસમો પ્રદેશ પડ્યો હતો તે ઓળંગવાનો હતો અને
પૂર્વે નર્મદામૈયા માર્ગ રોકીને બેઠાં હતાં તે ક્યારે માર્ગ
આપશે એ જ એના મનની મુખ્ય ઝંખના હતી.

નદીકાંઠાના ખુલ્લા પ્રદેશમાં ઝાડ, કરાડ કે ટેકરી જે કાંઇ
ળે તેની ઓથે જાત્રાળુઓ છૂટીછવાઇ ટોળીઓ બાંધીને પડ્યા
તા. કોઇએ નાની રાવટીઓ ઊભી કરી હતી, કોઇએ છત્રીઓ
ખોડી હતી, કોઈ એવાં સાધન વિનાનાં હતાં તેઓને માટે માત્ર
આકાશનો જ તંબૂ હતો અને નીચે ધરતીનું આસન હતું. પગપાળી
મુસાફરી હોવાથી રૂપમતીએ સાથે રાવટી–છત્રી જેવું કોઈ સાધન
રાખ્યું નહોતું. તેઓ માત્ર એક ઝાડ હેઠળ પડાવ નાંખીને રહ્યાં
અને પાસેનું ભાથું ખાઇને ચલાવ્યું. રાત પડી એટલે તાપણું
સળગાવી તેના અજવાસમાં તેઓ વાતો કરતાં બેઠાં.

રૂપમતીએ કહ્યું: "ગોવિંદ ! મેં તને અને સુંદરને અહીં
મોકલવા બાઝ બહાદુરને કહ્યું હતું તે સમાચાર તમને
મળ્યા જ હશે."

"મળ્યા'તા, પણ તેં તો લડાઇ પૂરી થયે અમને મોકલવા
કહ્યું હતું એમ સુલ્તાન કહેતા હતા. વચમાં આ કામ પ્રસંગે

અમારે એક પછી એક અચાનક આવવાનું થયું છે." ગોવિંદે જવાબ આપ્યો.

"પણ તમને હજી ખબર નથી કે મેં તમને શામાટે બોલાવ્યા હતા. તમને એ વાત કહેવાને મને અત્યારસુધી અવકાશ કે નિરાંત મળ્યાં નથી. હવે હું તે તમને કહું છું."

"કહે."

"આ બેઉ બહેનોને તમારે જીંદગીભર આશરો આપવાનો છે."

ગોવિંદ અને સુંદર કાંઇ સમજ્યા ન હોય તેમ બહેનના વદન ભણી મૂગા મૂગા તાકી રહ્યા.

રૂપમતીએ આગળ કહ્યું: "ન સમજ્યા હો તો સાફ વાત કહું કે તમો બેઉ ભાઇઓએ આ બેઉ બહેનોને પરણવાનું છે. તમે એકલા છો–તેઓ ય એકલી છે. તમે બેઉ અપૂર્ણ છો, તો તેમને ગ્રહણ કરીને પૂર્ણ થાઓ!"

સુંદર બોલ્યો: "પણ નંદદાસ ગોસાંઇની મરજી તો..."

રૂપમતી વચ્ચે બોલી: "તેમને મન તો આ બેઉ પુત્રીઓ પોતાના ભક્તજીવનમાં વેરણ જેવી છે...તમારે તો એમની સાથે એમની જ ઇચ્છા હોવાથી જીવનસખ્ય જોડવાનું છે."

બેઉ ભાઇઓ કશુંય બોલ્યા નહિ.

રૂપમતીએ આગળ કહ્યું: "તેમની પોતાની ઇચ્છાથી આ હું તમને કહું છું; એટલે એ બેઉ વૈષ્ણવ કન્યાઓને તમે તમારી પત્નીઓ કરી તેમને જીવનમાં દોરનારા થાઓ!"

રાધા અને લલિતાનાં વદન તાપણાના તેજમાં વધુ ને વધુ દીપ્તિમાન થતાં જતાં હતાં.

ગોવિંદ બોલ્યો: "બહેન! આ યુદ્ધનો મામલો પૂરો થશે એટલે અમે બેઉ તારી આજ્ઞા પ્રમાણે કરીશું..."

"ભલે તેમ, પણ આજથી અમે તો......" રાધા આગળ બોલતાં અટકી ગઈ.

રૂપમતીએ હસીને કહ્યું: "હા, હા, આજથી જ તમે તેમની અને તેઓ તમારા, એમ જ કહેવું છે ને તમારે? મારો તમને બેઉ દંપતીને આશીર્વાદ છે કે એક બીજાનાં સુખદુ:ખમાં ભાગ લેતાં તમે ચિરાયુ: થાઓ!"

ચારે વદન પ્રસન્ન થયાં, અપ્રસન્ન થયો માત્ર આકાશમાંનો ચંદ્ર, જેણે તે જ ક્ષણે વાદળાંમાં મ્હોં છુપાવી દીધું.

સ્હવાર પડ્યું પણ નાવડાં પાછાં આવેલાં દેખાયાં નહિ. આમ ક્યાંસુધી પડ્યાં રહેવું પડશે તેની સૌને ચિંતા થતી હતી. ગોવિંદ અને સુંદર નર્મદા ઊતરવાને કાંઇ બીજો માર્ગ ખોળતા હતા, પણ તેમને નિરાશા મળી. નજીકના કોઇ સ્થળે નર્મદા પગે ચાલીને પાર કરી શકાય એવું છીછરૂં ઊતરાણ નહોતું.

સુંદરને એક યુક્તિ સૂઝી અને તેણે તે ગોવિંદને કહી. ઝાડની ડાંખળીઓ કાપીને તેનો ત્રાપો બનાવવાનો વિચાર તેને સૂઝ્યો હતો. સૌને લાગ્યું કે વિચાર સરસ હતો. ગોવિંદ અને સુંદરે ઝાડ પર ચડીને નાના સોટા કાપી નીચે નાંખવા માંડ્યા અને રાધા–લલિતાએ તેને એકઠા કરી ત્રાપાના આકારે બાંધવા માંડ્યા. બપોર ચડતાં સુધીમાં જાણે જળપાર થવા માટેની તારણનૌકા જ તૈયાર થઇ ગઈ.

નર્મદાના પાણીમાં તે ઊતારતાં લાગ્યું કે પાંચ માણસનો ભાર એ નૌકા ઝીલી શકે તેમ નથી, એટલે પહેલાં રૂપમતી, રાધા અને લલિતાને નૌકા ઉપર ચડાવવામાં આવી અને નૌકા ચાલવા લાગી. ધીરેધીરે તેઓને નદીપાર થતાં બીજા જાત્રાળુઓ જોઇ રહ્યાં અને તેમને પણ નાવને અભાવે આ યુક્તિ સરસ લાગી.

સામે તીરે પહોંચ્યા પછી લલિતાએ નૌકા પાછી આ કાંઠે લાવવાની હતી અને સુંદર તથા ગોવિંદ સાથે તેણે પાછા ફરવાનું હતું.

પણ...પણ...તેમણે જોયું કે નૌકા સામે કિનારે પહોંચતાં જ મોગલ સૈનિકોની એક ટોળી એકાએક ત્યાં આવી પહોંચી હતી અને તેઓ ત્રણેને ઘેરી વળ્યા હતા!

ગોવિંદ અને સુંદર ચોંકી ગયા. સામાન્ય વસતીને, જાત્રાળુઓને કે મુસાફરોને મોગલ સૈનિકો હેરાન કરતા નહોતા, તેથી તો બધા જાત્રાળુઓ નદીકાંઠે નિર્ભય રીતે પડાવ નાંખી રહ્યા હતા, અને તેમની સાથે રૂપમતીની મંડળી પણ નિર્ભય રહી શકી હતી; પરંતુ જ્યારે આ ત્રણેને મોગલ સૈનિકોએ ઘેરી, ત્યારે બેઉ ભાઈઓને વહેમ પડયો કે કદાચ રૂપમતીને કોઈએ ઓળખી હોય!

નાવ પાછું આવે તેવો હવે સંભવ જ નહોતો. વધુ રાહ જોવાનું હવે પરવડે તેમ નહોતું. સુંદરે કહ્યું: "ભાઈ! વિચાર કરવાનો વખત નથી; જલ્દી દોડી પહોંચવું જોઈએ!"

તત્ક્ષણ નદીના વહેણમાં બેઉ કૂદી પડયા અને ઝડપથી તરીને પાણી કાપતા સામે કિનારે પહોંચી ગયા.

જે ભયની તેમણે કલ્પના કરી હતી તે ભય સાચો હતો. મોગલ સૈનિકોમાંના એકે રૂપમતીને ઓળખી હતી અને તેથી જ તેઓએ તેને ઘેરી હતી. નદીપાર થઈને ગોવિંદ તથા સુંદર પાણી-નીતરતે કપડે દોડયા અને તેમણે પડકાર કર્યો: "ઓ હેવાનો! સ્ત્રીઓને હેરાન કરતાં શરમાતા નથી?"

તત્ક્ષણ ચાર મોગલ સૈનિકો હાથમાં ખુલ્લી તલવારો સાથે ગોવિંદ તથા સુંદર તરફ ધસ્યા. એકે કહ્યું: "દૂર રહેજો જુવાનો! એ સ્ત્રીઓ કોણ છે તે અમે જાણીએ છીએ! જો જીવ બચાવવો હોય તો તમે તમારે માર્ગે ચાલ્યા જાઓ, પણ રૂપમતીને અમે સરદાર અદ્દહમખાન પાસે જ લઈ જવાના છીએ!"

બેઉ ભાઇઓ ધ્રૂજી ગયા. જે આફતનું બલિદાન થતી બચાવવા માટે તેઓ પોતાની બહેનને બુરહાનપુર લઇ જવા ઇચ્છતા હતા, તે જ આફત અહીં તેમની સામે આવીને ભરખી જવા ડાચું વિકાસી ઊભી હતી !

રૂપમતી, રાધા અને લલિતાની શત્રુઓથી ઘેરાયલી દીન મૂર્તિઓ તેમણે જોઇ અને તેમનું લોહી ઉકળી આવ્યું. દસ સૈનિકો સામે પોતે બે ભાઇઓ શું કરી શકે તેમ છે, તીરે ભર્યાં ભાથાં અને તોતિંગ તલ્વારો સામે પોતાની એક એક કટાર શું કામ આવી શકે તેમ છે, એ કશો વિચાર તેમના ચિત્તમાં આવ્યો નહિ. પારધીની જાળમાં સપડાઈ પરવશ પડેલી પંખિણીઓના બંધ તોડવાની ધૂન પર સવાર થઈને તેઓ, ધસી આવતા મોગલોની સામે કટારો ખુલ્લી કરીને દોડયા અને માત્ર એક જ ક્ષણમાં કપાઇને બહેનના પગ આગળ પડયા !

ત્રણે પંખિણીઓ એ અસહ્ય દશ્ય જોઇને મૂચ્છિંત થઈ રેતીમાં ફસડાઈ પડી.

જળ એકસરખો ખળખળ નાદ કરતાં વહેતાં હતાં. મોગલોએ બેઉ ભાઇઓનાં મુડદાંને ઉંચકીને એ જળમાં ફેંકી દીધાં ત્યારે પણ જળનિનાદ એવો જ હતો, અને જ્યારે ત્રણે અચેતન સૌંદર્યપ્રતિમાઓને નાવ પર ચડાવીને મોગલ સૈનિકો પાછી ઉત્તર કિનારે લઇ ગયા ત્યારે પણ નર્મદામૈયાનાં જળ એ જ અવિકૃત નાદ કરી રહ્યાં હતાં.

* * *

# પ્રકરણ ૨૦ મું . . . . . . . . ન્યોછાવરી

(૧)

સારંગપુરના યુદ્ધ પછી અદ્દહમખાન અને પીરમહમદે તુરત ઉજ્જન અને શુજાઉલપુર ઘેર્યાં હતાં અને લૂંટયાં હતાં. ત્યાં કોઇએ તેમનો સામનો કર્યો નહોતો કે યુદ્ધ આપ્યું નહોતું. ત્યાંથી માળવાને વીંધીને મોગલ સેનાએ સીધી માંડવ તરફ ઉતાવળે કુચ કરી હતી.

બાઝ કઇ દિશામાં નાઠો હતો, તેની સાથે કેટલું લશ્કર હતું, એ વિષે કશી બાતમી મળી નહોતી. પહેલાં અદ્દહમખાનને લાગતું હતું કે માળવાને પૂરેપૂરૂં જીતવા માટે છેલ્લું યુદ્ધ માંડવમાં જ લડવું પડશે, પરંતુ એક દિવસ તેણે બાતમીદારો પાસેથી જાણ્યું કે બાઝ નર્મદાની પેલે પાર ગયો છે ને કયાંક ભરાઇ બેઠો છે. તેણે સૈનિકોને નર્મદાના કાંઠા પર બાઝને ઢૂંઢવા મોકલ્યો અને પોતે માંડવ તરફ આગળ વધવા માંડયું.

માંડવ થોડુંક દૂર રહ્યું ત્યારે તેણે જાણ્યું કે બાઝના માંડવના માંડવાને વીંખી નાંખવામાં આવ્યો છે. બાઝના મહેલો-માંની બધી સ્ત્રીઓની કત્લ કરી નાંખવામાં આવી છે ! બાઝ નર્મદાના કાંઠા પર નથી પણ તેથી ઘણે દૂર ચાલ્યો ગયો છે અને ત્યાંથી તેણે સ્ત્રીઓની કત્લ કરવાનું ફરમાન મોકલ્યું હતું જેનો અમલ થઇ ગયો છે.

અદ્દહમખાન એ સાંભળીને નિરાશ થઇ ગયો. માળવાને લૂંટવા કે બાઝને પકડવા કરતાં તેને વધુ રસ તો હતો માંડવમાં બેઠેલા મોહિનીઓના ટોળામાંથી થોડી મનમાની લૂંટ મેળવી લેવાનો. તે રસ એકદમ હરી ગયો. તેને માંડવની પરસ્તાન સરખી રોનક જોવી હતી, માણવીય હતી. પરંતુ પરીઓ વિનાના પરસ્તાનમાં તેને હવે રસ પડે તેમ લાગ્યું નહિ.

એટલામાં જીવતી પકડાયલી રૂપમતી, રાધા અને લલિતા તેની સમક્ષ રજુ થઇ અને તેનો ચહેરો ખીલી ઉઠ્યો. તેણે ખુદાનો અહેશાન માન્યો કે સરસમાં સરસ લૂંટ તેણે ચૂંટી કાઢીને જ તેને પહોંચાડી હતી.

માંડવમાં પોતાની સાથે હવે પીરમહમદ હોય એ વાત તેને ગમી નહિ. તેણે તેને કહ્યું: "પીરસાહેબ! બાઝ દૂર દૂર નેમાડમાં નાઠો છે તેને પકડ્યા વિના આપણી માળવાની ફતેહ અધૂરી રહેશે, માટે તમે અર્ધું લશ્કર લઇને નર્મદા પાર જાઓ, અને હું માંડવનો કબજો કરવા જઉં છું."

પીરમહમદને એ ગોઠવણ બરાબર લાગી એટલે તે નર્મદા તરફ આગળ વધ્યો અને અદ્દહમખાન રૂપમતી તથા રાધા–લલિતાને બંધી બનાવી માંડવમાં દાખલ થયો. માંડવમાં વિજેતા તરીકે અદ્દહમખાનનો સત્કાર તો થાય તેમ જ નહોતું, અને તેનો સામનો કરવાય કોઇ આગળ ન આવ્યું. સેનાએ ફરી વળીને સોનગઢના કેલ્લાનો, ખજાનાનો અને મહેલોનો કબજો લીધો. રૂપમતીને તથા રાધા–લલિતાને તેણે લાલ મહેલમાં જ કેદ કરીને ઉપર સખ્ત પહેરો મૂક્યો.

(૨)

ત્રણ–ચાર દિવસ પૂર્વે બાઝને મળવા જવાને જે સ્થાન રૂપમતીએ ઉમંગથી છોડ્યું હતું, તે જ સ્થાનમાં તેણે ભારે હૃદયે પ્રવેશ કર્યો અને તે દુશ્મનની કેદી બની. હારબંધ ટીંગાઇ રહેલી અને ચીમળાઈ–સુકાઇ ગએલી પુષ્પમાળાઓ કરતાંય વધારે ચીમળાઇ ગએલું ઉજ્જડ તેનું વદનકમળ બની ગયું હતું. 'બાઝ–બાઝ' ને ઝંખતા દિલમાં હવે નિરાશાનાં ઝાંખરાં ઉગી નીકળ્યાં હતાં. તે વ્યથાના ઉચ્છ્વાસ લેતી હતી અને રૂધિરને બાળતી અગ્નિજ્વાળાના નિઃશ્વાસ મૂકતી હતી.

બેગમો તથા ઘણીખરી ગાયિકાઓ કત્લ થઇ ચૂકી હતી અને બાકીની નાસી છૂટી બચવા પામી હતી; ત્યારે પોતે અણીને વખતે જીવતી રહી શકી અને બાઝને મળવા જવા માટે વિદાય થઈ શકી તેથી તે પ્રભુનો કેવો પાડ માનતી હતી! અને અત્યારે તે એ કત્લ થએલી સુંદરીઓને પોતા કરતાં વધારે ભાગ્યશાળી માનતી હતી!

"પ્રભુ! શત્રુની કેદમાં પુરવા માટે શું તેં મને જીવતી રાખી? ભાઇઓને મારી નજર સમીપે મરાવી નાંખવા માટે જ મને પોતા પાસે બોલાવવાની તેં બાઝને પ્રેરણા કરી હતી? શું મારા પ્રતિનો બાઝનો પ્રેમ અને પક્ષપાત તારાથી ન સંખાયો કે તેં મને આ સ્થિતિમાં મૂકી?! સુલેમાન! તું સૌને કત્લ કરીને છેલ્લો મારી પાસે કેમ આવ્યો? શામાટે સૌથી પહેલાં તારી કટાર મારા કાળજામાં જ હુલાવી દેવા તું વહેલો ન આવ્યો?"

રૂપમતી એમ દિલમાં જ રડતી હતી, ત્યારે રાધા–લલિતાનાં દિલ અને આંખો બેઉ રડતાં હતાં. તેમનાં દિલ પર ગોવિંદ–સુંદરના મૃત્યુએ કારમી ચોટ લગાવી હતી. તેમની બધી આશાઓ હવે ધૂળમાં મળી ગઈ હતી. મોગલ સૈનિકોએ એ બેઉ ભાઇઓને મારી નાંખ્યા તે જ વખતે પોતાને પણ મારી નાંખી હોત તો કેવું સારૂં થાત એમ તેમના મનને થયા કરતું હતું; એ ભાઇઓનો સાથ ઇહલોકમાં તો ન થયો પણ મૃત્યુ દ્વારા પરલોકમાં તો થાત! તેમની પેઠે જ પોતે પણ મોગલ સૈનિકોનો સામનો કર્યો હોત તો તેમના જેવું જ મરણ પોતાને પણ લાધ્યું હોત, પણ તેમણે તેમ ન કર્યું અને હવે તેમને પસ્તાવો થતો હતો. આ જીવન કરતાં તે મૃત્યુ તેમને મન વધારે મીઠું હતું. હજી પણ તેઓ મૃત્યુને ઝંખતી હતી, પરન્તુ ક્યાં હતું મૃત્યુ? હવે પોતાની શી સ્થિતિ કરવામાં આવશે તેની તેમને ખબર નહોતી. જો કોઇ રીતે મૃત્યુને ખેંચી આણી શકાય તો તેમને તે ઇષ્ટ હતું, પણ તેમ કેવી રીતે કરી શકાય!

"રૂપમતી બહેન!" રાધાએ પૂછ્યું: "હવે આપણું શું થવાનું?"

"શા ખબર બ્હેન ! રૂપમતી બોલીઃ "મોગલ સરદારો નિર્દય હોય છે એમ મેં સાંભળ્યું છે..."

"તો બહુ સારૂં, આપણને તે જરૂર મારી નાંખશે." લલિતાએ ઉત્સાહભેર કહ્યું.

"હું તેમ ધારતી નથી." રૂપમતી બોલી.

"ત્યારે ?" રાધાએ ચિંતાતુર વદને પૂછયું.

"લશ્કરે કરેલી લૂંટની સાથે આપણને પણ લૂંટનો જ અસબાબ ધારીને આગ્રે લઈ જવામાં આવે, ને ત્યાં અકબર બાદશાહ સમક્ષ રજૂ કરવામાં આવે એવો વધુ સંભવ છે." રૂપમતીએ કહ્યું.

"અરરર ! અને પછી બાદશાહ આપણી કેવી દશા કરશે ?" રાધાએ ભયાતુર થતાં પૂછયું.

"તેની ય શી ખબર પડે ? અકબરશાહ શાણો તો કહેવાય છે, પણ લૂંટમાં મળેલી સ્ત્રીઓનું તે શું કરે છે તેની મને ખબર નથી..."

"આપણે કોઇને પૂછીશું ?" લલિતાએ સૂચવ્યું.

"કોને પૂછીએ ? આપણ કેદીઓ સાથે વાત કોણ કરે ?" રાધા બોલી.

પોતે લાલ મહેલમાં છે પણ કેદીની સ્થિતિમાં છે એ ભાન લલિતાથી ભૂલી જવાયું હતું, તે પાછું જાગ્રત થયું અને તે સમસમીને મૂગી બેસી રહી.

આમ રોદનમાં, નિઃશ્વાસોમાં, ભૂતકાળની ઘટનાઓના સ્મરણમાં, ભવિષ્યકાળની ચિંતામાં, આશ્વાસન શોધતી વાતચીતોમાં અને શૂન્યમનસ્ક બનીને મૂગામૂગા બેસી રહેવામાં તેમનો દિવસ જતો હતો. ભોજન તૈયાર હતું પરંતુ ભૂખ–તરસની લાગણી જ ગુમ બની ગઇ હતી. શરીર થાકેલાં હતાં, પરંતુ મન આરામ માટે પથારીમાં પડવા દેતાં નહોતાં. નવી સ્થિતિનું આક્રમણ એટલું

ઓચિંતું અને અકલ્પ્ય હતું કે તેની ચમક તેમનાં ચિત્તમાંથી ખસતી નહોતી.

દિવસ વીત્યો અને રાત પડી. પહોર રાત વીતી એટલે બે મશાલચીઓ અને ચાર સશસ્ત્ર અંગરક્ષકોને સાથે લઇને સરદાર અદ્દહમખાન લાલ મહેલમાં આવ્યો. પથારી પર પડીને આળોટતી, તરફડતી, નિઃશ્વાસો નાંખતી રૂપમતી એ ખબર સાંભળીને ચોંકી ઉઠી. તે સ્વસ્થ થાય તે પહેલાં તો અદ્દહમખાન તેના ઓરડામાં આવીને ઊભો.

"રૂપમતી! તબિયત તો સારી છે ને?" અદ્દહમખાને પલંગ પર બેસતાં પૂછયું.

રૂપમતી દૂર ખસીને સોડિયું વાળતી દિવાલને અઢેલીને બેઠી. તેણે કશો જવાબ ન આપ્યો.

અદ્દહમખાને જોયું કે ખંડના દૂરના ખૂણામાં બે છોકરીઓ લપાઇને ગુપચુપ બેઠી છે. તેણે એક અંગરક્ષકને આજ્ઞા કરીઃ "એ છોકરીઓને બીજા કમરામાં લઇ જા."

રાધા–લલિતાને ત્યાંથી લઇ જવામાં આવી. અંગરક્ષકો અને મશાલચીઓ બહાર રહ્યા એટલે પૂર્ણ એકાંત જોઇને અદ્દહમખાન બોલ્યો: "રૂપમતી! બાઝને મળવા જતાં મેં તને પાછી આણી છે તેથી તું નારાજ થઈ હશે તે હું સમજુ છું. પણ જો, તને નારાજ કરવાનો મારો ઇરાદો નથી. તારી ખુશાલીમાં હું મારી ખુશાલી માનું છું, તને જરાએ તકલીફ પડે તેમાં હું મારી તકલીફ સમજું છું. હું તને જરાએ હેરાન કરવા ઇચ્છતો નથી..."

"એ તમારો અહેશાન છે, સરદાર! અકબરશાહના સરદારને એવુંજ વર્તન છાજે."

"તને આ કેદખાનું અણગમતું હશે; પરંતુ હું લાચાર છું, કારણકે તું મારી કેદી નથી; જેનો હું એક નોકર છું તે અકબરશાહના ફરમાન મુજબ તને મારાથી છૂટી રાખી શકાય નહિ."

"યુદ્ધનો એવો કાયદો હોય છે તે હું સમજું છું. તે માટે હું તમારો વાંક કાઢતી નથી. મારૂં દુર્ભાગ્યજ જ્યારે ઉલટયું છે ત્યારે તમારા જેવા યુદ્ધે ચડેલા સરદારનો દોષ કાઢયે શું વળે?" રૂપમતીએ કહ્યું.

"તારા ગાયન–વાદનના ઇલ્મની ઘણીઘણી તારીફ મેં આગ્રામાં સાંભળી હતી. આજે એકાદ ચીજ તું મને સંભળાવે તો મોટો અહેશાન થાય, રૂપમતી!"

"માફ કરો સરદાર! આ દિલમાંથી હવે ગાયન નીકળે તેમ નથી, આ કંઠમાંથી સ્વર સ્ફુરે તેમ નથી, આ કેદખાનામાં હવે ગાનતાન તો વિલાપનાં જ હોય, ત્યાં તમે મને કોઇ ચીજ સુણાવવાનું ન કહો!"

"એમ નારાજ ન થા અને મને નારાજ ન કર, રૂપમતી! તારી ઇચ્છા હોય તો આ કેદખાનાને હું રંગમહેલ બનાવી દઉં, પછી તો તું ગાઇશ ને?"

"કોઇ પણ મહેલ કેદખાનું બની શકે છે, કોઈ પણ મહેલ રંગમહેલ બની શકે છે, તે હું સમજું છું; પણ દિલમાં રંજ હોય ત્યારે રંગમહેલ પણ કેદખાનુંજ બને છે."

"પણ તારા દિલને હું રંજથી નહિ, રંગથી ભરી દેવા માગું છું. પછી તો આ રંગમહેલ બનશે ને? સાંભળ રૂપમતી! તારી મેં તારીફ સાંભળી ત્યારથી મારા કાન તારૂં ગાયન સાંભળવા તડપતા હતા, મારી આંખો તારી ખૂબસુરતી નિરખવા તડપતી હતી, પરંતુ તને જોયા પછી મારૂં દિલ તારે માટે તડપી રહ્યું છે; એ દિલનો રંગ તારા દિલમાં પણ ખીલી નીકળેલો જોવા હું ઇચ્છું છું, તે મારી દરખાસ્ત તું સ્વીકારી લે અને મને અહેશાનમંદ કર!"

"ચૂપ રહો, સરદાર!" રૂપમતી ગુસ્સાથી બોલી: "બાઝ સિવાય કોઈની સમક્ષ હું ગાતી નથી, બાઝ સિવાય કોઇના દિલને હું ચાહતી નથી. દિલનો ચાહ કાંઇ ભીખ માંગવાથી મળતો

નથી, ખુશામત કરવાથી મળતો નથી, કેદખાનામાં પૂરવાથી મળતો નથી કે રંગમહેલમાં રમાડવાથી મળતો નથી. અકબરશાહ જે જાણે છે તે શું તેમના તમારા જેવા સરદાર નથી જાણતા ?"

અદ્‌હમખાન હસ્યો અને બોલ્યો : "વાહ ! અકબરશાહને તું ઠીક ઓળખતી લાગે છે, પરંતુ તને ખબર છે કે અકબરશાહ અને હું એ બેઉ એક જ માતાનું દૂધ ધાવ્યા છીએ ? અકબરશાહનો હું સરદાર છું, એ સરદારે જીતેલી લડાઇની તું લૂંટ છે, એ લૂંટની બક્ષીસ હું અકબરશાહ પાસેથી માંગીશ, ત્યારે શું તે મારી માંગણી સ્વીકાર્યા વિના રહેશે ?"

રૂપમતીનું દિલ ધ્રૂજી ઉઠ્યું. અદ્‌હમખાન જીત્યો હતો, બાઝ હાર્યો હતો; બાઝની મિલકત અદ્‌હમખાન લૂંટવા માંગતો હતો અને પોતાને તે ગુલામ બનાવવાનો નિશ્ચય કરીને આવ્યો હોય તેમ રૂપમતીને જણાતું હતું. એ વિચાર આવતાં તે હિંમતથી છતાં નમ્રતાથી બોલી : "સરદાર ! લડાઇ જીતનાર જબરદસ્તીથી કોઇ પણ હારેલા માણસને ગુલામ બનાવી શકે છે, પરંતુ તેથી દિલને નહિ, માત્ર દેહને જ ગુલામ બનાવી શકાય છે. મારા દિલમાં કેટલો રંજ છે તે શું તમે નથી જાણતા ? તમે મારા દિલ પર કેવા ઘા કર્યા છે તેનો તમને ખયાલ નથી ? એ દિલને તમે ગુલામ નહિ બનાવી શકો !"

"મને બધો ખયાલ છે. તને મેં બાઝથી દૂર પકડી રાખી છે, તારા બે ભાઇઓનાં મારા માણસોને હાથે મૃત્યુ થયાં છે, એથી તારા દિલમાં રંજ તો હશે જ; પરંતુ તે તો મારી ફરજને અંગે લાચારીથી મારે કરવું પડ્યું છે. સાચું કહું છું, રૂપમતી ! તને જરાએ દુઃખ થાય તેમ કરવાની મને જરાએ ઇચ્છા નહોતી અને હજી પણ નથી. જબરદસ્તીથી દિલ નથી જીતી શકાતું, તેટલા માટે તો હું તારી પાસે અરજ ગુજારવા આવ્યો છું ને !"

"જબરદસ્તી કે અરજ દિલને નહિ વટલાવી શકે, માત્ર દેહને કેદ કરી શકશે, ગુલામ બનાવી શકસે, ખૂંદી–કચડી શકશે. મારી ખૂબસુરતીની તમે તારીફ કરો છો, મારૂં ગાણું સાંભળવાનો તમને શોખ થયો છે, પરંતુ એ ખૂબસુરતી અને એ ગાણું ખાકનાં બનેલાં છે અને તમે પોતે પણ ખાક ક્યાં થવાના નથી ? પરંતુ તમે જો જબરદસ્તી કરશો તો ખુદા નારાજ થશે, તમારી ફતેહ ઉપર પણ તે લ્યાનત વરસાવશે. માટે મહેરબાની કરીને મને અહીં શાંત પડી રહેવા દો, મને હારેલીને–ઘવાયલીને વધુ સતાવો નહિ."

"રૂપમતી ! હું તારા ઘાને રૂઝાવવા માંગું છું અને તારા શરીરની ખૂબસુરતીને તારા દિલમાંય વસેલી જોવા ચાહું છું. હું જીત્યો છે, તું હારી છે, એમ તું કહે છે, પરંતુ એ ખોટું છે. જીતી તો તું છે કે મારા જેવો વિજયી સરદાર તારી પાસે અરજે આવ્યો છે, તું તેને તુચ્છકારે છે તોપણ તે તુચ્છકારને ખમી લઇને તને ખુશ કરવા જ તલસી રહ્યો છે. તને મેળવવા માટે હું અકબરશાહની નારાજીને વેઠી લઇશ, ખુદાની લ્યાનતને બસરોચશ્મ ઉઠાવી લઇશ, અરે દોઝખની આગમાં ભુંજાવા માટે પણ ના નહિ કહું !"

રૂપમતી કશું બોલી નહિ. અદ્દહમખાનના હવસને તે બરાબર પિછાણી ગઈ. પોતાની પરવશ હાલતનો તેને બરાબર ખયાલ આવી ગયો. આ હવસખોર આદમીના પંજામાં ન પડવા દેવાને બાઝે સ્ત્રીઓની કત્લ કરાવી હતી અને માત્ર પોતે જ જીવતી રહેવા પામી હતી, તો વિધાતાનું શું એવું જ નિર્માણ હશે કે બીજું કોઇ નહિ પોતે જ એના પંજામાં જીવતી પડે ?

અદ્દહમખાન તેને ચૂપ બની બેઠેલી જોઇને બોલ્યો: "વિચાર કરી લે, રૂપમતી ! હું બેઠો છું–તારો જવાબ સાંભળવા હું બેઠો છું; પણ ધ્યાનમાં રાખજે કે હું છેવટે જબરદસ્તીથી તો તને મેળવવાનો જ છું. પરંતુ જબરદસ્તીમાં કશી મજાહ નથી, કશો રસ નથી, એ સમજું છું અને તેથી હું ખામોશ રાખીને તારા જવાબની રાહ જોવા ઇચ્છું છું."

"મારા દિલમાં જે રંજ છે તેનોય તમને કશો ખયાલ નથી થતો, સરદાર? આ રંજીદા દિલ ઉપર તમને દયા પણ નથી આવતી?"

"મને તારા દિલનો ખયાલ છે, મારામાં દયા છે—રહમ છે, તેથી તો હું તારા ગુસ્સો ઉપજે તેવા શબ્દોને સાંભળી રહું છું; હજી વધુ સાંભળી રહેવા અને ખામોશ રહેવાય હું તૈયાર છું; પરંતુ હું નિરાશ થઇને તો અહીંથી નથી જ જવાનો."

"તો મારી એક વાત તમે માનશો?"

"ખુશીથી—એક નહિ પણ હજાર વાત હું માનીશ." અદ્દહમખાનનો ચહેરો આશાથી પ્રફુલ્લિત થયો.

"તો મને ત્રણ દિવસની મહેતલ આપો. બાઝથી વિખૂટા પડેલા અને ભાઇઓના મૃત્યુથી ગમગીન થએલા આ દિલને ત્રણ દિવસ રાહત લેવા દો. જે સ્થિતિમાં તે આવી પડ્યું છે તે સ્થિતિમાં તેને ઠરી ઠામ થવા દો, અને પછી હું તમને જવાબ આપીશ."

"ભલે, તેમ! પણ રૂપમતી! એ જવાબ મને તુચ્છકારનારો તો નહિ હોય ને?"

"તુચ્છકારનારો જવાબ તો હું અત્યારે પણ ક્યાં આપી શકતી નથી? પણ તમને સત્કારનારો જવાબ આપવાની તૈયારી માટે જ હું મહેતલ માંગું છું."

"બાખુશી હું એ મહેતલ આપું છું!" એમ કહી પોતાના એક વધુ વિજયથી ખુશખુશાલ થતો અદ્દહમખાન રૂપમતીની સામેથી ઉઠી તુરત ચાલતો થયો.

પણ આ ત્રણ દિવસની મહેતલ માંગવા પાછળ રૂપમતીનો કશો દાવ તો નહિ હોય ને? તે કાંઇ તરકીબથી છટકી જવાની તો નહિ હોય? મહેલમાંના કોઇ છૂપા ભોંયરા વાટે નાસી જવાની વેતરણ તો તે નહિ કરવાની હોય ને? એ શંકા અદ્દહમખાનના મનમાં તુરત ઉપસ્થિત થઇ અને તેણે મહેલ ઉપર બેવડો પહેરો મૂક્યો.

(૩)

સારંગપુરના યુદ્ધમાં ફતેહ મેળવીને અને લૂંટની અનેક કીંમતી વસ્તુઓનો ગંજ ખડકાયલો જોઇને અહૃહમખાન જેટલો ખુશ નહોતો થયો તેટલો ખુશ તે રૂપમતીને જીતી લેવા માટે થયો હતો. યુદ્ધમાં મેળવેલી જીત તો લશ્કરે હથિયારને જોરે મેળવેલી જીત હતી, પરંતુ આ જીત તો તેની અંગત જીત હતી. બાઝની એક સુંદરમાં સુંદર અને વફાદારમાં વફાદાર મનાતી પ્રેમિકા હવે પોતાની થવાની હતી એ શું નાની સૂની જીત હતી? તે મનમાં બોલ્યો: "પણ અહૃહમખાન! ગરૂરી ન કરીશ! તારા ચડતા સિતારાનો એ પ્રભાવ છે, તારી તલ્વારનો નથી. ખુદાએ તને એ જીત સંપડાવી છે, તારી તાકાતે નહિ. તાકાતથી—જબરદસ્તીથી રૂપમતીને તું પોતાની કરી શકત પણ તેનું દિલ તારૂં ન થાત; ખુદાની રહમથી જ રૂપમતી બાદિલ તારા ખોળામાં રમવાની છે! માટે એ ખુદાનો જ અહેશાન માન કે જેણે તેને જીવતી રાખી, નાસતાં તેને પકડાવી આપી અને છેવટે પોતાની બધી સ્થિતિનો વિચાર કરવાની બુદ્ધિ તેને સુઝાડીને તારી થવા માટે તૈયાર કરી આપી!"

ત્રણ રાત અને ત્રણ દિવસ હજી વચ્ચે આડા હતા, એ મહેતલ અદૃહમખાનને બહુ લાંબી લાગતી હતી, પણ હવે શું થાય? એક દિવસ તેણે હાથીની સાઠમારી ને ઘોડદોડની શરત જોવાની મોજમાં ગાળ્યો; બીજે દિવસ તેણે શિકાર પાછળ વીતાડયો અને ત્રીજા દિવસે સ્હવારમાં જ તેણે એક મોટી મિજલસની ગોઠવણ કરવા માંડી. આજે રૂપમતી પોતાની થવાની હતી, તેથી તેના દિલમાં આનંદ ઉછાળા મારતો હતો. ખાન-પાન અને ગાન-તાન પાછળ આજનો દિવસ ગાળવાની તેને સ્વાભાવિક રીતે જ ઇચ્છા થઇ આવી હતી.

અદૃહમખાને સુલેમાનને પોતાની પાસે બોલાવી મંગાવ્યો અને તેને ફરમાવ્યું: "બાઝના મહેલમાં બાઝની મિજલસના જેવી સરસમાં સરસ મિજલસ આજે કરવાની છે. તે માટે જે કાંઇ જોઇએ તે તારે લાવી આપવાનું છે, સમજ્યો?"

"હા, સરદાર!" સુલેમાને માથું ઝુકાવીને જવાબ આપ્યો.

અદ્દહમખાને કહ્યું : "સાંભળ! તું બાઝનો વફાદાર ગુલામ હતો, તે વફાદારીના બદલામાં તને લોહી ચૂંથવાનું મળ્યું હતું, પરંતુ મને વફાદાર રહેનારને સોનામહોરો મળે છે. જો હું તારી પૂરી વફાદારી જોઈશ, આજની મિજલસ સરસમાં સરસ ગોઠવાઈ છે એમ જોઇને હું ખુશ થઈશ, તો તું ઉપાડી શકીશ તેટલી સોનામહોરો હું તને બક્ષીસ આપીશ!"

"વારૂ, નામવર!" સુલેમાને નીચું જોઇ રહીને જવાબ આપ્યો.

સોનામહોરોની લાલચ આપ્યા છતાં સુલેમાન જેવા એક ગુલામના ચહેરા ઉપર અદ્દહમખાને જરાએ ઉત્સાહ કે ખુશાલી ન જોયાં તેથી તે આશ્ચર્ય પામ્યો અને કરડો ચહેરો કરીને બોલ્યો : "અને યાદ રાખ! જો મારૂં સોંપ્યું કામ કરવામાં કશી બદમાશી કરીશ, તો હાથીના પગ હેઠળ છુંદાવીને તને બેજાન કરીશ!"

"હું સમજ્યો, ખુદાવિંદ! મારૂં કામ જોઇને પછી આપ ચાહે તેમ કરજો." સુલેમાને જવાબ આપ્યો, અને તે પોતાને સોંપાયલી કામગીરી પર ચાલ્યો ગયો.

સુલેમાન બહારથી માત્ર ગમગીન દેખાતો હતો પરંતુ દિલમાં ખૂબ ઉશ્કેરાઇ ગયો હતો.

રૂપમતી ઉપર તેના દિલની ઉંડામાં ઉંડી નફરત ઉભરાઈ રહી હતી. જ્યાંસુધી બાઝને બદલે બીજો આદમી તેના ઉપર પ્રેમ કરવાને મળ્યો નહોતો, ત્યાંસુધી જ તે બાઝને વફાદાર હતી, તેના ફરમાન મુજબ માથું કપાવવા તૈયાર થઈ હતી; પરંતુ બાઝને મળવાની આશા છૂટી ગઇ, બીજો પ્રેમિક તેની સામે આવીને ઊભો કે તુરત તેની થવાને તે તૈયાર થઇ ગઇ! "ઓ આસમાન! ઓરત જાતની આ મક્કારી જોઇને તું કેમ તૂટી પડતું નથી? રૂપમતીને જીવતી રહેવા દેનાર સુલેમાન ઉપર અને બેવકૂફ બાઝ બહાદુર ઉપર તૂટી પડીને તું તેમને કેમ કચડી નાંખતું નથી? એ બદજાત ઓરત—મારા સુલ્તાનની માશુક આ હવસી મોગલના જનાનામાં બેસવા તૈયાર

થઇ છે અને તેની ખુશાલીની મિજલસની ગોઠવણુ કરવાની આ અભાગિયા ગુલામને ફરજ પડે છે! બાઝ તાજ ને તખ્ત ગુમાવીને વગડામાં માર્યો માર્યો ફરે છે, અને આ રૂપમતી તેની છાતી ઉપર બેસીને પુલાવ ખાવા તૈયાર થઇ છે! તેના ભાઇઓ મૂઆ તેથીય જાણે તેને કશું લાગતું નથી, અને હવે તો તેના મહેલમાં સીતાર ને વીણાના તાર ઝણુઝણી રહેતા સંભળાય છે! એ નાપાક ઓરતને બાઝના ફરમાનની ઉપરવટ થઇને મેં કેમ મારી ન નાંખી! મેં બેવકૂફે શું જોઇને તેના પગમાં માથું મૂક્યું હતું? તેને હું અદ્દહમખાનની સાથે જતી કેમ જોઇ શકીશ? ઓ ખુદા! તું મને આંધળો કર! આગ વરસાવીને તું મને બાળી નાંખ!"

સુલેમાન આમ મૂગો પોકાર કરતો બાઝના મહેલ પર આવ્યો. તેણે ત્રણ–ચાર દાસીઓને ફૂલ ચૂંટતી જોઇ. તેણે તેમને પૂછ્યું: "અલીઓ! અત્યારમાં આટલાં બધાં ફૂલને શાને ચૂંટો છો?"

"રૂપમતી બાઇએ ફરમાવ્યું છે કે આખા બગીચામાં જેટલાં ફૂલ હોય તેટલાં લઇ આવો!"

સુલેમાનનો ચહેરો જાણે આગથી ભભૂકી ઉઠ્યો. આજે રાત્રે અદ્દહમખાન રૂપમતીની પાસે જવાનો હતો, તે માટેની જ આ તૈયારી હતી એમ તે તત્ક્ષણ સમજી ગયો. બાઝને પહેરાવવા માટેની વિજયમાળાઓ જે ફૂલોમાંથી રોજ રોજ રૂપમતીને હાથે ગુંથાતી હતી, તે જ ફૂલોમાંથી તે જ રૂપમતીને હાથે આજે પલંગ પર બિછાવવાની ફૂલની ચાદર ગુંથાવાની હતી, અને તે ઉપર..."

સુલેમાનથી આંખો મીંચાઇ ગઇ, તે અર્ધબેભાન જેવો બની ગયો, તેણે અડવડિયું ખાધું અને ચાલવાની આય ન રહી હોય તેમ મહેલને પગથિયે જ બેસી ગયો.

(૪)

રાત્રે ઝળાંઝળાં થઇ રહેલા બાઝના મહેલમાં ગોઠવાયલી મિજલસમાં જે વખતે મિઠાઇના થાળ ફરી રહ્યા હતા, શરાબની છોળો ઉડતી હતી, ગાન–તાન ચાલી રહ્યાં હતાં, તે વખતે લાલ મહેલમાં રૂપમતી અનેરી સજાવટ કરી રહી હતી.

અહૂમખાન જરિયાની બુટ્ટીવાળો રેશમી જામો પહેરી, અત્તરથી મઘમઘતાં દાઢી–મૂછના વાળને બરાબર ઓળી, ગળામાં મોતીનો કંઠો પહેરી મિજલસની વચ્ચે દબદબાથી બેઠો હતો. આ બાજુએ રૂપમતી સ્નાન કરી, બાઝે અર્પણ કરેલાં સુંદરમાં સુંદર વસ્ત્રો પહેરી, સરસમાં સરસ ઘરેણાં ઠાંસી, કેશકલાપને સુગંધી તેલથી સીંચી, અંબોડે ફૂલની વેણી ઘાલી,– એમ અભિનવ શૃંગારથી સજ્જ થઇને વીણા બજાવતી બેઠી હતી. ઓરડે ઓરડે સુગંધી તેલના દીવા અજવાળું કરતા હતા અને સુગંધ પ્રસારતા હતા. શય્યાગૃહને બારણે ફૂલનું તોરણ લટકતું હતું.

પહેરેગીર મોગલ સૈનિકો પોતાના સરદારના સત્કારની આ તૈયારીને મૂગા મૂગા જોઇ રહ્યા હતા. રાધા અને લલિતા સમજી શકતી નહોતી કે રૂપમતી આ શું કરે છે. તે મોગલ સરદારને સત્કારવા તૈયાર થઇ છે તે શું કેવળ જીવવા માટે જ? કે અકબર કહે તેવા કોઈ આદમીની ગુલામી કરતાં આ સરદારનું જનાનખાનું વધારે ઠીક છે એમ તે માની રહી છે?

રૂપમતી એ ત્રણ દિવસમાં જાણે તદ્દન બદલાઇ ગઇ હોય તેમ રાધા–લલિતાએ જોયું. તે કોઇની સાથે વાતચીત કરતી નહિ, કોઈ કાંઈ પૂછે તો માત્ર ટૂંકો જવાબ દેતી, પોતા ઉપરની પહેલાંની મમતા પણ જાણે તેણે ઊતારી નાંખી હોય એમ બેઉ બહેનોને લાગતું હતું. એક વાર રાધાએ પૂછ્યું: "રૂપમતી બહેન! તમે જશો, પછી અમારૂં શું થશે?"

"હું જઇશ પછી તમને કોઇ કેદમાં નહિ રાખે; તમારે જ્યાં જવું હોય ત્યાં જવાની છૂટ રહેશે. પણ જો તમારે મારી સાથે આવવું હોય..."

"નહિ, નહિ!" રાધાએ તુરત જવાબ આપ્યો: "અમારે તમારી સાથે તો નથી જ આવવું."

કેટલીય વાર સુધી રૂપમતીએ વીણામાં રાગરાગણીઓ બજાવી અને મહેલને ગુંજારથી ભરી દીધો. એક વાર રૂપમતીને

માનથી જોતી રાધા–લલિતાના હૃદયમાં અત્યારે તેને શૃંગારસજ્જ સ્વરૂપે બજાવતી જોઇને છૂપો તિરસ્કાર ઉપજ્યો. એટલે અદ્દહમખાનનો સત્કાર રૂપમતી કેવી રીતે કરે છે તે જોવા–જાણવા જેવું કુતૂહલ તેમને કયાંથી ઉપજે? તેઓ પોતાના ખંડમાં જઇને સૂઇ રહી.

માંડવના પહાડ પરના પોતાના લાંબા સમયના નિવાસસ્થાનને છોડતાં પૂર્વે જાણે ધરાઈ ધરાઇને તે છેલ્લી વાર બજાવી લેવા ઇચ્છતી હોય તેમ રૂપમતીએ એકી બેઠકે બેસીને ખૂબ બજાવ્યું, અને જ્યારે તે થાકી ત્યારે ઉઠી. હજી મધરાતને ઘણી વાર હતી અને અદ્દહમખાન મધરાત પછી આવવાનો હતો એવો સંદેશો રૂપમતીને મળ્યો હતો.

તેણે જમનાને પાણી લાવવાની આજ્ઞા કરતાં શય્યાખંડમાં પ્રવેશ કર્યો. જમના પાણી આપવા આવી. રૂપમતીએ જમનાને રજા આપતાં અને દ્વારને અમસ્થાં બંધ કરતાં સૂચના કરી: "સરદાર સાહેબ પધારે ત્યારે તેમને આ તરફ આવવાનું કહેજે..."

"સારૂં, બાઇ સાહેબ!" કહી દાસી ખંડથી દૂર જઇને બેઠી.

થોડી વાર થઈ અને હવે રૂપમતી શૃંગારિત શય્યાગૃહમાં બેઠી બેઠી વીણા બજાવવા લાગી અને તે સાથે ગાવા પણ લાગી:

"જો મૈં ઐસા જાનતી, પ્રીતિ કિયે દુઃખ હોય,
નગર ઢિંઢોરા ફેરતી, પ્રીતિ ન કીજે કોય!"

એ જ બે પંક્તિઓને કેટલીય વાર સુધી તેણે પુનઃ પુનઃ ઘુંટીને ગાયા કરી. તે તાન પલટાવતી, આલાપનું આરોહણ–અવરોહણ કરતી, પરન્તુ તેના બોલમાં તો અખંડ રીતે એ જ પંક્તિઓ વહ્યા કરતી હતી.

હજી બાઝના મહેલમાં મિજલસ ચાલતી હતી અને ગાયનો ગવાતાં સંભળાતાં હતાં. બાઝની ગાયિકાઓ તો હવે માંડવ પર રહી નહોતી, પણ તેના ગવૈયાઓ તો હતા જ. તેઓ અત્યારે અદ્દહમખાનને પોતાનું સંગીત પીરસી રહ્યા હતા અને સુલેમાન પોતાના સુલ્તાનના તોશાખાનામાંની સુરાહીઓમાંથી મિજલસમાં શરાબ પીરસી રહ્યો હતો.

મધરાત થઈ એટલે અદ્દહમખાન મિજલસમાંથી ઉઠી ગયો અને ગાનતાન વિરમી ગયાં. મશાલચીઓ અને અંગરક્ષકોની સાથે તે લાલમહેલ તરફ ચાલ્યો. દૂરથી જ તેણે મહેલની અંદર–બહાર થએલો દીવાનો શણગાર જોયો અને તેના મનમાં થયું: "રૂપમતી એકવચની તો ખરી! તેણે કાંઇ કરામત કરીને નાસી જવાની તક માટે ત્રણ દિવસની મહેતલ માંગી નહોતી, પરંતુ મારા સત્કાર માટે પોતાને તૈયાર કરી રાખવા જ તેને એ મહેતલ જોઈતી હતી!"

મહેલના બારણામાં પેસતાં જ બારણે ઊભેલી જમનાએ કહ્યું: "ખાનસાહેબ! પેલા ફૂલના તોરણવાળા ઓરડામાં બાઇ સાહેબ છે, આપને ત્યાં મોકલવાનું મને તેમણે ફરમાવ્યું છે."

"બરાબર!" કહેતો અને અંગરક્ષકોને ત્યાં જ થોભી જવા સૂચવતો અદ્દહમખાન સીધો એ ખંડ તરફ ચાલ્યો. દ્વાર ઉઘાડીને દષ્ટિપાત કરતાં તે છક થઈ ગયો.

શી પલંગની સજાવટ! ફૂલજાળી ગૂંથીને બનાવેલી ચાદરને રૂપમતીએ પલંગની મચ્છરદાની બનાવી હતી, અને એ જાળીમાંથી આરપાર રેશમી ચાદર ઓઢીને સૂતેલી રૂપસુંદરી રૂપમતીનું દર્શન થઇ રહ્યું હતું. આખો ઓરડો બહેકબહેક થઇ રહ્યો હતો. એ પમરાટના શ્વાસ લેતી રૂપમતી ભલે આંખો મીંચીને પડી હોય પરંતુ તે જાગતી જ હતી, એમાં અદ્દહમખાનને શંકા નહોતી.

"કેવી ચતુર છોકરી છે!" અદ્દહમખાન મનમાં બોલ્યો: "મારી માંગણીનો જવાબ તે પોતાના બોલથી આપવાને બદલે પોતાના કાર્યથી જ આપી રહી છે! આ સુંદર સજાવટની વચ્ચે પરીની મિસાલે સૂઇ રહીને તે મારો મૂગો સત્કાર કરી રહી છે! પણ ફીકર નહિ, એની ચતુરાઇથી હું મ્હાત નહિ થઉં, હું એને હસાવીશ, બોલાવીશ, અને તેની નાચતી આંખોથી થએલા સત્કાર પછી હું તેને બાથમાં લઇશ!"

અદ્દહમખાન ઓઠમાં હસતો બે ડગલાં આગળ વધ્યો. તેણે ફૂલજાળીમાં હાથ નાંખી રૂપમતીની બંધ પાંપણ ઉપર નાજુક-

ચીમટી ભરી. એ ચીમટીનો જવાબ ન મળ્યો, પાંપણ પણ ન હાલી, એટલે તે સમજ્યો કે રૂપમતી જાગતી હોવા છતાં ઉંઘતી હોવાની અદા કરી રહી છે. એ કરામતભરી અદાકારી ઉપર ખુશ થઇને તે ખડખડાટ હસ્યો અને બોલ્યો : "બસ થયું, રૂપમતી ! આશક સાથેનું આ મીઠું રીસામણું હવે પૂરૂં કર અને આંખો ખોલ ! હું જાણી ગયો છું કે તું ઉંઘવાનો ખોટો ઢોંગ કરી મને વધારે તલસાવે છે, મારી મહોબ્બતની કસોટી કરે છે..."

અદ્દહમખાને તેના ચહેરા પર હાથ ફેરવ્યો. ચહેરો ઠંડોગાર હતો. રેશમી ચાદર હેઠળ છુપાએલો તેનો હાથ તેણે પકડયો, હાથ પણ ઠંડો હતો ! તેણે હાથ ખેંચ્યો અને તેને ઢંઢોળી : પણ આહ ! સુકાયલાં ફૂલોની પથારી પર પડેલું શું તે મુડદું હતું ?

તેણે જોરથી બૂમ મારી : "રૂપમતી ! રૂપમતી..."

કશો જવાબ ન મળ્યો. ક્યાંથી મળે ? જે ઝેર રૂપમતીને તેના પિતાએ પાવા માંડયું હતું ત્યારે તેણે પીવાની ના કહીને જીવવાનો તલસાટ દર્શાવ્યો હતો, તે જ ઝેરમાંથી બાકી રહેલું પડીકું આ વખતે પોતાની મેળે જ પાણીમાં ઘોળીને પી જઇને રૂપમતીએ જાન કાઢી નાંખ્યો હતો ! બાઝને પહેરાવવા માટે ગૂંથેલી પણ સુકાઇ ગએલી પુષ્પમાળાઓ પથારી પર પાથરી તેના પર સૂઇને બાઝની મહોબ્બત પાછળ તેણે પોતાના જાનની ન્યોછાવરી કરી હતી !

બાઝ બહાદુરકા સનેહ ઉપર
નિછાવર કરૂંગી ધન ઔર જી !

એ નિજ ઉક્તિને તેણે ચરિતાર્થ કરી હતી.

અદ્દહમખાન વીલે મ્હોંએ મહેલમાંથી નીકળીને ચાલ્યો ગયો.

રૂપમતીની એ ન્યોછાવરી ઉપર માંડવ હાહાકાર કરી ઉઠ્યું. મોગલ સૈનિકો પણ દંગ થઇ ગયા. બાઝને અદ્દહમખાને હરાવ્યો હતો, પરંતુ અદ્દહમખાનને રૂપમતીએ આપેલી હાર તો તેના કલેજામાં ચોંટી ગઇ હતી.

* * *

## પ્રકરણ ૨૧ મું . . . . . . "મૃત્યુનો પ્રસાદ"

(૧)

બીજે દિવસે સ્હવારમાં માંડવની બધી વસતી કકળી ઉઠી. બાઝની બેગમોની અને ગાયિકાઓની કત્લ થઈ ત્યારે જે આંખો આંસુથી નહોતી ભીંજાઇ, તે રૂપમતીના મૃત્યુથી ભીંજાઇ.

અદ્હમખાન તે વખતે માંડવમાં એક સરદાર તથા થોડા સૈનિકોને વ્યવસ્થા જાળવવા માટે મૂકી પોતે એ સ્થાન છોડી જતો હતો. તે ભોંઠપથી લેવાઇ ગયો હતો અને ગુસ્સે પણ થયો હતો. હવે ત્યાં વધુ વખત રોકાવાની ધીરજ તે રાખી શકે તેમ નહોતું. રૂપમતી તો હાથમાંથી ગઇ પણ હવે બાઝને પકડવો જોઇએ, અને પીરમહમદ ક્યાંસુધી આગળ વધ્યો હતો તેના તેને કશા સમાચાર મળ્યા નહોતા.

રૂપમતીના મૃતદેહની આસપાસ અનેક નરનારીઓ કલ્પાંત કરતાં હતાં. તેમાં રાધા, લલિતા અને સુલેમાનનું કલ્પાંત જોયું જતું નહોતું. સુલેમાન રૂપમતીના પગ ઉપર માથું મૂકીને 'ઓ માઈ' કરતો મોટેથી રૂદન કરતો હતો.

રાધા અને લલિતા નોધારી બની ગઇ હતી. જે મૃત્યુને રૂપમતીએ વહાલું કર્યું હતું, તે જ મૃત્યુ ગોવિંદ અને સુંદરના મૃત્યુ પછી તેમને પણ વહાલું લાગતું હતું, પરંતુ રૂપમતી તેમને ભુલાવામાં નાંખીને એકલી ચાલી ગઈ હતી. તે ક્યાં જવાની હતી તે તે પોતે જાણતી હતી, પરંતુ રાધા–લલિતા જૂદું જ જાણતી હતી; અને હવે તેમને પસ્તાવો થતો હતો. રાધા પોકાર કરતી હતી: "ઓ બહેન! જે ઝેર તેં એકલીએ પીધું તેમાંથી ઘુંટડો ઘુંટડો અમને પણ તેં કેમ ન પાયું? તેં અમને આશરો આપ્યો, તો તે પૂરો કેમ ન આપ્યો? તેં અમને તારી પાંખોમાં લીધી, તો છેલ્લી ઘડીએ કાં છેહ દીધો?"

એટલામાં મોગલ સૈનિકોની એક ટુકડી ઓચિંતી ત્યાં આવી લાગી, અને કલ્પાંત કરતા ટોળામાંથી તેઓએ રાધા તથા

લલિતાને બહાર ખેંચી કાઢી ! તેઓ તરફડાટ કરવા લાગી, પણ હવસી રાક્ષસના અનુચરો પાસે તે તરફડાટ શા કામમાં આવે ? તેઓએ તેમને ઉંચકીને બે જૂદા જૂદા ઘોડા પર બેસાડી અને પાછળ બે સવારોએ ચડી બેસીને ઘોડા મારી મૂકયા.

(૧)

અદ્દહમખાન સેના સાથે માંડવનો પહાડ ઊતર્યો, એટલામાં જ તેને અકબ્બરશાહનો રૂક્કો લઇને આવતો કાસદ મળ્યો. રૂક્કામાં અકબરે અદ્દહમખાનને ખૂબ ઠપકો આપ્યો હતો. સારંગપુરમાં તેણે કેદીઓની કત્લ કરી હતી, શેખો તથા સૈયદોને પણ મારી નાંખ્યા હતા અને મેળવેલી લૂંટમાંથી સૈનિકોને બક્ષીસો વહેંચી હતી, એ બધાં કાર્યો માટે તેમાં ઠપકો લખવામાં આવ્યો હતો. છેવટે સૂચના કરી હતી કે હવે માળવામાં જ્યાં જ્યાં લોકો સામનો ન કરે ત્યાં ત્યાં કોઈ પ્રકારની રંજાડ કરવી નહિ અને એક પણ સ્ત્રી–પુરૂષનો વાંકો વાળ પણ કરવો નહિ.

અદ્દહમખાન રૂક્કો વાંચીને બબડયો: "બદમાશ બદઉનીએ ચાડી ખાધી હશે તેથી જ બાદશાહ મને આટલો ઠપકો આપે છે. એક વાર મને આગ્રે પહોંચવા દે, પછી એની વાત !"

એ ઠપકો વાંચ્યા પછી અદ્દહમખાન ખૂબ ચિંતામાં પડી ગયો. ઓરતોની બાબતમાં અકબર નીતિમત્તાનો પક્ષપાતી હતો એ અદ્દહમખાન જાણતો હતો અને તેથી પોતાને રૂપમતીની બાબતમાં પણ કાંઇક સાંભળવું પડશે એમ તેને લાગતું હતું.

અદ્દહમખાને માંડવ છોડીને પહેલો મુકામ નાલછાના પાધરમાં નાંખ્યો અને ત્યાંથી તેણે બાઝને પકડવા ગએલા પીરમહમદ તરફના સમાચાર મેળવવા માટે બાતમીદારોને ચોતરફ રવાના કર્યા. જ્યાંસુધી એના સમાચાર મળે નહિ, ત્યાંસુધી પોતાની કુચની દિશા અદ્દહમખાન નક્કી કરી શકે તેમ નહોતું.

સૂર્ય પૂરેપૂરો અસ્ત પામ્યો નહોતો, ત્યાં તો દૂરથી ઘોડેસવારોની એક મોટી ટુકડી તે જ દિશામાં આવતી દેખાઇ. આકાશમાં ધૂળનું

નાનું વાદળું છવાઈ રહ્યું હતું અને આગંતુકો મોગલ ઘોડેસવારો જ હતા એમ કળી શકાતું હતું, એટલે પીરમહમદ ક્યાંક નજીકમાં જ હોવાનું અને એ ટુકડી એની જ હોવાનું અદ્હમખાને અનુમાન કર્યું. વળી જે ઝડપથી મોગલ સૈનિકોની ટુકડી આવતી હતી તે જોતાં બાઝને પકડવાનું કામ તેણે ફતેહ સાથે બજાવ્યું હોય અને તેથી ઉત્સાહભરી ઝડપથી સૈનિકો આવી રહ્યા હોય એવી આશા પણ અદ્હમખાનને ઉત્પન્ન થતી હતી.

સવારો નજીક ને નજીક આવવા લાગ્યા. ખરેખર, આખી ટુકડી મોગલ સૈનિકોની જ હતી, પરંતુ તે પીરમહમદના સૈનિકો નહોતા! ખુદ અકબરશાહ સેનાને મોખરે ઝડપથી ચાલ્યા આવતા હતા! આ વાત જાણતાં જ અદ્હમખાન ચોંકી ગયો અને તંબૂમાંથી નીકળીને તે છાવણીની બહાર બાદશાહનો સત્કાર કરવાને દોડ્યો.

અકબર ઘોડા પરથી નીચે ઊતરી ગયો, એટલે અદ્હમખાન બાદશાહની કદમબોસી કરીને બોલ્યો: "ખુદાવિંદ! આપ એકાએક ક્યાંથી? આપે અહીંસુધી આવવાની કેમ તકલીફ લીધી?"

"મેં કાંઈ અમસ્થી તકલીફ લીધી નથી. ચાલો, તમારા તંબૂમાં." અકબરે ગંભીર સ્વરે જવાબ આપ્યો.

બાદશાહના ચહેરા પર ગુસ્સો છવાઈ ગયો હતો એમ અદ્હમખાને જોયું અને તે ઠરી ગયો. હજી તો સ્હવારે જ તેને બાદશાહનો ઠપકાનો રૂક્કો મળ્યો હતો અને એટલી વારમાં તો બાદશાહ પોતે આટલે દૂર આવી પહોંચ્યા એ જેટલું અદ્હમખાનને માટે અજાબીભર્યું હતું તેટલુંજ ચિંતાજનક પણ હતું.

તંબૂમાં પેસતાં અકબરે બીજા માણસોને બહાર કાઢી એકાંતમાં અદ્હમખાનની ખબર લેવા માંડી.

"ખાનસાહેબ!" અકબરે પહેલો જ પ્રશ્ન કર્યો: "સારંગપુરમાં લડાઈ કર્યા પછી અને શુજાઉલપુર તથા ઉજ્જન હાથ કર્યા પછી વચ્ચેનાં બધાંય ગામોનો બંદોબસ્ત કર્યા વિના તમે આટલે દૂર એકદમ કેમ આવ્યા?"

"વચ્ચેનાં ગામોમાં કોઈ સામનો કરે તેમ હતું જ નહિ, ખુદાવિંદ ! માત્ર માંડવ જ બાઝનું મોટું થાણું હતું એટલે હું સીધો અહીં આવ્યો! અને પીરમહમદ સાહેબ બાઝને પકડવા ખાનદેશ તરફ ઊતર્યા છે."

"પણ વચગાળેનાં ગામોનો પાકો કબજો કર્યા વિના આટલે ઊંડે ઊતરી જવાનું જોખમ તમે કેમ ગણકાર્યું નહિ? અને જો એ જોખમ ઉપાડવા જેવું જ હતું તો તે માટે આગ્રેથી ફરમાન કેમ મંગાવ્યું નહિ?"

"કામ એટલું આસાન હતું કે એવી કાંઈ જરૂર ન લાગી, નામવર!"

"કામ આસાન હતું એ માટેની તમે તજવીજ કઇ કરી?"

અહ્‌હમખાન ચૂપ રહ્યો.

"તો હવે તમે મને માંડવ તરફ સીધા આવવાનું ખરૂં કારણ કહેશો?"

"માંડવમાં બાઝ રહેતો હતો એટલે તેનો મોટો ખજાનો અહીં જ હોવાનું મેં માન્યું હતું."

"અને તમે એ ખજાનામાંથી શું મેળવ્યું?"

ખરી રીતે માંડવના ખજાનામાંથી અહ્‌હમખાનને કાંઈ પ્રાપ્તિ થઇ નહોતી. બાઝના તોશાખાનામાં બધી મોજમજાહની ચીજો ભરી હતી તે તો તેણે સૈનિકો પાસે લુંટાવી દીધી હતી. શરાબ હતો તે બધાએ મોજથી પીને ખલાસ કર્યો હતો. જર–જવાહીર કશાં હાથ લાગ્યાં નહોતાં. હાથીખાનામાં થોડા હાથી હતા, પણ તેય સ્હવારે નીકળતી વખતે ઉતાવળને લીધે સાથે દોરવાનું તે ભૂલી ગયો હતો, નહિતો તે બાદશાહને બતાવી શકાત.

અહ્‌હમખાને જવાબ આપ્યો: "ખજાનો ખાલી માલૂમ પડ્યો; જે કાંઇ થોડું હતું તે લુંટાઇ ગયું."

બાદશાહ તીવ્ર દૃષ્ટિ કરીને અહ્‌હમખાનના ચહેરા ભણી તાકી રહ્યો, જાણે તે ચહેરા પર ચલવિચલ થતી રેખાઓમાંથી

તેના દિલનું હાર્દ કળી જવા મથી રહ્યો હોય. અદ્દહમખાનને બાદશાહનો ચહેરો વધારે ને વધારે કરડો થતો લાગતો હતો.

"હંઅ! બાઝના જનાનામાં ઘણી ઓરતો હતી એમ મેં સાંભળ્યું છે."

"હા, નામવર! હતી ખરી, પરંતુ તેમને તો મારા પહોંચ્યા પહેલાં જ બાઝના એક ખોજાએ કત્લ કરી નાંખી હતી."

"પણ એક સ્ત્રીને તમે નાસતી કબજે કરી હતી એવી મને બાતમી મળી છે."

અદ્દહમખાનનાં ગાત્ર શિથિલ થઈ ગયાં. જે ભય તેના દિલમાં આજ સ્હવારથી વસી રહ્યો હતો તે જ ભય અત્યારે સામે આવીને ઊભો હતો. અકબરથી કોઈ વાત છુપાવી શકાય ત્યાંસુધી તેમાં જેટલી સલામતી હતી, તેટલી સલામતી તે વાતને તેની સમીપે જૂદી રીતે રજુ કરવામાં કે ગલ્લાંતલ્લાં કરીને બચાવ કરવામાં નહોતી, એ અદ્દહમખાનના ખયાલમાં હતું. તેણે અકબરના પગમાં પડીને રૂપમતી વિષેની બધી વાત કહી દીધી અને તેની માફી માંગી.

રૂપમતી અને બાઝ બહાદુરના પ્રેમની વાતો બાદશાહને કાને પણ આવી હતી, પરંતુ એ પ્રેમના ઉચ્ચતમ શિખર જેવા તેના આ મૃત્યુની વાત સાંભળીને અકબરનું દિલ રડી ઉઠ્યું. અદ્દહમ-ખાન ઉપર તેને ખૂબ તિરસ્કાર ઉપજ્યો. તેણે કહ્યું: "અદ્દહમ! તારી હલકાઇ અને હવસખોરીનો મને ખયાલ હતો, તેથી તો હું તને મારી સીધી દેખરેખ વિનાની કોઈ કામગીરી સોંપતો નહોતો; પહેલી અને એક જ કામગીરી મેં તને સોંપી અને તેમાં તેં કેટલી રંજાડ કરી, કેટલી ખરાબી કરી, કેટલું નકામું લોહી રેડ્યું અને છેવટે તારી હવસખોરીએ એક નિર્દોષ સ્ત્રીનો જાન લીધો! હું તને બધુંય માફ કરીશ પણ સ્ત્રીઓને રંજાડવાની તારી હલકાઇનો દંડ તો તને દીધા વિના નહિ જ રહું!"

"માફ કરો, જહાંપનાહ! ફરીથી આવો ગુન્હો કરૂં, તો આપનું ખાસડું અને મારૂં મ્હોં!" અદ્દહમખાને હાથ જોડ્યા,

તેની આંખોમાંથી આંસુ વરસી રહ્યાં, અકબરનું દિલ આર્દ્ર થઇ ગયું અને ઓઠને સીવી લઇને તેણે ગુસ્સાના ફુત્કારને આવર્યો.

એટલામાં બહારથી એક સરદારે અવાજ કર્યો : " ખાદિમને અંદર આવવાની રજા છે ? "

" હા ! " અકબરે જવાબ આપ્યો.

સરદારે અંદર આવીને કહ્યું: " ખુદાવિંદ ! માંડવથી બે હાથી લઇને બાઝના બે માણસો નીકળેલા તેઓ આડફંટા નાસી જતા હતા તેમને પકડીને છાવણીમાં આણ્યા છે. "

" હાથીખાનાનો કબ્જો કર્યો નથી ? " અકબરે અદૂહમખાન સામે તીવ્ર દૃષ્ટિ કરીને પૂછ્યું.

" કર્યો તો છે, પણ નાસી જનારાઓ કોણ છે ? "

" એક તો પેલો સુલેમાન ખોજો છે. " સરદારે જવાબ આપ્યો.

અકબરે એ બેઉ માણસોને પોતાની સમીપે હાજર કરવાનું ફરમાવ્યું. થોડી વારમાં એક સુલેમાન અને બીજો બાઝના હાથીખાનાનો મુખ્ય મહાવત બેઉ આવ્યા. સુલેમાન દોડીને એકદમ અકબરના પગમાં પડચો અને આંસુથી આંખો ભરતો બોલ્યો: " ઓ શાહોના શાહ ! આ હાથી હવે બાઝના નથી પણ આપના છે; રૂપમતીના શબને સારંગપુર પહોંચાડીને ત્યાં દફન કરવું છે તેને માટે આ હાથીને અમે ઉપયોગમાં લીધા છે. એક ઉપર એના શણગારની સામગ્રી છે, બીજા ઉપર રૂપમતીનું શબ છે. સારંગપુરમાં પહોંચીને બેઉ હાથી અમે આપને હવાલે કરીશું, માટે ખુદાવિંદ ! એક શબના મર્તબાને ખાતર આટલી રહમ કરો ! "

" એક હાથી ઉપર રૂપમતીનું શબ છે ? " અકબરે પૂછ્યું.

" હા, ખુદાવિંદ ! "

અકબર ચડપ ઉઠચો અને તંબૂમાંથી બહાર નીકળ્યો. સેનાની વચ્ચે એકદમ માર્ગ પડી ગયો અને મશાલચીઓ એ માર્ગને અજવાળતા આગળ ચાલ્યા. આગળ અકબરશાહ, પાછળ અદ્દહમખાન, સુલેમાન, મહાવત તથા થોડા સરદારો, અને તેમની પાછળ

સૈનિકો, એમ બધા ટોળાબંધ ચાલ્યા અને જ્યાં હાથીને રોકવામાં આવ્યા હતા ત્યાં પહોંચ્યા.

રૂપમતીનું મુડદું એક પેટીમાં પૂરીને જે હાથી પર બાંધ્યું હતું, તે હાથીની સામે જઈ અકબર ઘૂંટણે પડ્યો, રૂપમતીના શબ સમીપે તે ફાતિયો પઢવા લાગ્યો અને તેનું અનુકરણ અદ્‌હમખાને તથા બીજા મોગલ સૈનિકોએ પણ કર્યું.

અને એ રીતે રૂપમતી ઉપર પોતાના સરદારે જે અત્યાચાર કર્યો હતો, તે બદલ બાદશાહે પોતે તોબાહ પોકારીને એના આત્માની માફી માંગી. રૂપમતીની ન્યોછાવરીની કદરમાં અકબરે પોતાને હાથે તેના કફન ઉપર ફૂલ ચડાવી બેઉ હાથીને લઇ જવાની સુલેમાનને પરવાનગી આપી.

(૩)

બીજે દિવસે સ્હવારમાં જ અદ્‌હમખાનની માતા માહામ અનગા એકાએક છાવણીમાં આવી પહોંચી! અદ્‌હમખાન તથા અકબર બેઉને તેથી આશ્ચર્ય થયું. અકબરે પૂછ્યું: "માહામ સાહેબા! તમે આટલે દૂર આવવાની તકલીફ કેમ લીધી?"

"અદ્‌હમને આપે આ પહેલી જ કામગીરી સોંપી છે અને તેમાં તેણે કાંઈ ભૂલો પણ કરી હોય, તેથી મને ચિંતા થઈ અને આપની પાછળ પાછળ જ હું અહીં આવવા માટે નીકળી પડી."

"અદ્‌હમખાને ભૂલો તો બહુ કરી છે, અમ્મા! પણ હવે તે વધુ ભૂલો ન કરે તો સારૂં." એમ કહી અકબરે અનગાને તેના પુત્રનાં તમામ કામોની વહી કહી સંભળાવી. અનગા તે સાંભળીને બહુ દુઃખી થઇ, અકબર સમક્ષ રડી અને અદ્‌હમખાનના એ બધા ગુન્હા માફ કરવાને તેણે આજીજી કરી.

અકબરે કહ્યું: "ગુન્હા માફ કરવાનો કાંઇક પણ અર્થ છે, જો માણસ એવા જ ગુન્હા ફરીથી ન કરે તો. માણસ એમ બોલે તો ખરો કે ફરીથી હું આવું નહિ કરૂં, મને બહુ પસ્તાવો થાય છે, પરંતુ એવા બોલ ઉપર મને ઇતબાર નથી, અમ્મા!

મને તો જ્યારે ખાત્રી થાય કે જે પસ્તાવો માણસ મ્હોંએથી બોલીને સંભળાવે છે અને આંખોથી રડીને બતાવે છે, તે જ પસ્તાવો તેના દરેકે દરેક કામમાં જીવતો જાગતો ફર્યા કરે છે, ત્યારે જ મને લાગે કે તેનો પસ્તાવો સાચો છે અને તેવા જ માણુસના ગુન્હા માફ કરૂં તો મને સંતોષ થાય."

"સાચી વાત છે, બેટા! મને પણ મ્હોંએથી બોલી બતાવનારાઓ ઉપર ઇતબાર નથી આવતો, પણ હવે તો અદ્‌હમને બહુ શીખ મળી ગઈ છે; ફરીથી તે ભૂલ નહિ કરે."

"હું પણ એવી આશાથી જ તેને માફી આપી શકું, પણ અદ્‌હમને તમેય એ શબ્દો સુણાવજો ખરાં."

"જરૂર જરૂર, શામાટે નહિ?"

માહામ અનગા અદ્‌હમખાનને આગળ લાવવા ખૂબ યત્ન કરતી, પરંતુ. તે સાથે તેને તેના વાંક છાવરવાને કાંઇ કાંઇ ખટપટો કરવી પડતી. તે કાંઇ કાંઇ કાળાં–ધોળાં કરતી અને સાચી જૂઠી વાતોનો તો પાર જ રહેતો નહિ. તેણે આગ્રામાં બેઠાં બેઠાં સાંભળ્યું હતું કે અદ્‌હમખાને સારંગપુરમાં ચલાવેલી કત્લથી બાદશાહ નાખુશ થયા છે, એટલામાં વળી અદ્‌હમખાન શાહી પરવાનગી વિના એકદમ માંડવ તરફ સેના સાથે કુચ કરી ગયો હતો તેથી બાદશાહ ખૂબ ગુસ્સે થઇ ગયા, એટલે અનગાએ છૂપો કાસદ રવાના કરીને અદ્‌હમખાનને ચેતવણી મોકલી હતી. પરંતુ અકબર અદ્‌હમખાનની રીતભાતથી એટલો અકળાઈ ગયો હતો કે તે તુરત પાંચસો સૈનિકોને સાથે લઇને આગ્રાથી નીકળી પડ્યો હતો અને અનગાનો કાસદ અદ્‌હમખાન પાસે પહોંચે તે પહેલાં તો અકબરે પોતે તેને નાલછા આગળ પકડી પાડ્યો હતો. માત્ર અગીઆર દિવસમાં તેણે એ લાંબી મુસાફરી પૂરી કરી હતી! બાદશાહ આગ્રા છોડીને એકાએક માળવા તરફ ઉપડી ગયા છે એવી વાત જાણુતાં જ અનગાને પુત્રની સલામતી માટે ભય ઉત્પન્ન થયો, તેથી તે લગોલગ ઊંટની મુસાફરી કરીને ત્યાં આવી હતી.

અકબ્બરની સૂચના ઉપરથી અનગાએ પુત્રને એકાંતમાં પૂછ્યું: "બેટા! બાદશાહે તને તોરા ગુન્હાની માફી તો આપી છે, પરંતુ તેથી વધારે તો કશા ગુન્હા તેં કર્યા નથી ને?"

અદ્‌હમખાને જવાબ આપ્યો: "નહિ, મા! બિલકુલ નહિ! તારા કસમ, મેં બાદશાહને બધી વાત કરી છે–કશું છુપાવ્યું નથી."

તે જ વખતે એક બેવડી કનાતની રાવટીમાં કેદ પુરાયલી રાધા અને લલિતા ભૂખી–તરસી બેઠી હતી. મનોદુઃખથી ઘેરાયલી એ તરૂણીઓની આંખોમાં રડવા માટે હવે આંસુ પણ રહ્યાં નહોતાં. એ છોકરીઓ ત્યાં હોવાની વાત બાદશાહની જાણમાં કોઇ પણ રીતે ન આવે તે માટે પાકો બંદોબસ્ત હતો. એક પહેરેગીર રાવટીની અંદર એ છોકરીઓની પાસે જ બેસી રહેતો અને તેઓ કશો ઘોંઘાટ ન કરે, જોરથી ન રડે, તે માટેની કાળજી રાખતો હતો; અને બીજા ત્રણ ચોકિયાતો બહાર બેસી રહેતા.

"ખુશરૂ!" પહેરેગીરનું એ નામ હતું, તેને રાધાએ કહ્યું: "તને અમ દુઃખણીઓ ઉપર જરાય દયા નથી આવતી?"

"તમે બેવકૂફ છોકરીઓ છો. સરદારની તમારા પર મહેરબાનીની ઊતરી છે, તેથી તો તમારાં દુઃખોનો હવે છેડો આવ્યો સમજો! તમારા પર હું દયા કરૂં, તોય તમને સરદાર જેટલાં સુખ–સાહેબી આપી શકશે તેટલાં હું થોડાં જ આપી શકવાનો છું?"

"અમને સુખ–સાહેબી જોઈતાં નથી, ખુશરૂ! તારા હાથમાંની તલ્વારનો એક એક ઝાટકો તું અમારા ગળા ઉપર માર, અમને એટલું જ જોઇએ છે! અમારા પર તું મહેર કર, અને અમે તને દુવા દઇશું કે પ્રભુ તારૂં કલ્યાણ કરે!"

"તમારે મરી જવું છે?" ખુશરૂ આશ્ચર્ય પામતો બોલ્યો: "તમેય રૂપમતી જેવી અક્કલહીણી છોકરીઓ છો કે શું? તમારી મરવા જેવી ઉમર નથી, અને હવે તો તમે દુઃખમાંથી નીકળીને સુખમાં જાઓ છો, પછી તમારે મરવું શામાટે જોઇએ? તમે

ધીરજ રાખીને રહો, સરદાર સાહેબની એકાદ મુલાકાત થવા દો, પછી તમને લાગશે કે મરવા કરતાં જીવવું એ કેટલું સારું છે!"

"પણ અમને મરવામાં જે સુખનો સ્વાદ મળે તેમ છે તે જીવવામાં મળે તેમ નથી. મૃત્યુનો પ્રસાદ એ જ અમારે મન અમૂલ્ય વસ્તુ છે; અમને તે જ જોઇએ છે, ખુશરૂ! તું તે આપી શકે તેમ છે, તેથી તો અમે તારે પગે પડીને કહીએ છીએ કે અમારા ઉપર એટલી કૃપા કર!"

"હું તે માનતો નથી. તમે જૂઠું બોલો છો. તમારે જીવવું તો છે જ, પણ સરદાર અહ્‌મખાન તમને ગમતા નહિ હોય! હું તમને ગમું ખરો?"

"ના!"

ખુશરૂ હસ્યો અને બોલ્યો: "ત્યારે હું તમને અહીંથી જીવતી છોડી મૂકું અને તમારે જવું હોય ત્યાં જવા દઉં તો તે તમને ગમે ખરૂં?"

"ના!"

"મને અક્કલહીણો સમજો છો કે શું? હું તમને એમ છોડી દેવાનો નથી એ તમે જાણો છો, તેથી જ તમે ના કહો છો! હું જો જરા ગાફેલ રહું તો તમે છટકી ગયા વિના રહો જ નહિ તે હું સમજું છું તો!" ખુશરૂ ખૂબ હસ્યો.

"ખુશરૂ! તું અક્કલહીણો નથી. બીજામાં જેવી અક્કલ હોય તેવી અક્કલ તારામાં છે. પરન્તુ એવી અક્કલ અમારામાં જ નથી અને તેથી અમારે છૂટવાને બદલે મૃત્યુની મોજ માણવી છે! તારાથી તે નહિ સમજાય."

"હું કેમ ન સમજું? હું સમજું છું. રૂપમતી તમારી રાણી હતી અને રાણીની પાછળ દાસીઓય પોતાનો જાન કાઢી નાંખે છે એવું મેં સાંભળ્યું છે, તેથી તમેય રૂપમતીની પાછળ જવા ધારતી હશો, બીજું શું હોય!"

"રૂપમતીની સાથે જ મરવાની અમારી ઇચ્છા હતી એ તો ખરૂં, પણ ખુશરૂ ! અમ દુઃખણીઓનાં દુઃખોની તને કશી ખબર નથી. એ દુઃખોમાંથી છૂટવા અમે ડગલે ડગલે મૃત્યુની ઝંખના કરી છે, પરંતુ મૃત્યુએ અત્યારસુધી અમારા પર કૃપા કરી નથી. દુઃખોની વચ્ચે સુખનું એક કિરણ પ્રકટયું હતું, પણ તે કિરણ ઠગારૂં નીવડયું–પ્રકટતાંની સાથે જ હોલાઇ ગયું, અંધકાર વ્યાપી ગયો અને એ અંધકારમાં સદા લીન થવા અમે ઝાંવાં મારીએ તે પહેલાં તો અમે પકડાઇને કેદી થયાં ! મૃત્યુ તો ન જ આવ્યું અને હવે તું કૃપા કરે, તો જ એ પ્રસાદ અમને મળે......"

"ખુશરૂ !" બહારથી ઓચિંતી કોઇની ધીમી હાક સંભળાઇ.

ખુશરૂ બહાર ગયો અને થોડી વારમાં પાછો આવીને બેઠો.

"કોઇ આવે છે ?" રાધાએ ભયભીત થતાં પૂછ્યું.

"ના, કોઇ આવતું નથી; પણ તમને જે પરસાદ જોઇએ છે તે હવે મળી રહેશે !"

"એમ ?" લલિતા એકદમ ઉત્સાહમાં આવતી બોલી.

"હા !"

"ત્યારે તને અમારા પર દયા આવી ખરી ! ચાલ, ખુશરૂ ! હવે વાર ન કર !" રાધા બોલી અને ખુશરૂ સામે માથું ધરીને ઊભી.

ખુશરૂ હસ્યો અને બોલ્યોઃ "વાર છે, હજી વાર છે, રાત પડવા દો, ત્યાંસુધી ખુદાની બંદગી કરી લો !"

(૪)

મધરાત થઈ. આકાશમાંથી અંધકાર વરસવા લાગ્યો. છાવણીમાં જ્યાં ત્યાં તાપણાં અને મશાલો અજવાળું કરતાં હતાં. સૈનિકોનો કોલાહલ અને ઘોડાના ખોંખારા શમી ગયા હતા. ચોમેર નીરવતા પ્રસરી હતી. તે વખતે ખુશરૂ રાધા અને લલિતાને લઇને રાવટીની બહાર ધીરેથી નીકળ્યો.

બેઉ બહેનોને બહાર ઊભેલા બીજા ત્રણ પહેરેગીરો ઘેરી વળ્યા, અને પછી આગળ ચાલ્યા. કોઇનું ધ્યાન તેમની તરફ ન ખેંચાય એવી રીતે તેઓ સાવધાનતાથી છાવણીને વીંધીને બહાર નીકળ્યા.

આગળ ચાલતાં એક ટેકરી આવી તે ઉપર બધાં ચડ્યાં. ત્યાં ત્રણ પહેરેગીરો થોભ્યા અને ખુશરૂ એકલો રાધા–લલિતાને લઇને આગળ ચાલ્યો.

ટેકરી ઊતરતાં સ્મશાન આવ્યું. ઠેર ઠેર રાખની કાળી ઢગલીઓ અંધકારમાં ભળી જતી હતી અને તે સાથે પગ અથડાતા રાખ ઉડીને આંખોમાં પડતી હતી. ખુશરૂ આંખો ચોળતો, અંધકારમાં માર્ગ ખોળતો, બેઉ બહેનોને મોખરે ચલાવતો પાછળ ચાલ્યો જતો હતો. તે એટલે દૂર જઇને પોતાનું કામ કરવા માંગતો હતો કે જેથી કત્લ થતી વખતે છોકરીઓ ચીસો નાંખે તોપણ છાવણીમાં કોઇ સાંભળી શકે નહિ.

થોડું આગળ વધતાં માણસોનો પગરવ સાંભળીને મશાણિયા કૂતરા ભસવા લાગ્યા અને શ્મશાન ગાજી ઉઠ્યું.

રાધાએ પૂછ્યું: "હજી કેટલેક દૂર જવું છે, ખુશરૂ? અહીં જ તારૂં કામ કરી નાંખ કે જેથી આ કૂતરાને ખૂબ ખાવાનું મળે!"

ખુશરૂ હજી વધારે દૂર જવા માંગતો હતો અને તેથી આગળ જતો હતો. એટલામાં તેના પગ સાથે કાંઈ અથડાયું અને તે ખમચીને ઊભો રહ્યો.

"અરે ભાઈ!" તત્ક્ષણ કોઈ બોલ્યું: "ગરીબ માણસને ઠેબે કાં ચડાવો?"

"બાબા!" લલિતા બોલી ઊઠી. તેણે નંદદાસનો સ્વર ઓળખ્યો: "બાબા! તમે છો?"

"હા, લલિતા! રાધા! તમે અહીં ક્યાંથી?"

રાધા બોલી: "અમને મારવા માટે અહીં લાવવામાં આવી છે, બાબા!"

"મારવા માટે! નહિ, હું તમને નહિ મરવા દઉં, નહિ કોઇને તમને મારવા દઉં! ચાલો મારી સાથે, બેટા! મારે તમારૂં લગ્ન કરવું છે. ગોવિંદ અને સુંદર ઉપર તમારો પ્રેમ છે, તેમની પાસે મારે તમને લઈ જઇને પરણાવી દેવી છે! એ સંસારમાં તમારો ઉદ્ધાર છે, ત્યાગમાં નથી, એવું હવે મને બરાબર સમજાઇ ગયું છે." નંદદાસે બેઉ પુત્રીઓને છાતીસરસી લેતાં કહ્યું.

"એ બહુ મોડું સમજાયું, બાબા!" રાધાનું હૃદય ભરાઇ આવ્યું. તે આગળ બોલી: "ગોવિંદદાસ અને સુંદરદાસ તો ગયા, બાબા! અમે તેમની પાસે જવા ઇચ્છીએ છીએ, અને એટલા માટે અમે મૃત્યુ માંગી લીધું છે!"

"ગોવિંદ અને સુંદર ગયા? ક્યાં ગયા?"

"ગોલોકમાં–અમારૂં રક્ષણ કરતાં તેમણે પોતાના જીવ આપ્યા!"

"હેં! અને તમે તેમની પાછળ જાઓ છો?"

નંદદાસના દિલ પરના એ આઘાતે તેને ભોંયે પછાડયો.

રાધા પિતાને સંભાળવા નીચે બેસી ગઇ અને બોલી: "ખુશરૂ! બાબા બેભાન થયા છે, એ ભાનમાં આવે ને કલ્પાંત કરે, તે પહેલાં અમને વિદાયગીરી આપી દે, ભાઈ!"

બીજી ક્ષણે ખુશરૂની તલ્વારે બેભાન પિતાના દેહ ઉપર તેની પુત્રીઓનાં માથાં વધેરી નાંખ્યાં!

એક પણ ચીસ એ મુખમાંથી નીકળી નહિ. જીવવાનો જરાએ તરફડાટ તેમણે કર્યો નહિ. લાંબા સમયની ઝંખના પછી છેવટે મૃત્યુએ આ રીતે તેમની મુલાકાત લીધી હતી: એવું જ એમના ભાગ્યનું નિર્માણ હતું.

(૫)

બીજે દિવસે સ્હવારમાં અદ્દહમખાંએ છાવણી ઉપાડવાનો હુકમ કર્યો, પરંતુ તુરત જ અકબરે એ હુકમનો અમલ થતો અટકાવ્યો અને કહ્યું: "મારે છાવણીમાં ફરીને કેટલીક તજવીજ કરવી છે."

તજવીજ! શાની તજવીજ? અદ્દહમખાનને શંકા પડી ગઇ કે જરૂર બાદશાહને કાંઈ વહેમ પડ્યો છે. તેનું હૃદય ભયથી ધડકવા લાગ્યું. ગઇ કાલે જ તેણે બાદશાહ પાસે પોતાના ગુન્હા કબૂલ કરતાં એક ગુન્હો છુપાવ્યો હતો, માતાથી પણ એ ગુન્હો છુપાવ્યો હતો, અને હવે એ પકડાઈ જતાં વાર લાગવાની નહોતી.

અકબરને બાતમી મળી ગઈ હતી કે અદ્દહમખાને બે છોકરીઓને માંડવમાંથી પકડીને સાથે લીધી છે અને છાવણીમાં છુપાવી છે, પણ તેણે એ વાત કબૂલ કરી નથી. તે છોકરીઓને શોધી કાઢીને અદ્દહમખાનનો કાન પકડવા અકબર ઇચ્છતો હતો. તે પોતાના વિશ્વાસુ ચાર સૈનિકોને લઇને છાવણીમાં ફરવા નીકળી પડ્યો.

અદ્દહમખાન ગમગીન બનીને બેઠો હતો, ત્યાં અનગા આવી અને પુત્ર ઉપર તુચ્છકારભરી દૃષ્ટિ કરીને બોલી: "કૂતરા!"

"અમ્મા! મારાથી ભૂલ થઈ ગઈ!"

"ભૂલ થઇ ગઈ? મેં તને ખાસ પૂછ્યું હતું પણ તેં શો જવાબ આપ્યો હતો તે યાદ છે?"

"પણ મા! હવે કાંઈ ઉપાય કર, મને બચાવ, નહિતો મારા ભૂંડા હાલ થશે!"

"ઉપાય તો ક્યારનો થઈ ચૂક્યો છે, પણ કોઇ વાર તું બૂરે હાલે મરવાનો છે એમાં મને શંકા નથી. ગઇ કાલે જ મેં તારૂં કરતૂત જાણ્યું હતું અને મેં વેળાસર બેઉને..."

નાલછાના શ્મશાનમાં તે વખતે કૂતરાંઓ એ બેઉ છોકરીઓનાં મુડદાં જ નહિ, તેના બાપના મુડદાની પણ ઉજાણી જમતાં હતાં.

અકબરે તજવીજ તો કરી, પરંતુ મુદ્દાનો માલ હાથ ન ન લાગ્યો, એટલે તે લાચાર બન્યો. છોકરીઓ પોતાની મેળે નાસી ગઇ, તેમને છોડી મૂકવામાં આવી કે કોઇએ મારી નાંખી, તેની પૂછગાછમાં પણ ખરી વાત તેના જાણવામાં ન આવી. પરંતુ અદ્દહમખાં કોઇ બે છોકરીઓને માંડવમાંથી પકડીને સાથે લાવ્યો હતો એ વિષે તો તેને શંકા નહોતી.*

છાવણીને ત્યાં જ રાખીને અકબર પાછો ફર્યો, પરંતુ લશ્કરની સરદારી તેણે અદ્દહમખાન પાસેથી ખૂંચવી લીધી અને તુરતમાં પીરમહમદને સરદારી સોંપ્યાનું ફરમાન લખી મોકલીને અદ્દહમખાનને પોતાની સાથે તે પાછો ખેંચી ગયો.

  

* Maham Anka, lest these two women should be brought into the presence of the Emperor, and expose her conduct and the villany of her son, had the two poor innocent girls put to death. His Majesty passed off this crime unknowingly.

—*Akbornama of Abul Fazal* [ ELLIOT ]

# પ્રકરણ ૨૨ મું....રૂપમતીની આરામગાહનો મુજાવર

(૧)

ભાગીને ભૂક્કો થએલા સારંગપુર ઉપર દૃષ્ટિપાત પણ કર્યો વિના સુલેમાન સીધો ગામથી કેટલેક દૂર આવેલા એક તળાવ પર રૂપમતીના શબ સાથે ગયો હતો અને ત્યાં તળાવ વચ્ચેની ટેકરી પર શબને દફનાવ્યું હતું. બાજુમાં તેણે એક બીજી કબરનો ખાડો ખોદી રાખ્યો હતો અને એ સ્થાનની આસપાસ એક ઝુંપડી બાંધીને તે રૂપમતીની આરામગાહનો મુજાવર બન્યો હતો.

સવાર-સાંજ ધૂપ કરવો, આસપાસ ઉગેલાં જંગલી ફૂલો ચૂંટી લાવીને તે રૂપમતીની કબર પર ચડાવવાં અને કબરની આસપાસ ઝુંપડીને સ્થાને માટીનો કોટ બાંધવો એ તેની રોજની દિનચર્યા હતી.

વરસાદની ઋતુ આવી એટલે કોટ ધોવાઇને પડી ગયો, કબર પાસેનો ખાડો પુરાઇ ગયો, ઝુંપડી જમીનદોસ્ત થઇ ગઇ; સુલેમાને ફરીથી ઝુંપડી બાંધી, ફરીથી ખાડો ગાળ્યો, ફરીથી કોટ બાંધવા માંડયો.

શુજાઉલપુરના કાજી સાહેબ રૂપમતીની કબર પર ફાતિયો પઢવા આવ્યા અને તેમણે સુલેમાનને પૂછયું : "સુલેમાન ! તું હવે અહીં ક્યાંસુધી બેસી રહીશ ?"

"કાજી સાહેબ ! હું અહીં ત્યાંસુધી રહીશ કે જ્યાં સુધી મારો સુલ્તાન અહીં આવીને રૂપમતીની કબરનીબાજુના ખાડામાં નહિ સૂઈ જાય : એ બેઉ વિખૂટાં તો પડયાં પણ અહીં એમને બેઉને મળેલાં જોયા પછી હું જીવતો હોઈશ તો મક્કા ચાલ્યો જઇશ."

કાજી સાહેબની આંખમાં આંસુ આવ્યાં. તે બોલ્યા : "સુલેમાન ! ખબર પડતી નથી કે આ દુન્યવી ઇશ્ક કેવા કેવા રંગ કરે છે ! મેં તો ધાર્યું હતું કે રૂપમતીની મહોબ્બત બાઝને

ઇશ્કે હકીકીની સીડી પર ચડાવશે...પણ ક્યાં રૂપમતી અને ક્યાં બાઝ!"

સુલેમાન કાજી સાહેબ તરફ તીવ્રતાથી તાકતો બોલ્યોઃ "તો કાજી સાહેબ! શું તમે મારા સુલ્તાનના ઇશ્કને જૂઠો માનો છો?"

"તેનો ઇશ્ક દુન્યવી હતો, એ ઇશ્કે મિજાઝી જ રહ્યો; ખુદાઈ ઇશ્કની સીડી પર તે ન ચડી શક્યો, સુલેમાન! મને લાગે છે કે રૂપમતીએ પત્થર પર પાણી ઢોળ્યું હતું!"

સુલેમાન કાજી સાહેબ ઉપર ઉશ્કેરાયો અને બોલ્યો: "તમે શું સમજો કાજી સાહેબ? માઈ રૂપમતીનો પ્રેમ નકામો નથી ગયો, મારા સુલ્તાનના દિલને ભીંજાવીને તે તો પોતાની જીંદગી સફળ કરી ગઈ."

"એ તારી વાત ફોકટ છે. રૂપમતીના પ્રેમથી તે ભીંજાયો હોત, તો તે હવે પત્થર ન રહ્યો હોત, મીણ બનીને તે જ રૂપમતીની આરામગાહનો મુજાવર બન્યો હોત અને અનલ હક્કની તસ્બી ફેરવતો હોત!"

"પણ એક વાર તે જરૂર અહીં આવશે, ત્યારે મારા સુલ્તાનને તમે ઓળખી શકશો, અત્યારે નહિ ઓળખી શકો."

"અરે, એને તો પાછું માળવા ઉપર રાજ્ય ચલાવવું છે અને માંડવમાં ફરી પરસ્તાન જમાવવું છે! તેને હવે રૂપમતી સાંભરતી હશે કે કેમ તેનીય મને શંકા છે."

"બાઝ બહાદુર કયાં છે, કાજી સાહેબ?"

"માંડવમાં જ! અકબરશાહે અદૂહમખાનને બદલે પીરમહમદને માળવાની સુબાગીરી સોંપીને તેને માંડવમાં રાખ્યો હતો, પરન્તુ બાઝે બુરહાનપુરમાં રહીને સેના એકઠી કરી અને કેટલીક મદદ મેળવીને પીરમહમદને લડાઇમાં હરાવ્યો, નર્મદામાં તેને ડુબાવી માર્યો, અને પોતે પાછો માંડવમાં સુલ્તાની માણવા લાગ્યો છે."

સુલેમાન એ સાંભળીને મૂગો બની ગયો. માળવાની સુલ્તાની પાછળ શુજાઅતખાનનું આખું કુટુંબ ખરાબ બની ગયું, બેગમો

કત્લ થઇ ગઇ, દેશ લુંટાઇ ગયો, છતાં બાઝને હજી સુલ્તાનીમાં રસ રહ્યો હોય એ સુલેમાન માનતો નહોતો. છતાં બાઝ પાછો માંડવમાં આવી ગયો હતો એ કાજી સાહેબની વાત ખોટી તો ન જ હોય, એવી સુલેમાનની ખાત્રી હતી. તે મનમાં ગુંચાતો હતો.

(૨)

થોડા મહિના વીતી ગયા, એટલે સુલેમાને અવનવી ખબરો સાંભળી. માંડવમાં બાઝ પાછો પેસી ગયો છે એમ જાણીને અકબરે અબ્દુલ્લાખાન ઉઝબેકને નવી સેના સાથે માંડવ ઉપર ચડાઇ કરવા મોકલ્યો હતો અને તેણે બાઝને હરાવીને માંડવમાંથી પાછો નસાડચો હતો.

સુલેમાને માન્યું કે હવે તો બાઝ જરૂર રૂપમતીના ચરણ ચૂમવા આવશે અને ત્યારે પોતે તેને કહેશેઃ "સુલ્તાન! આ વાદળના રંગ જેવી સુલ્તાનીનો મોહ હવે છોડો, નકામી હેરાનગતિ ન વેઠો અને રૂપમતીની ન્યોછાવરીને યાદ કરી ખુદાના નામ પર તમે જીંદગીની ન્યોછાવરી કરો!"

પરંતુ ત્યારપછી કેટલાય વખત સુધી સુલેમાને બાઝના કશા સમાચાર સાંભળ્યા નહિ. દર વર્ષે બાઝની કબરને માટે ખોદી રાખેલો ખાડો વરસાદથી પુરાઇ જતો, રૂપમતીની કબર અને આસપાસનો કોટ ધોવાઇ જતાં અને ફરીથી પાછો સુલેમાન પોતાનું તે જ કામ કરવામાં મશ્ગુલ બની જતો.

માંડવમાં સુબાગીરી કરતાં અબ્દુલાખાન ઉઝબેકે પણ એકાદ વર્ષ પછી અકબર સામે બંડ ઉઠાવ્યું હતું એટલે અકબરે તેની સામે ચડીને તેને ગુજરાતમાં નસાડી મૂકયો હતો. બીજી બાજુએ અદ્હમખાને અકબરના એક વઝીર ઉપર ઘા કર્યો હતો તેથી અકબરે તેને મહેલની અગાશી ઉપરથી નીચે ફેંકાવી દઇને મારી નાંખ્યો હતો; તેની પાછળ થોડે દિવસે માહામ અનગાનું પણ મૃત્યુ થયું હતું; આવા બનાવો સુલેમાનને કાને એક પછી એક પડચા

કરતા, તેને નેકીના નેક અને બૂરાઇના બૂરા બદલાના વિચારો આવતા, પરંતુ તત્ક્ષણ તે દિલમાંથી ભુંસાઇ જતા. તેના દિલમાં એક જ રટન હતું કે બાઝ ક્યારે રૂપમતીના પગ પાસે આવીને આળોટે, તોબાહ પોકારે અને એની પાક મહોબ્બતમાં ખુદાના નૂરની ઝાંખી કરીને પોતાની આંખો છેવટને માટે મીંચે.

એક દિવસ સુલેમાન ફૂલ ચૂંટવાને નજીકના વગડામાં ભમતો હતો, એટલામાં તેને કાને સીતારના સૂર પડ્યા! તે ચોંક્યો. તે દોડતો દોડતો રૂપમતીની કબર પાસે આવ્યો અને તેણે જોયું કે ઉસ્તાદ માનખાન કબર પાસે ઘૂંટણીએ બેસીને સીતારના તારમાં રૂપમતીને અત્યંત પ્રિય એવા ભૂપ કલ્યાણ રાગના દિવ્ય સૂર ઊતારી રહ્યો છે, અને તેની આંખોમાંથી આંસુની ધારાઓ વહી રહી છે!

સુલેમાન તેની પાસે આવીને ગુપચુપ બેસી ગયો અને શાંતિથી એ સુરાવલિને તેણે સાંભળ્યા કરી. માનખાન એવી તન્મયતાથી સીતાર બજાવતો હતો અને રૂપમતીનો આત્મા એ સાંભળીને પ્રસન્ન થતો હોવાની શ્રદ્ધાથી અવિશ્રાંતપણે બજાવ્યા કરતો હતો કે પોતાની નજીક આવીને બેઠેલા સુલેમાનને તેણે જોયો પણ નહિ.

વાદન વાધી રહ્યું અને સ્વરો ચડવા લાગ્યા. દિશાઓ ગૂંજી ઉઠી, તળાવના જળસોંસરી વહેતી વાદનલહરિ સુપ્ત કમળોને જગાડવા લાગી અને ધીરે ધીરે કમળો પણ ડોકાં ઉંચાં કરી સીતારની સુરાવલિ સાથે લહેરાવા લાગ્યાં. ચોપાસનું બધું વાતાવરણ જાણે માનખાનના વાદનનું સંવેદન કરતું હતું–સચેતન બની જતું હતું. હમણાં રૂપમતી કબરમાંથી બેઠી થઇને વાદનને પોતાના ગાનનો સાથ આપશે, એવો આભાસ સુલેમાનને પ્રતિક્ષણે થવા લાગ્યો.

માનખાનના મ્હોં પર હવે આંસુ સાથે પ્રસ્વેદના રેલા ચાલવા લાગ્યા, તેનો જામો પ્રસ્વેદથી ભીંજાઇ ગયો, પણ એ શ્રમનો અંશ પણ તેના વાદનમાં પ્રતીત થતો નહોતો.

એટલામાં ઓચિંતો તાર તૂટચો, વાદન થંભી ગયું, અને માનખાને પોકાર કર્યો: "રૂપમતી! તને મારૂં વાદન મંજૂર નથી?"

"મંજૂર છે, માનખાન!" સુલેમાન બોલ્યો: "તમે ખૂબ બજાવ્યું, માઈ રૂપમતી ખુશ થઇને હવે તમને આરામ લેવાનું કહે છે!"

માનખાને હવે સુલેમાનને જોયો. તેણે સીતાર નીચે મૂકીને કહ્યું: "સુલેમાન! હું આગ્રાથી રૂપમતીની માફી માંગવા આવ્યો છું."

"તમે તો રૂપમતીના ઉસ્તાદ હતા, તમારે શાની માફી માંગવાની?"

"મેં રૂપમતીનો અજાણપણે એક ગુન્હો કર્યો હતો. અદ્દહમખાનના દિલમાં રૂપમતી માટેની લાલસાનું બીજ રોપનાર હું હતો, તે ગુન્હો મને કેટલાંય વર્ષોથી ડંખતો હતો, તે માટે હું તેની કદમબોસી કરી માફી માંગવા આવ્યો છું."

માનખાનની આંખોમાંથી વધારે જોરથી આંસુ વહી રહ્યાં. રૂપમતીને સુલેમાને મોડી–ઘણી મોડી પિછાણી હતી, તેમ માનખાને આટલા વખત પછી તેને પિછાણી અને તે તેની માફી માંગવા આવ્યો, એ જોઇને સુલેમાનનું દિલ ભિંજાયું, આંખો ભિંજાઇ અને પોતા પાસેનાં ફૂલ કબર પર ચડાવતાં તે બોલ્યો: "માઈ! તને નહિ પિછાણનારાંના ગુન્હાની તું માફી બક્ષજે! છેવટે તો તને એ બધાંય પિછાણવાનાં જ છે!" એટલું બોલતાં સુલેમાનની છાતીમાં ડૂમો ચડચો અને તેણે રૂંધાતે કંઠે કહ્યું: "પણ ઉસ્તાદ માનખાન! મારા સુલ્તાનને તો રૂપમતી સાંભરતી હોય તેમ જણાતું નથી."

"બાઝ આગ્રામાં છે." માનખાને સુલેમાનને ખબર આપી.

"આગ્રામાં છે? અકબરશાહની પાસે છે?" સુલેમાન ચમકી ગયો: "શાહે તેમને કેદમાં પૂર્યા છે?"

"નહિ, સુલેમાન! બાઝે દસ વરસ સુધી ચોમેર ભટક્યા કર્યું; ગુજરાત, ખાનદેશ અને દક્ષિણમાંથી માળવા પાછું જીતી લેવા માટે મદદ મેળવવા તથા લશ્કર જમાવવા તેણે બહુ યત્નો કર્યાં, અને બધેથી નિરાશ થઇને તે ઉદયપુરમાં ગએલો. ત્યાં તેને ઉદયસિંહે આશરો આપેલો પણ માળવા પાછું મેળવવાની તેની આશાઓ પર તે વખતે પાણી ફરી વળેલું હતું. અકબરશાહ ઉદાર દિલના બાદશાહ છે, તેમણે હસનખાન ખજાનચીને ઉદયપુર ખાતે બાઝને મળવા મોકલ્યો અને તેને માફી બક્ષી એટલે તે આગ્રામાં આવીને અકબરશાહને પગે પડચો. અકબરશાહે પહેલાં તેને એક હજાર અને પછી બે હજાર ઘોડેસવારોનો મનસબદાર નીમીને પોતાની પાસે રાખ્યો છે."

સુલેમાનનું દિલ ચચરી ઉઠયું, કપાળ પર આંટણ પડચાં, ચહેરા પર ગુસ્સો પ્રકટી નીકળ્યો. તેણે પૂછયું: "તેમને ખબર છે કે રૂપમતી અહીં પોઢી છે?"

"કેમ ખબર ન હોય? હું જાણું છું, આખો દેશ જાણે છે અને બાઝને ખબર ન હોય એમ કેમ બને?"

સુલેમાન ઉંડો નિસાસો નાંખીને બોલ્યો: "બાદશાહની ચાકરીથી એમનું શું વળવાનું છે? એક વારના સુલ્તાનને આજે મનસબદારીનો મોહ જાગ્યો? માનખાન! મારા સુલ્તાનને કહેજો કે તમારા માટે જેણે માબાપ અને ભાઇઓની ગણત્રી કરી નહિ, તમારી ખુશબખ્તી માટે જેણે નિંદા અને લોકાપવાદની પરવા કરી નહિ, તમારી મહોબ્બત પાછળ છેવટે જેણે પોતાના જાનની કુરબાની કરી, તેની ચાકરી જ હવે તો તમારે કરવી જોઇએ, તેની ન્યોછાવરી પાછળ તમારે મરી ફીટવું જોઇએ, તેને બદલે તમે ત્યાં હજી ઘોડા કેમ દોડાવી રહ્યા છો?"

માનખાન બોલ્યો: "તારો સંદેશો બાઝને હું કહીશ; પરંતુ ખુદાએ જે માટીમાંથી રૂપમતીને ઘડી હતી તે માટીમાંથી બાઝને ઘડયો લાગતો નથી, સુલેમાન!"

(૩)

ત્યારપછી એક, બે, પાંચ, દસ, વીસ વર્ષો વીતી ગયાં. મુજાવર સુલેમાન જુવાન મટીને ઘરડો થયો, પરંતુ ન તો બાઝ આવ્યો, ન તો સુલેમાનના સંદેશાનો કાંઇ જવાબ આવ્યો કે ન તો બાઝ શું કરે છે અને ક્યાં રહે છે તેની કશી ખબર તેને કાને આવી.

કોઇ એકલો અટૂલો મુસાફર, કોઇ ચોમેર ભટકતો ફકીર, કોઈ બાઝ ને રૂપમતીના પ્રેમની ઉડતી વાતો સાંભળીને આકર્ષાતો તવારીખનવેશ કે શાયર, કોઇ બાઝનો જૂનો દોસ્ત કે ગવૈયો, કોઈ યુદ્ધમાં અપંગ બનેલો બાઝનો સૈનિક કે નોકર, એમ તરેહ તરેહના માણસો કોઈ કોઇ વાર ત્યાં આવી ચડતા અને સુલેમાનને મુખેથી એ પ્રેમ તથા ન્યોછાવરીની કથા સાંભળતા, ત્યારે તેમનાં દિલ દ્રવ્યા વિના રહેતાં નહિ, તેમનાં મસ્તક ઝૂક્યા વિના રહેતાં નહિ અને તેમના હાથની ભાવભરી પુષ્પાંજલિ એ કબર ઉપર વરસ્યા વિના રહેતી નહિ.

કબર અને મુજાવરની ઝુંપડી પરનાં ઋતુચક્રનાં આક્રમણો છતાં વૃદ્ધ સુલેમાનની દિનચર્યામાં જરાએ ફેરફાર પડયો નહોતો. રૂપમતીની કબર અને તેની બાજુમાં જ બાઝને માટે ખોદી રાખેલો ખાડો એ બેઉને આબાદ રાખવા તે મથ્યા જ કરતો.

તેને શ્રદ્ધા હતી કે રૂપમતીની મહોબ્બતનું નૂર એક વાર જરૂર બાઝના દિલમાં પ્રકટશે, એ દિલ પત્થર હશે તોપણ તેને એ નૂર મીણ બનાવશે અને તેને જરૂર અહીં ખેંચી લાવશે. એ આશા જીંદગીની છેલ્લી ઘડી સુધી રાહ જોવડાવતાં પણ સુલેમાનને થાકવા દે તેમ નહોતું.

ઋતુ ઋતુના વાયરા વાતા અને વહી જતા. રૂપમતીની આરામગાહની આસપાસ તરેહતરેહની વનસ્પતિ ઉગતી અને સુકાતી. તળાવના જળમાં કમળો ખીલતાં અને ખરી જતાં. પંખીઓનાં ટોળાં આવતાં અને ઉડી જતાં. સુલેમાનની એટલી જ દુનિયા હતી.

એ દુનિયાથી દૂર સારંગપુરની વસતી હતી. સારંગપુરમાં તે એક વાર રહ્યો હતો, યુદ્ધમાં ભૂકો થએલું સારંગપુર વર્ષો જતાં પાછું આળસ મરડીને ઊભું થયું હતું, કોઇ કોઇ લોકો સુલેમાન પાસે આવતા અને ચાલ્યા જતા, પરન્તુ સુલેમાનને લોકોના પરિચયમાં હવે ખાસ રસ રહ્યો નહોતો. તેનો રસ તો તેની આ નાનકડી દુનિયામાં જ બંધાઇ રહ્યો હતો. આકાશના તારા, જંગલનાં ફૂલો, તળાવનાં કમળો, ઋતુ ઋતુએ ઉગતી ને સુકાતી વનસ્પતિ અને તરેહતરેહનાં પંખી તેનાં સ્થાવર–જંગમ મિત્રો હતાં.

શિયાળો બેસતાં ઉત્તરમાંથી ઊતરી આવતાં અને શિયાળો વીત્યે પાછાં હિમાલય ભણી પ્રવાસે ઉપડતાં પંખીટોળાંને માટે માર્ગમાં થોભવાનું ચીડિયાખાનું એ આ તળાવ અને ટેકરી હતાં. સુલેમાન હવે સમજતો થયો હતો કે ક્યારે કયાં અતિથિ પંખીડાં કઇ દિશામાંથી પોતાને આંગણે આવશે અને કઇ દિશામાં જશે. એમનાં ગમનાગમન ઉપરથી હિમાલય પહાડ પરની ઋતુના સુલેમાનને સમાચાર મળતા : પણ બાઝના કશાય સમાચાર મળતા નહિ.

એક વાર સારસનું ટોળું દક્ષિણમાંથી ઉડતું આવીને સુલેમાનને આંગણે થોભ્યું અને રાતવાસો રહીને સ્હવારે ઉત્તર તરફ ઉડી ગયું. પણ બે સારસ જોડલાં તળાવમાં જ રહી ગયાં. ટોળાથી વિખૂટાં પડી ગએલાં એ જોડલાં સુલેમાનને મન કુતૂહલ રૂપ બન્યાં. તેને દયા પણ આવી કે એ બિચારાં હવે ભૂલાં પડયાં, તેઓ પોતાના ટોળાને કેવી રીતે જઇ મળશે ?

બીજા દિવસનું પ્રભાત થયું અને સુલેમાને જાગીને જોયું કે રૂપમતીની કબર ઉપર તાજાં ખીલેલાં કમળ પડયાં હતાં ! સુલેમાન આશ્ચર્ય પામ્યો. બીજે દિવસે સ્હવારે પણ તેણે એ જ રીતે કબર પર કોઇએ ચડાવેલાં કમળ જોયાં. ત્રીજે દિવસે સુલેમાન વહેલો જાગ્યો અને તે કમળ ચડાવનારની રાહ જોવા લાગ્યો. હજી પૂરૂં પ્રભાત ઉગ્યું નહોતું ત્યારે તેણે ચારે સારસ પંખીઓને ચાંચમાં કમળ લઇને ઉડી આવતાં જોયાં ! તે જોતો રહ્યો અને ચારે પંખી કબર ઉપર કમળ ચડાવીને પાછાં ઉડી ગયાં.

"અહો પંખી જોડાં!" સુલેમાન તેમને ઉડી જતાં જોઇને બોલ્યો: "તમે કોણ છો? રૂપમતીની પાક મહોબ્બતને પિછાણનારાં તમે કોણ છો? તમે અહીં તેની કબર જોઇને તો રોકાઈ ગયાં નથી?"

અને પછી રોજ રોજ બેઉ સારસ જોડાં એ જ રીતે કબર પર કમળ ચડાવી જતાં, તળાવમાં જ રહેતાં, રમતાં અને કલ્લોલ કરતાં, જાણે પૂર્વભવનો અપૂર્ણ રહેલો જીવનરસ આ ભવે રૂપમતીની આરામગાહની ઓથે માણી રહ્યાં હોય.

દિવસો જતાં એ પંખી જોડાં પણ સુલેમાનનાં મિત્રો બન્યાં.

(૪)

પછી કેટલાય દિવસ અને મહિના વીતી ગયા.

ઇ. સ. ૧૫૯૪ ની એક સાંઝે ચાર ઘોડેસવારોના રખવાળા હેઠળ એક મ્યાનો રૂપમતીની આરામગાહની નજીક આવીને થોભ્યો. ભોઇઓએ મ્યાનો નીચે ઊતાર્યો અને એક ડોસાને તેમણે મ્યાનામાંથી ઉંચકીને બહાર કાઢ્યો. ડોસો ચાલી શકે તેમ નહોતું, એટલે તેને ઉંચકીને જ ભોઇ લોકો એ ટેકરી ચડવા લાગ્યા.

સુલેમાન દૂર ઊભો ઊભો એ દૃશ્ય જોઈ રહ્યો હતો. ડોસાને વધુ નજીક લાવવામાં આવતાં જ સુલેમાને તેને ઓળખ્યો અને તે તેની તરફ દોડ્યો.

"મારા સુલ્તાન! તમે આવ્યા? છેવટે તમે આવ્યા?!" કહેતા સુલેમાને હર્ષાવેશથી બાઝને ભોઇઓના હાથમાંથી પોતાના બાહુમાં એક બાળકની જેમ ઉંચકી લીધો.

બાઝમાં બોલવાની શક્તિ રહી નહોતી. તેણે રૂપમતીની કબર તરફ હાથ લંબાવ્યો અને સુલેમાન બાઝને ઉંચકીને કબર તરફ દોડ્યો.

સુલેમાને તેને નીચે મૂક્યો. બાઝ જોરથી હાંફી રહ્યો હતો. પ્રતિક્ષણે તેની શક્તિ ઓછી થઇ રહી હતી. તે અવશિષ્ટ શક્તિ એકઠી કરીને કબર પાસે ઘૂંટણભંડીએ બેઠો. સુલેમાને તેને પોતાના શરીરનું અઢીંગણ આપ્યું. બાઝ કાંઈ અશ્રાવ્ય શબ્દો

બબડયો, માથા પરથી મંદિલ ઊતારી તેણે કબર ઉપર મૂકી અને પછી શરીર ઝુકાવીને માથું કબર ઉપર મૂકયું.

પણ કબર પર મૂકેલું માથું તે પાછું ઉંચું લઇ શકયો નહિ. રૂપમતીના કદમમાં માથું મૂકતાં જ તેનો જીવ ઉડી ગયો.

સુલેમાનના જીવનની મોટામાં મોટી આશા પૂરી થઈ. તેણે રૂપમતીની કબરની બાજુએ ખોદી રાખેલા ખાડામાં બાઝના શબને દફનાવ્યું અને ઉપર માટી વાળી દીધી.

સુલેમાન ગમગીન થયો નહિ. તેને મન સંતોષ વળ્યો કે વર્ષોથી પોતે જેની રાહ જોઈ રહ્યો હતો, જેના દિલમાં રૂપમતીની પાક મહોબ્બતનું સ્મરણ જગાડવાને પોતે ખુદાની બંદગી કરી રહ્યો હતો, તે બાઝ બહાદુર, પોતાનો સુલ્તાન, હિંદમાંના પઠાણ રાજવંશનો છેલ્લો તારો અસ્તસમયે તો રૂપમતીની સોડમાં પોઢી જવા માટે જ આવી પહોંચ્યો હતો.

ખાડો પૂરીને સુલેમાને તે ઉપર કબર ચણી લીધી. બીજે દિવસે સ્હવારમાં ઉઠીને તેણે જોયું કે બેઉ કબરો પર ચાર ચાર કમળ ધરાવેલાં હતાં.

પરંતુ એ છેલ્લી વારનાં જ કમળ હતાં. ત્યારપછી ન તો કબરો પર કમળ પડેલાં કોઈ દિવસ સુલેમાને જોયાં, કે ન તો તળાવમાં પેલાં સારસ–સારસીનાં જોડાંને પણ ફરીથી જોયાં.

મેળો વીંખાઇ ગયો. સૌ પોતપોતાને માર્ગે પડયાં. સુલેમાન એ આરામગાહને જ પોતાનું મક્કા માનીને રહ્યો અને એક દિવસ તે પણ ખુદાની હજુરમાં ચાલ્યો ગયો.

આજે સારંગપુરના પાધરમાં એ જ તળાવની વચ્ચે, એ જ ટેકરી ઉપર, એ જ સ્થાન પર, એક જીર્ણ થઈ રહેલા ગુંબજની વચ્ચે પાસે–પાસે આવેલી બે કબરો ઘસાતી ભુંસાતી સ્થિતિમાં જોવામાં આવે છે.

સમાપ્ત

